# છાત્રાલય સંહિતા

[ત્રીજા છાત્રાલય સંમેલનના નિબંધો અને વ્યાખ્યાનોનો સંગ્રહ]



ત્રીજું છાત્રાલય સંમેલન
અમદાવાદ

# નિવેદન

છાત્રાલય સંમેલન માટેના નિબંધો અને વ્યાખ્યાનોનો આ સંગ્રહ ગુજરાતી પ્રજા સમક્ષ રજૂ કરતાં આનંદ થાય છે. આવાં સંમેલનો અને પરિષદોની ચાલી આવેલી પ્રથા છોડી સંમેલનની બેઠક અગાઉ અમે નિબંધો છાપી દીધા છે એ વિષે સ્વાગતના ભાષણમાં શ્રી. કાકા સાહેબે કહ્યું છે. સંમેલન-મા જે ચર્ચા થશે તે તથા છાત્રાલયને લગતા જે વિષયો ઉપર આ નિબંધોમા કાંઈ લખાણ નથી તેવા વિષયો ઉપર લખી અથવા લખાવી તે બીજા ભાગમાં બહાર પાડવા અમે ઉમેદ રાખીએ છીએ.

આ પુસ્તકની પડતર કિંમત લગભગ બાર આના આવી છે, પરંતુ સમાજને તે સુલભ કરવા માટે અમે માત્ર આઠ આના જ કિંમત રાખી છે.

—પ્રકાશકો

# છાત્રાલય સંહિતા

[ ત્રીજા છાત્રાલય સંમેલનના નિબંધો અને વ્યાખ્યાનોનો સંગ્રહ ]

ત્રીજું છાત્રાલય સંમેલન
અમદાવાદ

પોષ
૧૯૮૬

જાન્યુઆરી
૧૯૩૦

# વિષયસૂચી

# ત્રીજું છાત્રાલય સંમેલન, અમદાવાદ

[ જાન્યુઆરી ૧૬ તથા ૧૭ ]

સ્વાગતાધ્યક્ષ

## શ્રી. દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકરનું
## ભાષણ

પ્રકાશક:
મંત્રીઓ, છાત્રાલય સંમેલન

# છાત્રાલય સંમેલનનું સ્વાગત

ગુજરાત વિદ્યાપીઠના પદવીદાનસમારંભ સાથેના શિક્ષણસપ્તાહમાં છાત્રાલય સંમેલન તા. ૧૬ મી અને તા. ૧૭ મી જાન્યુઆરીએ આવે છે. ઔપચારિક ભાષણોની વિધિમાં વખત નહિ બગાડતાં ફક્ત રસભરી ચર્ચા અને અનુભવનો વિનિમય કરીને આગળનો રસ્તો નક્કી કરવામાં એ બે દિવસ ગાળવાનું નક્કી કર્યું છે, એટલે વર્તમાનકાળની સગવડોનો લાભ લઈ એ સંમેલનના સભ્યોનું તેમજ પ્રેક્ષકોનું સ્વાગત કરવાનું કામ 'નવજીવન' દ્વારા જ કરી લઉં છું. સંમેલનમાં રજૂ થનારા નિબંધો પુસ્તકરૂપે તૈયાર થાય છે. પદવીદાનસમારંભ પહેલાં જ પ્રજાના હાથમાં તે પહોંચી જશે. એ વાંચીને સંમેલનનું મહત્ત્વ સમજીને છાત્રાલય જેવી જીવનસ્પર્શી સંસ્થાના અનેક સવાલો ઉપર ઊંડો વિચાર કરીને સભ્યો સંમેલનમાં ભાગ લેવા પધારશે એવી વિનંતિ છે. પદવીદાન-સમારંભ વખતે સ્વતંત્રતાની રાષ્ટ્રીય કેળવણી અને લોકકેળવણીનો સંદેશો ગાંધીજી પાસેથી આપણે સાંભળીશું, ત્યારપછી ત્રણ દિવસ સુધી હિંદુસ્તાનના રાષ્ટ્રીય કેળવણીના એકાગ્ર સેવકો ભેગા થઈ એ ગૂઢ વિષયની ચર્ચા કરશે તે આપણે સાંભળીશું, અને ત્યારપછી જ એ બધું વિદ્યાર્થીજીવનમાં કેમ ઉતારાય એની ચર્ચા છાત્રાલય સંમેલનમાં આપણે વિસ્તારપૂર્વક કરીશું. એ કામ માટે ગુજરાતના શિક્ષણપ્રેમીઓને વિદ્યાપીઠની ભૂમિ ઉપર પધારવા સ્વાગતમંડળ વતી આમંત્રણ આપું છું. જેઓ આ વિષયમાં ઉત્કટ રસ ધરાવે છે છતાં પરિસ્થિતિવશાત્ સંમેલનમાં હાજર થઈ શકતા નથી તેમને ઘેર યથાશક્ય સંમેલન પોતે જ પહોંચી જાય એવી આ વરસની ગોઠવણ છે. આશા છે કે પ્રજા એ નવી પદ્ધતિને વધાવી લેશે અને વ્યાપક કરશે.

જોકે આ સંમેલન ત્રીજું છે તોયે સંમેલન જેવી પ્રવૃત્તિની ઉપયોગિતા સિદ્ધ થઈ છે એમ ન કહેવાય. કેટલાંયે વરસો સુધી ધીરજ અને એકાગ્રતાથી આ કામ ચલાવીશું ત્યારે જ એની ઉપયોગિતા લોકોને પ્રતીત થશે. આજે છાત્રાલયને નામે જેટલી સંસ્થાઓ ઓળખાય છે તેમાં એકતા કરતાં વિવિધતા જ વધારે છે. એ બધી સંસ્થાઓનો શી રીતે મેળ ખાશે એ મોટો સવાલ છે. જે લોકો આવી સંસ્થાઓના કર્તાહર્તા છે તેમાંથી મોટા ભાગના લોકો આનું મહત્ત્વ સમજતા નથી, આમાં રસ લેતા નથી. આ ઉદાસીનતા પાછળ બેદરકારી છે કે બીક છે એ કહેવું મુશ્કેલ છે. જમાનો હવે એવો આવ્યો છે કે મોટેરા જેટલી સંસ્થાઓ અને જાહેર પ્રવૃત્તિઓ પ્રત્યે ઉદાસીન થાય છે તેટલીમાં યુવાનો પ્રવેશ કરે છે અને એને નવું જ રૂપ આપે છે. છાત્રાલય સંમેલનનું પણ એમ જ થાય તો હું આશ્ચર્ય નહિ પામું. છાત્રાલય સંમેલન એ એક જીવતીજાગતી પ્રવૃત્તિ છે. કોમોના આગેવાનો અને છાત્રાલયોના વ્યવસ્થાપકો એમાં રસ ન લે, પોતાનો ભાગ ન ભજવે અને એની સૂચનાઓ અમલમાં મૂકવાની દૃષ્ટિએ વિચાર ન કરે, તો થોડા દિવસોમાં તેમને ભારે પશ્ચાત્તાપ થવાનો છે. આજે છાત્રાલય સંમેલનની સાથેસાથે નાનું સરખું છાત્ર-સંમેલન પણ ભરાય છે. 'બાપ સે બેટા સવાઈ' એ ન્યાયે એ સંમેલન છાત્રાલય સંમેલનને વ્યાપી નાંખે તો નવાઈની વાત નથી. છેલ્લી બે બેઠકમાં દક્ષિણામૂર્તિ, અમરેલી કપોળ બોર્ડિંગ, ચરોતર એજ્યુકેશન સોસાયટી, શારદામંદિર, આશ્રમ અને વિદ્યાપીઠના લોકોએ જ કાંઈક વિશેષ રસ લીધો છે. બાકીની સંસ્થાઓ તટસ્થભાવે વાતો સાંભળે અથવા ત્યાંથી આવેલા ગૃહપતિઓ પોતાની મુશ્કેલીઓ અને અશક્તિનાં જ લાંબાંલાંબાં વર્ણનો આપે. હજી એ સ્થિતિ બદલાઈ નથી. જીવતાં છાત્રાલયો નવાનવા અખતરાઓ કરે છે, સમાજ આથી અથડાય છે, સમાજને તે અસ્વસ્થ કરે છે, પોતે અસ્વસ્થ થાય છે, અને એ રીતે પ્રગતિનું ગાડું આગળ ચાલે છે. અશાંતિ વગર પ્રગતિ સંભવે જ નહિ.

અને રૂઢિગ્રસ્ત છાત્રાલયો નૈતિક પ્રગતિનો વિચાર નહિ કરવાથી સ્થિરનાં સ્થિર રહે છે અને ફક્ત સંદેશાઓ સાંભળ્યાં કરે છે. આ સંઘ આ રીતે કાશીએ નહિ પહોંચે. કોમી છાત્રાલયના વ્યવસ્થાપકોને પણ જાગવું પડવાનું છે. સ્વેચ્છાએ વિકાસ સાધશે તો પ્રગતિને મોખરે રહેશે અને પ્રગતિમાં પોતાનો ફાળો આપશે; નહિ તો ઘસડાઈ પડવાનું તો છે જ.

છાત્રાલયો એ નિશાળને અનુકૂળ વીશીઓ ઊભી કરવાથી જ ઉત્પન્ન થયાં છે. ધીમેધીમે એમાં ગૃહપતિ દાખલ થયો, વ્યવસ્થા આવી,

નિયમો આવ્યા, અને આશ્ચર્યની વાત કે આદર્શો પણ આવ્યા. હવે તો છાત્રાલય દ્વારા સામાજિક પરિવર્તન કરવાનાં પણ લોકો સ્વપ્નાં રચી રહ્યા છે. કુટુંબસંસ્થાની અવેજીમાં છાત્રાલયસંસ્થા કેટલે દરજ્જે બેસી શકે એના પણ વિચાર લોકોના મનમાં આવવા લાગ્યા છે, અને જો મારી આગાહી સાચી પડે તો છાત્રાલય દ્વારા કોમોનું સંગઠન પણ થવાનું છે. સમાજના જીવતાજાગતા પુરુષો, વિચારી અને પુરુષાર્થી સેવકો જે સંસ્થા હાથમાં લે તે સામાજિક જીવનની શિરોમણિ થવાની જ. આજનો જમાનો એ રીતે જોતાં આશ્રમોનો છે. અને છાત્રલયો તો આશ્રમોની હળવી, લોકસુલભ, વ્યવહારકુશળ આવૃત્તિ છે. એટલે હવે પછીની પ્રજાનું ઘડતર મોટેભાગે છાત્રાલયોમાંથી જ થવાનું છે એમ કહું તો તેમાં કોઈ આશ્ચર્ય નહિ માને. ન્યાત મહાજનોની સત્તા હવે ઓછી થઈ ગઈ છે. કોમી છાત્રાલયોમાં પણ જ્ઞાતિનું તત્ત્વ વિકસતું નથી, બધે જ જ્ઞાતિતત્ત્વનું કૃષ્ણપક્ષ શરૂ થયું છે. થોડા જ દિવસમા એ બધી સંસ્થાઓનું રૂપાંતર થવાનું છે અને એમાંથી એક મોટું વિરાટ સંગઠન થયેલું આપણે જોઈશું.

આવી રીતે આ સંસ્થાને આપણે સમાજના હૃદય ઉપર અસર કરનારી કલ્પ્યા પછી એની કાર્યવાહીની પદ્ધતિ પણ હવે કાર્યકારી કર્યે જ છૂટકો. નવરા જમાનામાં લાંબાંલાંબાં ભાષણો લખી કાઢીને પલાંઠી વાળીને બેઠેલા લોકો સમક્ષ વંચાતાં હતાં અને દલીલોની ખૂબી અને ભાષાની શૈલી ઉપર લોકો વારી જતા. આજનો જમાનો પાલખીનો નથી પણ પલાણનો છે. હવે ભાષણો તો લોકો ઘેરબેઠા વાંચે, સભામાં ભેગા થાય ત્યારે ચર્ચામાં જ ઊતરે. અને તે ચર્ચા પણ વાગ્વર્ધિની સભાની નહિ પણ રણક્ષેત્ર ઉપર ભેગા થયેલા સેનાપતિના મંડળની. બે બેઠક સુધી આપણે ભાષણો કર્યાં, નિબંધો વાંચ્યા, વિભાગીય સંમેલનો કર્યાં અને ખૂબ ચર્ચાઓ કરી; એક માસિક સુંદર રીતે ચલાવ્યું. છતાં છાત્રાલયોની મુલાકાતો અને એમને મિત્રભાવે આપવાની સૂચના સુધી પણ નથી પહોંચ્યા. કોઈ પણ કામની શરૂઆતમાં મંગળાચરણરૂપે આદર્શની વાતો થવી જ જોઈએ, અને તે પ્રમાણે આપણે તે કરી પણ ખરી. હવે છાત્રાલયો છાત્રાલયો ગણાય તે માટે ઓછામાં ઓછું એમણે કેટલું કરવું જ જોઈએ એનો નિર્ણય કરવો ઘટે છે, અને તેનો પ્રચાર સર્વત્ર કેમ થાય એની તપાસ કરવી ઘટે છે. જોખમની સાંકળ વગર ટ્રેન દોડે નહિ, ફાનસ વગર સાઈકલ ચાલે નહિ, હવાઅજવાળાંનાં બારીબારણાં વગર ઘરો બંધાય નહિ, માંદાની માવજતની સગવડ વગર યાત્રાસંઘ ઊપડે નહિ એવા રિવાજો જેમ બંધાઈ ગયા છે તેમ જ અમુક અમુક વ્યવસ્થા અને સગવડ વગર છાત્રાલયો ખોલાય જ નહિ એમ થવું જોઈએ.

હજી સુધી આપણે ઠરાવો પણ નથી કર્યા. હવે ઠરાવો પસાર કરવા પાછળ બેચાર વર્ષો કાઢીએ તોયે તે પ્રગતિ જ ગણાશે. પણ એટલાથી આપણને સંતોષ ન થવો ઘટે. જો સભ્યોના ધ્યાનમાં આવે તો દરેક ઠરાવ પાછળ તેને અમલમાં મૂકનારી એક સ્થાયી સમિતિ જોઈએ જ. છાત્રાલયોને સલાહ અને મદદ આપનાર એક સ્થાયી મંડળ પણ જરૂરનું છે. એવા મંડળ આગળ જેમજેમ સવાલો આવે તેમતેમ તેનો ઉકેલ આણવા માટે એની અનેક બેઠકો પણ ગોઠવવી જોઈએ. એ રીતે દરેક છાત્રાલયની સ્વતંત્રતા કાયમ રાખતાં છતાં બધા વચ્ચે સહકાર સાધી શકાય અને એ રીતે મજબૂત સંગઠન કરી શકાય. રાજદ્વારી પુરુષો, સુધારકો અને ઉદ્ધારકો પાસે કલ્પના-શક્તિ હોય તો આ છાત્રાલયો દ્વારા આખા સમાજનું સરસ સંગઠન કરી શકાય એ સહેજે તેઓ જોઈ શકશે. છાત્રાલયનો આવો ઉપયોગ થઈ શકશે એની મૂળ સંસ્થાપકોને કલ્પના પણ ન હોય. એટલે એ દિશાએ પોતાની સંસ્થાને વલણ આપવાનું એમને ઝટ સુઝે નહિ. પણ ક્રાંતિના જમાનામાં કલ્પનાશક્તિ તેજ થાય છે. 'इदं भवति' 'इदं न भवति' એવી ચર્ચામાં દિવસ ગાળવાની ધીરજ એ જમાના પાસે હોવી જ નથી. હિંમતભેર પગલું આગળ મૂકી તે ચાલે જ જાય છે. આજનો જમાનો આગળ વધવાનો છે. સંગીન તૈયારી કરીને ઝપાટાભેર ચાલીશું, લાંબીલાંબી કૂચ કરીને થાકી જઈશું ત્યારે આરામમાં બેસી મળેલો અનુભવ વાગોળવાને વખત ઘણો વીતશે. સવાલો ઉઠાવવા, પ્રયોગો કરવા અને ઉકેલ આણી આગળ વધવું એ આજનું કામ છે. છાત્રાલય દ્વારા એ રીતે આખા સમાજનું પરિવર્તન કરી શકાય એમ છે. ખાસ કરીને સમાજસુધારાનું કામ તો બીજી કોઈ પણ સંસ્થા કરતાં છાત્રાલય જ વધારે કરી શકશે. એક છાત્રાલયમાં સમાજના ભિન્નભિન્ન સાત વર્ગનું સંમેલન થાય છે. એ સાતે વર્ગ પોતાનો ફાળો આપે છે અને દરેક પોતાનો સૂર બરાબર કાઢે તો એ સમ સ્વરોનું મહાન સામાજિક સંગીત પ્રજામાં નવો પ્રાણ પૂરશે.

છાત્રાલયોમાં પ્રથમ વર્ગ તે છાત્રોનો; બીજે નંબરે આવે છે ગૃહપતિઓ; ત્રીજે નંબરે એમને અંકુશમાં રાખનાર વ્યવસ્થાપકો; ત્યાર પછી આવે છે એ બધાંને પોષણ આપનાર દાની લોકોનો વર્ગ. આ બાજૂ છાત્રોનાં માબાપો અને ગૃહપતિઓ સાથે સહકાર કરનાર શિક્ષકો એ બે મહત્ત્વના વર્ગો છે. આ બધા વર્ગોને સંકલિત કરનાર અને આદર્શવ્યવહાર શીખવનાર મહાન સમાજ છે. આજે ગૃહપતિઓ પરવશ છે; એમની તૈયારી નહિજેવી, હિંમત એથીયે ઓછી; પછી એમને સ્વતંત્રતા ક્યાંથી જ હોય! સમાજે બેદરકાર છે.

એને પોતાને જ ખબર નથી કે પોતાને ક્યાં જવું છે. દાનીઓ સંકુચિત છે. ઘણાખરા દાનીઓની નજર પોતાની કોમબહાર જતી જ નથી, શિક્ષણસંસ્થાઓ સાચો રસ્તો જરૂર બતાવી શકે, પણ તે તો ગુલામીની દશા ભોગવે છે. આંધળાં માબાપો પોતે કશો નિર્ણય નથી કરી શકતાં. એમને તો ગતાનુગતિક ગાડરિયા પ્રવાહ જ સૂઝે. કાંઈક ગરમ લોહી છે છાત્રવર્ગમાં. એ તો સાવ અવ્યાકૃત છે. સમાજમાં જ્યાં ખેંચાતાણ, કોરી ચર્ચા અને યુવકોની ખુશામત ચાલે છે ત્યાં છાત્રો પોતાનો રસ્તો શી રીતે નક્કી કરી શકે? જે દેખાવે ભારે પણ ભારમાં હળવું તેનું જ તેઓ પસંદ કરવાના.

આવા વર્ગોમાંથી કયો વર્ગ આપણું સાંભળશે, કયો વર્ગ આપણું કહ્યું માનશે એ જોવાનું છે. આપણે કેટલુંયે કરવા આતુર છીએ અને તે બધું આ સાતે વર્ગમાં ઓછુંવત્તું કામ થશે ત્યારે પાર પડવાનું છે. આપણા છાત્રાલય સંમેલનમાં આ સાતે વર્ગને સ્થાન હોય એમ હું ઇચ્છું છું. અને તેથી મને લાગે છે કે છાત્રોએ પોતાનું સંમેલન જુદું કરીને પોતાની શક્તિનું એક સ્થાન ગુમાવ્યું છે. સાથે-સાથે છાત્રો અલગ કેમ થયા એનો ગૃહપતિઓએ પણ વિચાર કરવો ઘટે છે. ગૃહપતિના અનેક દોષો હોય, ગૃહપતિઓ છાત્રોને દબાવતા હોય, છાત્રોને મોકળાશ ન હોય ત્યારે જ તેઓ પોતાનો અવાજ ક્યાંક પહોંચાડવાનો વિચાર કરે છે એ સ્પષ્ટ છે. કોમી છાત્રાલયોમાં વિદ્યાર્થીઓ પર જેમ વગરવિચારે ઉપકાર વરસાવવામાં આવે છે તેમ વગરકારણે દબાણ પણ રાખવામાં આવે છે. પછી એ છાત્રોની સ્થિતિ દેશી રાજ્યની પ્રજા જેવી થાય તો આશ્ચર્ય શું? દેશી રાજ્યની પ્રજા જેમ સુરક્ષિત ભૂમિ ઉપર જ જઈને પોતાનાં દુઃખો રડે છે અને પોતાની દુર્બળતા વધુ સ્પષ્ટ રીતે પુરવાર કરે છે તેવું આ તેજસ્વી જમાનાના છાત્રો નહિ કરે એમ હું માનું છું. સ્વતંત્ર છાત્રાલયોના વિદ્યાર્થીઓએ કોમી છાત્રાલયનાં છાત્રોને સ્વમાનનો રસ્તો બતાવવો જોઈએ. અને જવાબદાર સ્વતંત્રતા છાત્રો ધારે તો સહેજે અખત્યાર કરી શકે એમ છે એ એમણે બતાવવું જોઈએ. આપણા છાત્રાલય સંમેલનમાં અમુક સંખ્યામાં છાત્રોના પ્રતિનિધિ પણ આવે એ ઇચ્છવાજોગ છે. બહુમતીના જોરે નહિ પણ પોતાની નીતિમત્તાના જોરે તેઓ આવાં સંમેલનોમાં ઘણું કરી શકે એમ છે.

અત્યારસુધીનો જમાનો સમાજના અને કુટુંબના વર્ગો પાડવાનો રહ્યો છે. જેટલા વર્ગો પાડી શકાય તેટલા પાડવા અને તે તે વાડાના અભિમાનીઓને ભેગા કરી તેમને જોરે લડવું એ થોડાક અભિમાનીઓનો ધંધો જ થઈ પડ્યો છે. ન્યાતજાતના ઝગડામાં આપણી શક્તિ વેડફી નાંખતા એ સ્થાને વર્ગોના ઝગડા દાખલ કરવાથી નવો રસ જામશે,

પણ નવી શક્તિ કેળવાશે નહિ. જરૂર જણાય તો અમુક વખતને માટે ભલે આવા વર્ગો પાડીને ઝગડો ચલાવાય, પણ કાયમના ભેદ પાડવા એ ઇષ્ટ નથી જ. એ જ કારણે માબાપોનું સંમેલન, ગૃહપતિઓનું સંમેલન, સેક્રેટરીઓનું સંમેલન એવા વાડાઓ મને પસંદ નથી.

પણ આપણે એટલું તો જરૂર વિચારવું જોઈએ કે આપણે છાત્રાલયને નામે ભેગા તો થયા છીએ, પણ આપણી વચ્ચે એકતા કઈ કઈ બાબતમાં છે. કાળું અને શેરડી એકસાથે ખેસમાં બાંધવાની જે મુશ્કેલી હોય છે તેમ ભિન્નભિન્ન સ્વાર્થ અને ભિન્નભિન્ન પરિસ્થિતિ તથા આદર્શવાળા આપણે એક થઈને કામ કરવા મથીએ છીએ. પણ પ્રયત્ન કરતાં એકતાનું તત્ત્વ જડશે તે પકડીને વધારવું જોઈશે, કેમકે સંમેલન દ્વારા આપણે ભારે કામ કરવાના છીએ. હવે તો વિશ્વાસી લોકોનાં છાત્રાલયો પણ આપણી સાથે ભળવા માગે છે એ શુભચિહ્ન છે. કેટલાક લોકો માનશે કે જેમને ધર્મશત્રુ સમજીને ઘરમાંથી બહાર રાખ્યા, જેમણે આપણા સમાજ ઉપર પ્રત્યક્ષ અથવા અપ્રત્યક્ષ રીતે પ્રહાર જ કર્યા છે તેમને ફરી સહકાર માટે નોતરવા એ એમની આગળ હાર કબૂલ કરવાજેવું ગણાય. પણ એવું નથી. વિરોધ પણ ક્યાં સુધી ચલાવશો? स्थितस्य गतिश्चिन्तनीया એ ન્યાયે આપણે ત્યાં જેટલા ધર્મો અને જેટલા પંથો છે એ બધાને આવકાર આપવો જોઈએ. આપણે ડરતા હતા ત્યાં સુધી પરધર્મીઓને દૂર ને દૂર રાખ્યા. હવે તેઓ પણ ઘણું શીખ્યા છે, નમ્ર થયા છે, અને આપણે પણ એમને પોતાની અંદર ભળવા દેવામાં આપણી શક્તિ જોઈ શકયા છીએ. એટલે એવાઓનો સહકાર પણ આપણે વધાવી લેવો જોઈએ.

છાત્રાલયની કલ્પના ને આ આખી પ્રગતિ જેમણે પ્રથમથી જોઈ છે, —જોઈ છે એટલું જ નહિ પણ એમાં પોતાનો કીમતી ફાળો આપ્યો છે, અને જેમજેમ જમાનો બદલાયો છે તેમતેમ તેની સાથે પોતે પણ પરિવર્તન કર્યું છે, એવા બધી રીતે સુયોગ્ય પ્રમુખ આપણને મળ્યા છે. એમને વિષે એકવાર તો લખી ચૂક્યો છું. હવે તો ભલામણ જ કરવાની રહે છે કે એમના હાથમાં આ વર્ષનું સુકાન સોંપી આપણે એમને દરેક જાતની મદદ કરીશું, અને નિશ્ચિંત રહીશું કે એ કર્ણધાર આપણને પ્રગતિને પંથે લઈ જશે અને બધાં વિઘ્નોમાંથી બચાવશે.

દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર

# તૃતીય છાત્રાલય સંમેલન

[ ગુરુવાર તારીખ ૧૬ જાનેવારી ૧૯૩૦ ]

અમદાવાદ

---

પ્રમુખ

શ્રી. નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટનું

ભાષણ

ભાઇઓ અને બહેનો,

આ ત્રીજા છાત્રાલય સંમેલનના પ્રમુખ તરીકે આપે મને પસંદ કર્યો તે ખાતર હું આપનો સૌનો આભારી છું. મારા પૂજ્ય કાકાસાહેબને આજે વર્ષો થયાં મારા પર અને દક્ષિણામૂર્તિ પર પક્ષપાત છે તે આપ જાણતા હશો. એ પક્ષપાતને લીધે જ દક્ષિણામૂર્તિના એક પણ મંડળના રીતસર સભ્ય ન હોવા છતાં દક્ષિણામૂર્તિના અંતરમાં આજે એમનું સ્થાન છે, એ વાત દક્ષિણામૂર્તિના વિદ્યાર્થીઓ સૌથી વધારે જાણે છે અને અનુભવે છે. આ જ પક્ષપાતથી પ્રેરાઇને કાકાસાહેબે ગયે વર્ષે મારા ખાતર સંમેલન બંધ રાખ્યું; આ જ પક્ષપાતથી પ્રેરાઇને કાકાએ નવજીવનમાં મારાં વખાણ કર્યાં અને હથોડા પણ માર્યા; આ જ પક્ષપાતથી પ્રેરાઇને આખાયે ગુજરાત કાઠિયાવાડના સ્વાગતના અધિકારી કાકા આજે મારૂં અને આપનું સ્વાગત કરી રહ્યા છે. હું પોતે કાકાના આ પક્ષપાતને લાયક નીવડું એ જ પ્રભુ પાસે માગું છું.

આ સંમેલન ગુજરાત વિદ્યાપીઠમાં ભરાય છે. હું પોતે વિદ્યાપીઠનો સ્નાતક નથી; માત્ર બાપુની કૃપાને વશ થઇને થોડો વખત મેં વિદ્યાપીઠમાં મારો મામુલી ફાળો આપ્યો હતો. છતાંયે વિદ્યાપીઠની સ્થાપનાથી માંડીને આજ દિન સુધી વિદ્યાપીઠ તરફ એક માનની દૃષ્ટિથી હું જોતો આવ્યો છું. શરીરે આજે ગમે તેટલી દુર્બળ હોવા છતાં વિદ્યાપીઠ સમગ્ર ગુજરાતની માતા છે એવી મારી દૃઢ શ્રદ્ધા છે અને એ શ્રદ્ધાના બળે આજે તેના ખોળામાં બેસીને મારા વિચારો આપની પાસે રજુ કરવાનું સદ્‌ભાગ્ય હું આભાર સાથે સ્વીકારૂં છું.

માનવ જીવનની માફક સંસ્થાજીવનને પણ અમુક અમુક આદર્શ હોય છે. અને આવા આદર્શનું અવારનવાર સંસ્કરણ કરવામાં ન આવે તો તેના પર ધૂળ ચડી જાય છે. આવા આદર્શને વારંવાર પ્રયત્ન કરીને જીવતો રાખવો અને મનુષ્યના વ્યવહારથી તેના પર જાણ્યે અજાણ્યે ધૂળ ચડી ગઇ હોય તે ઘસી નાખવી એ આવાં સંમેલનોનો ઉદ્દેશ હોય છે. આપણા છાત્રાલય સંમેલનમાં આપણા આદર્શને આપણી સન્મુખ ફરીથી સ્થાપીએ અને આપણા પોતાના દોષથી આપણે આદર્શને ઢીલો કર્યો હોય તો ફરીથી તેને મજબૂત કરીએ એ આપણા આ સંમેલનનું એક કામ અને ઘણું અગત્યનું કામ. પ્રમુખસ્થાને બેઠો હોય કે છેક છેલ્લો જોડા પાસે બેઠો હોય પણ જે માણસ છાત્રાલયના આપણા આદર્શને જરાયે હેઠો પડવા ન દેતાં તેનો વાવટો ઉંચો જ ફરકાવ્યે રાખશે તે જ આ સંમેલનનો સાચો પ્રમુખ છે એમ ખચીત માનજો.

પણ આદર્શ એ તો દૈવી વસ્તુ છે, જ્યારે આપણે સૌ દુન્યવી માણસો છીએ. આદર્શવાદી લોકોને માથે એક એવો આરોપ છે કે એ લોકો ગગન-વિહારી લોકો છે, પણ કશોય અમલ કરી શકતા નથી; આદર્શવાદી લોકો હમેશાં સાતમા સ્વર્ગમાં જ વિહરે છે અને પૃથ્વી પર પગ જ દેતા નથી; આદર્શવાદી લોકો બડી બડી વાતો કરે છે પણ વ્યવહારમાં એક પણ વાત ઉતારવાનો પ્રસંગ આવે ત્યારે નિષ્ફળ થાય છે અને પોતાના દોષને માટે લોકોને ભાંડે છે. આથી બીજા પ્રકારનો આરોપ આપણા વ્યવહારીઆ લોકો ઉપર છે. એ લોકોમાં આદર્શની ધગશ તો નથી જ, પણ ઘણી વાર આદર્શ તરફ અંતરનો અણગમો છે. આવા લોકો ચોમાસાનાં અળસિયાંની માફક પૃથ્વીથી જરાયે ઉંચા ઉડવા માગતા નથી અને વ્યવહારને નામે ચાલુ પરિસ્થિતિના માત્ર ભોગ જ બની રહે છે. આવાં સંમેલનો આ આદર્શ અને વ્યવહાર બન્નેનો મેળ કરવાના સુંદર પ્રસંગો છે એમ જ કહેવું જોઇએ. આપણું આ સંમેલન છાત્રાલય જીવનનો આદર્શ અને વ્યવહાર એ બન્નેનો સાચો મેળ ઉભો કરવામાં આપણને ઉપયોગી થાય તો જ તેની સાર્થકતા ગણાય. આપણે માત્ર છાત્રાલયો સંબંધે ખાલી ઉંચા ઉંચા વિચારો કરીને છૂટા પડીએ તો આપણી વાતો ગમે તેટલી સારી દેખાશે છતાં તેનો કશો ઉપયોગ નથી; એ જ પ્રમાણે આપણે માત્ર છાત્રાલયમાં કેટલા ટંક ખાવા આપવું અને રમતોમાં ક્રિકેટ રાખવી કે હુડતુતુ રાખવી

એવા વિચારો કરીને છૂટા પડશું તો ગમે તેટલા વ્યવહારડાહ્યા ગણાશું છતાં તેનોયે કશો ઉપયોગ નથી. આપણે તો આદર્શવાદી થવું છે અને છતાં વેદીઆ નથી થવું; આપણે તો વ્યવહારદક્ષ બનવું છે છતાં વહેવારીઆ નથી થવું; આપણે તો છાત્રાલયનો આદર્શ પણ સેવવો છે અને એ જ આદર્શને અનુલક્ષીને વ્યવહાર પણ કરવો છે.

હવે આપણને સહેજે પ્રશ્ન થશે કે છાત્રાલયનો આદર્શ કયો ?

આવા આદર્શનો જે લોકો વિચાર કરે છે તેઓના મન પર એ જુદી જુદી સંસ્થાઓના જીવનની અસર દેખાય છે. એક તરફથી આપણા દેશના પ્રાચીન આશ્રમો અને તેમાંનું જીવન આપણને ઘણાને આકર્ષણ કરે છે. પ્રાચીન કાળના આશ્રમજીવન વિષે ઘણી ચોક્કસ માહિતી તો કોઇકની પાસે જ હશે પરંતુ એ આશ્રમજીવનના જે સ્મરણશેષો આજે સાહિત્યમાં મોજુદ છે તેની અસર આપણા લોકોના મન પર નાની સૂની તો નથી જ. એ કાળના ગુરુઓ, એ કાળની ગુરુપત્નીઓ, એ વખતનું સાદું જીવન, એ ભવ્ય અરણ્યવાસ, ગુરુશિષ્યના હેતાળ સંબંધો, શિષ્યની આજ્ઞાંકિતતા, ગુરુનો પ્રેમ : આ અને આવા બીજા ખ્યાલો આટલાં વર્ષોને વીંધીને પણ આપણને આજે મુગ્ધ કરે છે અને આજનાં છાત્રાલયોમાં આવું આવું બધું જોવાને આપણને લલચાવે છે.

જેમ એક બાજુ આ પ્રાચીન આશ્રમજીવન આપણી નજરને ખેંચે છે, તેમ બીજી બાજુ જાણ્યે અજાણ્યે ઈંગ્લાંડની ઇટન અને હૅરો જેવી પબ્લિક સ્કૂલનાં જીવન પણ આપણને આકર્ષણ કરે છે. ઇટન અને હૅરોનું તાલીમબદ્ધ જીવન, એ સંસ્થાઓનાં ક્રીડાંગણો અને ત્યાં ઘડાતાં તેમનાં ચારિત્ર્ય, એ પબ્લિક સ્કૂલમાં અધ્યાપક અને શિષ્ય વચ્ચેનો ઘાટો સંબંધ, ત્યાંનાં મોટાં વસતિગૃહો, ત્યાંનાં પ્રાર્થનામંદિરો, ત્યાંની પ્રિફૅક્ટ પદ્ધતિ વગેરેએ પણ આપણા ઉપર ઘણી મોટી અસર કરી છે.

અને છતાંયે આપણું આજનું છાત્રાલય એ નથી જૂના જમાનાનો આશ્રમ તેમ જ નથી ઇટન કે હૅરો. એ તો બિચારું એક છાત્રાલય જ છે. પછી તેને ગુરુકુળ કહો, ઋષિકુળ કહો, છાત્રાલય કહો કે બોર્ડિંગ કહો. અને આનું કારણ પણ એટલું જ સ્પષ્ટ છે. પ્રાચીન કાળમાં જે સામાજીક બળોને આધારે આપણા આશ્રમો બંધાયા હશે તે સામાજીક બળો આપણાં છાત્રાલયોની પાછળ નથી. ઈંગ્લાંડમાં જે સામાજીક બળોને લીધે ઇટન કે

હૅરો જન્મ્યાં હશે તે બળો પણ આપણે ત્યાં નથી. બહુ જ ચોકખા શબ્દોમાં બોલીએ તો જે પરગામના વિદ્યાર્થીઓને આજની અંગ્રેજી કેળવણી લેવા માટે શહેરોમાં રહેવું પડે છે તેમની સગવડ સાચવવા અને ગામડાના વધારે વધારે વિદ્યાર્થીઓ એ કેળવણી લેતા થાય તેમ કરવા આપણે છાત્રાલયો કાઢયાં છે. પરગામના વિદ્યાર્થીઓની આવી સગવડ સાચવવી એ જ આપણા મોટા ભાગની ઉત્પત્તિનું કારણ. હાઇસ્કૂલો કે મિડલસ્કૂલોમાં મળતી કેળવણી પરગામના વિદ્યાર્થીઓને ઓછી મુશ્કેલીથી મળે એ મૂળ હેતુ અને એ હેતુમાં એક સાધન તરીકે બોર્ડિંગની સ્થાપના.

પણ એક વાત આપણે ભૂલવી ન જોઇએ. કેટલાંક છાત્રાલયો ઉપર કહ્યું તે પ્રમાણે હાઇસ્કૂલની સગવડ માટે સ્થપાયાં જ નથી પણ અમુક વિશિષ્ટ ઉદ્દેશથી સ્થપાયાં છે. સત્યાગ્રહ આશ્રમનું છાત્રાલય આનો એક દાખલો છે. ત્યાંનું છાત્રાલય સ્થાપના વખતે જ કેળવણીની જીવતી જાગતી સંસ્થા તરીકે સ્થપાયું છે. આર્યસમાજનાં ગુરુકુળો માટે પણ આ પ્રમાણે કહી શકાય. ગુજરાતમાં જુદાં જુદાં મિશનો તરફથી જે છાત્રાલયો ચલાવવામાં આવે છે તે પણ આ જ રીતે કહેવાતી બોર્ડિંગોથી જુદા પ્રકારનાં છે.

આ પ્રમાણે સ્વતંત્ર ઉભાં થએલાં છાત્રાલયો અને ખાલી બોર્ડિંગો વચ્ચે ઉત્પત્તિનો તફાવત છે અને એ તફાવત માત્ર ઉપરચોટિયો તફાવત નથી પણ ઠેઠ છાત્રાલય જીવનમાં અંતર સુધી તેનો પ્રવેશ છે. છતાંયે આપણે ડરવાનું કશું કારણ નથી. આપણી બોર્ડિંગો ભલે ગમે તે કારણથી ઉભી થઇ હોય છતાં તેમાં વિદ્યાર્થીઓ તો છે; અને જ્યાં જ્યાં વિદ્યાર્થીઓ એક સમૂહ તરીકે હોય ત્યાં ત્યાં આજે નહિ તો કાલે કેળવણીની સંસ્થા ઉભી કરી જ શકાય છે.

શું આશ્રમો, શું ઇટન કે હૅરો અને શું આપણાં છાત્રાલયોઃ એ બધાંયની પાછળ આદર્શ તરીકે તો આપણું શુદ્ધ ને સંસ્કારી ગૃહજીવન ઉભું છે; અને સંસ્કારી શુદ્ધ ગૃહ એ દુનિયાની મોટામાં મોટી કેળવણીની સંસ્થા છે. આપણાં આશ્રમજીવન અને ઇટન હૅરોમાં આજે પણ જે કાંઈ આપણને મુગ્ધ કરે છે તે આવા શુદ્ધ સંસ્કારી ગૃહજીવનના જ અંશો છે. શુદ્ધ સ્વતંત્ર વાતાવરણ, પરસ્પરનો વણમાગ્યો સહકાર, બીજાને માટે પોતાની સગવડનો ત્યાગ, સાદાઇ અને જાતમહેનત, પ્રેમ પર બંધાએલ એક-

તંત્રતા : આ બધાં જ્યાં મોજુદ હોય ત્યાં સાચું ગૃહજીવન છે—અને આ બધાં મોજુદ હોય ત્યાં સાચું છાત્રાલય છે. પ્રાચીન કાળના આશ્રમોનું જીવન આજે એની એ ઢબે ઉભું કરવું એ નકામું છે. આપણે તો એ આશ્રમજીવનની કે સારા ગૃહજીવનની ભાવનાઓને ચિરંજીવ રાખવી અને તેમને આજનો લેબાસ પહેરાવવો પડે તો પહેરાવવો. આજની સંસ્થા આજની ભૂમિમાં ઉગે છે, આજનાં ખાતરપાણી પર પોષાય છે, આજની હવા તેને મળે છે એટલે તેને ખરેખર આજની જ બનાવવી જોઇએ; નહિ-તર એ ઉગશે જ નહિ અને ઉગશે તો જૂના જમાનાના અવશેષ તરીકે સંગ્રહસ્થાનમાં રાખવા જેવી થશે. એ જ પ્રમાણે ઇટન કે હૅરોનું સમજવું. જેઓ પરદેશની કેળવણીની સંસ્થાઓથી પરિચિત છે તેઓ તો જાણે છે કે ઇટન હૅરો જેવી સંસ્થાઓ પણ એ દેશોમાં આજે પ્રવાહપતિત ગણાય છે. છતાંયે આ બધી સંસ્થાઓની ભાવનાઓ આપણને જરૂર કામ લાગે. પ્રાચીન કાળના આપણા ગુરુઓનો વિદ્યાવ્યાસંગ, તેમના જીવનની સાદાઈ, ગુરુશિષ્યનો આધ્યાત્મિક સંબંધ, શિષ્યોની વિદ્યાપરાયણતા, તેમનો શુશ્રૂષાભાવ, આ બધું કોઇ પણ ઘર જેવી સંસ્થામાં આવવું જોઇએ. એ જ પ્રમાણે ઇટન કે હૅરોનું સ્વતંત્ર વાતાવરણ, વિદ્યાર્થી વિદ્યાર્થીની મૈત્રીઓ, એનું કઠણ જીવન, ત્યાં કેળવાતો સ્વાશ્રય, ત્યાંના વિદ્યાર્થીઓની છૂટથી રમાતી રમતો અને એથીયે વધારે ઇટન કે હૅરોનું નામ ત્યાંના વિદ્યાર્થીને જીવનમાં જે જાદુ આપે છે તે જાદુ : આ બધાં પણ આપણને જરૂર ખેંચે.

પણ આ સ્થળે જરૂર કોઈ શંકા કરે તેવું છે. ખરી કેળવણીનું સ્થાન તો ઘર કે છાત્રાલય ? મારા જેવા ઓગણીશ વર્ષના અનુભવવાળા ગૃહપતિ પાસેથી તમે ક્યા જવાબની આશા રાખો છો ? દક્ષિણામૂર્તિની સ્થાપના કર્યા પહેલાં જે વિચારો હું ધરાવતો હતો તે જ વિચારો આજે પણ ધરાવું છું, અને તેથી જ કહી શકું છું કે સારામાં સારું છાત્રાલય પણ ઘરની ટોચે કદિ આવવાનું નથી. હું કબૂલ કરું છું કે આપણે ત્યાં આજે ગૃહજીવન છિન્નભિન્ન થઈ ગયું છે; બટકું રોટલા માટે રાત દિવસ મહેનત કરનાર અને પરદેશ રખડનાર પિતાને પુત્રપુત્રી તરફ ધ્યાન આપવાનો વખત કે અનુકૂળતા નથી; અને આવાં બાળકો માટે છાત્રાલય એ એક જ માર્ગ છે. જ્યાં આજની ઢબે અંગ્રેજી શાળાઓ નથી અને જ્યાં માબાપ એ શિક્ષણ પોતાનાં છોકરાંઓને આપવા માગે છે ત્યાં પણ છાત્રાલય એ

જ એક માર્ગ છે. ખાસ કરીને આ વર્ગના વિદ્યાર્થીઓ માટે છાત્રાલયો આવશ્યક જ છે એમ હું કબૂલ કરૂં છું. પણ જે માબાપો પોતાનું ગૃહજીવન બહુ જ ખરાબ એવો દીનતાભર્યો વિચાર નાહકનાં કર્યા કરે છે અને જેઓ પોતે સુધરવાનો પ્રયત્ન કરવાને બદલે છોકરાં છોકરીઓને ધક્કેલી મૂકે છે તેઓ તો ભૂલ જ કરે છે એમ મારે કહેવું જોઇએ.

છાત્રાલયની કેટલી ઉપયોગિતા કયા વર્ગને માટે છે એ તો આપણે આંકયું. પણ આજના સંયોગોમાં એક સંસ્થા તરીકે છાત્રાલયો એથીયે વધારે ઉપયોગી છે. આજે આપણું ગૃહજીવન ખૂબ જ પ્રાકૃત થઇ ગયું છે અને થતું જાય છે. શુદ્ધ સંસ્કારી ગૃહજીવન તો કદાચ શોધ્યુંયે ન જડે તો હું આશ્ચર્ય પામું નહિ. આવે વખતે સમાજમાં ફરીથી શુદ્ધ સંસ્કારી ગૃહજીવન ઉભું કરવું હોય તો તે વિશિષ્ટ ઉદ્દેશોવાળાં છાત્રાલયો કરી શકે, અને બીજાં છાત્રાલયો તેમનો લાભ લઇ શકે. વિશિષ્ટ ઉદ્દેશવાળાં છાત્રાલયોનું અસ્તિત્વ જ એટલા માટે છે. આવાં છાત્રાલયો સમાજના ચાલુ ગૃહજીવનને નિત્ય નિરંતર ઉંચે લઇ જવામાં મદદ કરે છે અને ગૃહજીવનના અનેક મુશ્કેલીભર્યા કોયડાઓને જીવનની દૃષ્ટિથી ઉકેલે છે. બીજા શબ્દોમાં બોલું તો આવાં છાત્રાલયો માત્ર અમુક વિદ્યાર્થીઓને ખવરાવે પીવરાવે અને તાલીમ આપે એટલાથી જ એમનું કામ પતી જતું નથી. એમની પાછળ થતો ધનવ્યય અને શક્તિવ્યય ત્યારે જ સાર્થક છે કે જ્યારે બીજાં ઘરો માટે અને છાત્રાલયો માટે તેઓ માર્ગ ઉભો કરે અને એ રીતે ઘરો અને છાત્રાલયોના આખા સમૂહને મોખરે જ નિરંતર ઉભાં રહે.

આ પ્રકારનું સમાજના આખાયે ગૃહજીવનને ઘડવાનું કામ છાત્રાલયો કરે જ છે. એ ઘડતર વધારે શુદ્ધ અને સંસ્કારી થાય તેવા ચોક્કસ પ્રયત્નો આપણે કરવા જોઇએ. આજ સુધી છાત્રાલયને આ દૃષ્ટિથી આપણે કેળવણીની સંસ્થા માની જ નથી. શરૂઆતના દિવસોમાં આપણે સૌએ કોઠારી જેવા ગૃહપતિઓ નીમ્યા એટલે બોર્ડિંગો વીશીઓ બની ગઇ. પાછળથી આપણી આંખો ઉઘડી ત્યારે શાળાના શિક્ષકોને આપણે ગૃહપતિઓ નીમ્યા અને બોર્ડિંગો લેસન તૈયાર કરાવનારી સંસ્થાઓ થઇ. એ જ પ્રમાણે જ્યારે આપણે જોઇ લેશું કે માત્ર પુસ્તકિયા શિક્ષણમાં અને જીવનની તાલીમ આપતી કેળવણીમાં જમીન આસમાનનો તફાવત છે ત્યારે આપણે શિક્ષકોને નહિ પણ કેળવણીમાં યા તો જીવનમાં સમજનારા

ભાઇઓને ગૃહપતિઓ તરીકે રાખશું અને તે દિવસે આપણાં છાત્રાલયો શાળાનાં લેસનો તૈયાર કરાવનારી સંસ્થાઓ માત્ર નહિ રહે પણ ખરી કેળવણીની સંસ્થાઓ બનશે. કોઠારી ગૃહપતિ ગયા તેથી આજે છાત્રાલયોની રસોઇ બગડી નથી; ઉલટું કોઠારી તો રહ્યો જ પણ તેને તેનું સ્થાન મળ્યું અને શિક્ષક ગૃહપતિ આવ્યો. એ જ પ્રમાણે શિક્ષક ગૃહપતિના જવાથી પણ છાત્રાલયોને કશી અડચણ આવવાની નથી. શિક્ષક તો ત્યાં રહેશે જ પણ તેને તેનું યોગ્ય સ્થાન મળશે અને પરિણામે આજે છાત્રાલયનો આખો કાર્યક્રમ ખાવાપીવામાં અને પાઠ કરવામાં સમાઇ જાય છે તેમાં ફેરફાર થશે.

આપણે આપણા આદર્શને વફાદાર રહેવું હોય અને છાત્રાલયને શુદ્ધ સંસ્કારી ગૃહજીવન આપનારી સંસ્થા બનાવવી હોય તો છાત્રાલયના તંત્રમાં મેં ઉપર જણાવ્યો તેવો ફેરફાર કરવો જ પડશે.

આપણાં છાત્રાલયોના આદર્શ પૂરતો આપણે વિચાર કરી લીધો. આપણા છાત્રોને શુદ્ધ સંસ્કારી ગૃહજીવન પૂરું પાડવું એ આપણો આદર્શ. સાથે સાથે સમાજમાં શુદ્ધ સંસ્કારી ગૃહજીવનના વિચારોનો પ્રચાર કરવો અને આપણા છાત્રો છે તેના જેવા જ વિદ્યાર્થીઓ ઘેર ઘેર છે એટલે એ તમામ વિદ્યાર્થીઓના જીવનના પ્રશ્નોનો ઉકેલ લાવવા પ્રયત્ન કરવો એ છાત્રાલયો કરી શકે તેમ છે. આ કાર્ય એક રીતે શાળાઓનું ગણાય પણ આજે શાળાઓ આ આખા પ્રશ્ન તરફ મોટે ભાગે બેદરકાર છે તેવે વખતે આપણે છાત્રાલયો પાસેથી એવી આશા શા માટે ન રાખીએ ?

પરંતુ આ બધી તો આદર્શની વાત થઈ. આજે આપણે ત્યાં શું ચાલી રહ્યું છે તેનો વિચાર આમાં કર્યો નથી અને કર્યો હોય તો બહુ જ ગર્ભિત રીતે. આજે તો આપણાં કેટલાંક છાત્રાલયો કોઇ પણ ગૃહપતિ વિના ચાલે છે; બીજાં થોડાંએક કોઠારી ગૃહપતિથી ચાલે છે; ઘણાં શિક્ષક ગૃહપતિથી ચાલે છે અને અત્યંત જુજ સંખ્યામાં કેળવણીની દૃષ્ટિથી ચાલતાં હશે. પણ આ વસ્તુસ્થિતિથી મને જરાયે મૂંઝવણ થતી નથી. ગૃહપતિ વિનાનાં છાત્રાલયો ચાલતાં હોય તેમને હું ચાલવા દઇશ. આપણા દેશમાં આર્થિક પ્રશ્ન એ બહુ મોટો પ્રશ્ન છે. કેટલાંયે ગરીબ છાત્રાલયો ગૃહપતિ માટે સગવડ કરી શકે તેમ નથી. આ છાત્રાલયો આજે તો જુજ એવી મકાન આદિની સગવડ આપે છે અને એવી સગવડ પણ ઘણાને લાભ કરે છે એમ હું માનું છું. આપણે ઉપર કહ્યા તેવા કશા

લાભો આ છાત્રાલયમાં નથી મળતા એ હું માનું છું. પણ આવી ગરીબ દશામાંયે જે વિદ્યાર્થીઓ પાકે છે તે ઘણી વાર સમૃદ્ધ છાત્રાલયોના વિદ્યાર્થીઓ કરતાંયે તેજસ્વી હોય છે તે આપણે ભૂલવું ન જોઇએ. આવા ગૃહપતિ વિનાના છાત્રાલયના સંચાલકો પોતાની અનુકૂળતાએ ગૃહપતિ રાખી લે એવી આપણી એ ભાઇઓને વિનતિ.

બીજો વર્ગ આવ્યો કોઠારી ગૃહપતિનો. આવાં છાત્રાલયો પણ આપણે ત્યાં ઘણાં છે. આવાં છાત્રાલયો બધી વખત ગરીબ જ હોય છે એમ નથી; પણ સારા ગૃહપતિ વિના છાત્રાલય કહેવાય જ નહિ એવો ખ્યાલ તેના સંચાલકોને હોતો નથી એ મુખ્ય વાત છે. ઘણી વાર વધારે વિદ્યાર્થીઓને લાભ આપવાના લોભમાં પણ સંચાલકો ગૃહપતિને રાખતા નથી અને જેમ તેમ ચલાવી લે છે. આ સંચાલકોને આપણે વિનતિ કરીએ કે આપ સારા એવા ગૃહપતિને રોકો તો એ ખર્ચ એળે નહિ જાય. આ વાત મને બહુ અઘરી નથી લાગતી.

ત્રીજો વર્ગ આપણે ત્યાં શિક્ષક ગૃહપતિઓનો છે અને આ વર્ગ ઠીકઠીક મોટો ગણાય. શિક્ષક ગૃહપતિવાળાં છાત્રાલયોના વિદ્યાર્થીઓને શાળાની કેટલીક અનુકૂળતા હોય છે. ઉપરાંત શાળામાં શિક્ષકોનું અમુક જાતનું સ્થાન હોય છે એટલે આવા શિક્ષક ગૃહપતિઓ પાસે વિદ્યાર્થીઓ અમુક જ રીતે વર્તે છે અને શિક્ષક આવા વિદ્યાર્થીઓ સાથે અમુક ચોક્કસ રીતે જ રહે છે એટલે આવાં છાત્રાલયો આજની શાળાઓ માફક અમુક ચોક્કસ ઢબે જ ચાલે છે.

પરંતુ આવાં છાત્રાલયો પાસેથી આપણે આશા રાખીએ તેવું કશું ત્યાં આપણને મળતું નથી. ગૃહપતિ વિનાના છાત્રાલય પાસેથી આપણે કશી આશા નથી રાખતા. કોઠારી ગૃહપતિ પાસેથી વધારેમાં વધારે આશા રાખીએ તો છાત્રાલયના બાહ્ય વ્યવહારની ચોકખાઇ, ચીવટ, કરકસર, નિયમિતતા, પ્રામાણિકતા વગેરેની. પણ શિક્ષક ગૃહપતિ પાસેથી તો આ ઉપરાંત વિદ્યાર્થીઓના ઠેઠ અંતર સુધી પહોંચવાની અને ત્યાં જઈ જે જે સામગ્રી તેને આગળ વધતાં રોકતી હોય તેને દૂર કરવાની તથા તેને આગળ વધારનારી જે જે સામગ્રી હોય તે વાતાવરણમાં જમાવવાની આશા રાખીએ છીએ.

પણ શિક્ષકભાઇઓ છાત્રાલયમાં આજે આ પ્રમાણે કરે છે ખરા ?

જે શાળાઓમાં આજે આપણે શિક્ષક તરીકે કામ કરીએ છીએ તે શાળાઓ આપણા મનમાં જીવનના અને કેળવણીના એવા ઉંધા વિચારો ભરી દે છે કે પાછળથી એ વિચારોને આપણે છોડી પણ શકતા નથી. આપણી શાળાઓમાં થતી શિક્ષાઓ, આપણા માર્ક, આપણી પરીક્ષાઓ, આપણા ફાઇનો, આપણાં ઇમ્પોઝીશનો, આપણા ઇનામોના મેળાવડા, આપણી ક્રિકેટમૅચો, આપણી નંબર ચડાવવા ઉતારવાની રીત—આપણી આજની શાળાઓમાં ચાલતી આ તમામ વસ્તુઓ આપણને એટલી સહજ થઇ પડી છે કે એ બાબતો વિષે કાંઇ વિચાર કરવા જેવું છે કે કેમ એમ જ આપણે માનતા નથી. અને શાળામાં સહજ થઇ ગએલી આ વસ્તુઓને આપણે શિક્ષકો છાત્રાલયજીવનમાં દાખલ કરીએ છીએ. છાત્રાલયમાં ચાલતી આજની ડિસીપ્લીન, છાત્રાલયમાં ગણાતા ગુન્હાઓ, છાત્રાલયમાં થતા શાક અને દૂધના ફાઇનો, છાત્રાલયમાં થતી શરીરશિક્ષાઓ, છાત્રાલયમાં મળતાં ચારિત્ર્યનાં ઇનામો, છાત્રાલયમાં થતી મૅચો—આ બધાં આપણી આજની શાળાઓને આભારી છે અને એ બધાની ફિલ્સુફી આજે શાળાઓ પૂરી પાડે છે. પરંતુ જેઓએ કેળવણીનો એટલે કે જીવનશાસ્ત્રનો અભ્યાસ કર્યો છે તેઓ આ બધા વિચારો તથા તેમાંથી નીપજતા આચારો કેટલા ભૂલ ભરેલા છે એ બરાબર સમજે છે. આપણાં છાત્રાલયો ઉચ્ચ ગૃહજીવનનો આદર્શ રાખી ચલાવવાં હોય તો આપણે શિક્ષક ગૃહપતિઓએ આ જીવન-શાસ્ત્રનો—કેળવણીશાસ્ત્રનો વિચાર કરવો પડશે અને શાળાનું આજનુ શિક્ષણ-શાસ્ત્ર કેટલું આડે માર્ગે જાય છે તે જોઇ લેવું પડશે. શિક્ષક ગૃહપતિઓ પાસેથી આપણે આટલી આશા ન રાખીએ તો કોની પાસેથી રાખીએ ? હું તો આગળ ચાલીને એમ પણ કહેવાનું મન કરૂં કે શાળામાં આજે જે જે અયોગ્ય આચારવિચારો પ્રવર્તતા હોય તેની સામે આવા શિક્ષકોએ છાત્રાલયના ગૃહપતિઓ તરીકે—મોટી સંખ્યાના વિદ્યાર્થીઓના વાલી તરીકે વાંધો લેવો જોઇએ અને એ રીતે આજની શાળાઓમાં પરિવર્તન કરાવી સમાજનો આશીર્વાદ લેવો જોઇએ.

છાત્રાલયના ગૃહપતિની લાયકાત કેટલી અને કેવી હોવી જોઇએ એ અગત્યનો પ્રશ્ન છે. આજે આપણે મોટે ભાગે માધ્યમિક કેળવણી લેતા વિદ્યાર્થીઓનાં છાત્રાલયોનો વિચાર કરીએ છીએ; અને આવાં છાત્રાલયોમાં ઘણો ખરો આધાર ગૃહપતિ ઉપર જ હોય છે. ગૃહપતિની લાયકાતનો પ્રશ્ન

આપણે ત્યાં અનેક સ્વરૂપો લઇને આવે છે. કોઇક વાર લોકો પૂછે છે કે ગૃહપતિ ઘરડો જોઇએ કે જુવાન? તો કોઇક વાર પૂછે છે કે ગૃહપતિ પરણેલ જોઇએ કે કુંવારો? કોઈ પૂછે છે કે ગૃહપતિ નાતીલો હોય કે પર નાતીલો? તો કોઈ પૂછે છે કે ગૃહપતિને છાત્રાલય સાથે રાખવો કે ગામમાં? આ બધાય પ્રશ્નોની પાછળ તો પૂછનાર કોઇ પ્રસંગે ક્યાંઇક દાઝયો છે એવો ધ્વનિ છે. ખરી રીતે કાંઈ ઘરડો ગૃહપતિ નાલાયક જ હોય અને જુવાન ગૃહપતિ લાયક જ હોય એમ માનવાનું કશું કારણ નથી. આપણે તો ગૃહપતિ પરિણીત હોય કે કુંવારો તેની સાથે સીધી નિસબત નથી, પણ ગૃહપતિ તરીકે તે લાયક હોવો જોઇએ, અને આ પ્રમાણે ગૃહપતિની લાયકાત નક્કી કરતી વખતે આપણે સમજવું જ જોઇએ. ગૃહપતિ એ કાંઈ કેવળ ભાવવાચક વસ્તુ નથી પણ છૈયાંછોકરાંવાળો અને બાયડીવાળો માણસ છે અને એ બધાથી વીંટળાએલો એ આખો માણસ ગૃહપતિ છે; ગમે તો રાખો, નહિતર રજા આપો.

આ રીતે ગૃહપતિની લાયકાતનો વિચાર કરીએ ત્યારે બે મુખ્ય વસ્તુઓ આપણી નજરે ચડે છે. એક ગૃહપતિની વૃત્તિ અને બીજી તેની શક્તિ.

છાત્રાલયમાં આપણે સૌ જાણીએ છીએ તેમ ગૃહપતિ એ loco-parentis છે. ઘરમાં માબાપની જે હૂંફ છોકરાંઓને હોય છે તે હૂંફ છાત્રાલયમાં ગૃહપતિની મળે એવો આપણો મનોરથ છે. મારા પોતાના ક્ષુદ્ર અનુભવ પરથી બોલું તો સાધારણ રીતે માણસોને પોતાનાં બાળકો માટે જે લાગણી થાય છે તે બીજાનાં છોકરાં માટે થતી નથી. મને પોતાને મારો દીકરો માંદો પડે ત્યારે જે અરેરાટી થાય તેટલી જ અરેરાટી દક્ષિણામૂર્તિનો વિદ્યાર્થી માંદો પડે ત્યારે નથી થતી—થાય છે પણ તેટલી જ ઉગ્ર નથી થતી. આનું કારણ તો એ જ છે કે મને મારા દીકરા ઉપર જે આસક્તિ છે તેટલી ભવનના વિદ્યાર્થીઓ ઉપર નથી. આ ઉણપ તો છે જ, પણ એટલી ઉણપ આપણે ચલાવી લેવી પડે છે. એટલે ગૃહપતિને પોતાનાં છોકરાંઓને માટે થાય તેવી જ લાગણી અને તેનાથી સહેજ ઉતરતી લાગણી બીજાંનાં બાળકો તરફ થાય તે જ માણસ ગૃહપતિ થઈ શકે. ખરી રીતે તો જેના દિલમાં મનુષ્ય માત્રના જીવન તરફ આદર ઉભો થયો હોય છે અને તેથી જ ઉઘડતા ગુલાબની તરફ કવિ જે આદરથી જુએ તે આદરથી જે સમસ્ત વિદ્યાર્થી આલમ તરફ જોઇ શકે છે, તે જ માણસ

ગૃહપતિને માટે લાયક ગણાય. જેને વિદ્યાર્થીઓ ગમે તેવી ભૂલો ને અપરાધો કરે છતાંયે છેવટે એ વિદ્યાર્થી છે અને એટલા જ માટે સદ્‌ભાવનો અધિકારી છે એવો નિરંતર જાગતો ભાવ નથી એ માણસ ગૃહપતિ તરીકે સફળ નહિ થાય એવો મને ભય છે. ગૃહપતિની આ વૃત્તિને કેટલાક લોકો વિદ્યાર્થીઓનો પ્રેમ કહે છે. આ વસ્તુ પ્રેમ હોય કે સદ્‌ભાવ હોય, જે હોય તે, પણ તેના વિના કોઇએ ગૃહપતિ થવાય જ નહિ અને થઈ પડ્યા હોઇએ તો મહેનત કરીને આ વૃત્તિ કેળવાય તેટલી કેળવી લેવી એ આપણો ધર્મ.

ગૃહપતિની વૃત્તિનો બીજો પણ એક વિચાર આપણે કરવો ઘટે છે. છાત્રાલય જીવનમાં ગૃહપતિના પોતાના અંગત જીવનનો ફાળો નાનો સૂનો નથી. જીવન એ એવી સળંગસૂત્ર વસ્તુ છે કે તેના જાહેર જીવન અને ખાનગી જીવન એવા સાવ અલાયદા ટુકડા પાડી શકાય નહિ. આવા અલાયદા ટુકડાનો વિચાર આજે આપણી શાળાઓ ઉભો કરે છે. શાળાનો શિક્ષક આજની દૃષ્ટિએ પોતાનું શિક્ષણ આપીને ચાલતો થાય એટલે કોઇ એને પૂછતું નથી. શાળામાં એ રીતસરનો શિક્ષકનો લેબાસ ધારણ કરીને આવે એટલે તેના જીવનનાં બીજાં પાસાંઓ વિષે આપણે સાવ બેદરકાર રહીએ છીએ. આ વસ્તુસ્થિતિ ભયંકર તો છે જ પણ આજે તેનો ઉપાય અઘરો છે. છાત્રાલયમાં તો આ વસ્તુ એક મિનિટ પણ ચલાવી લેવાય તેવી નથી. શાળામાં તો જીવનની બીજી બાજુઓ વિદ્યાર્થીઓથી અજ્ઞાત પણ રહે ત્યારે છાત્રાલયમાં તો ગૃહપતિ ચોવીશ કલાક વિદ્યાર્થી પાસે તેના નગ્ન સ્વરૂપમાં ખડો જ છે. અને આપ સૌ જાણો છો કે ગૃહપતિના આંતર જીવનની પરીક્ષા જેટલી સફાઇથી અને જેટલી ચોકસાઇથી વિદ્યાર્થીઓ કરે છે તેટલી સફાઇથી અને આબાદ રીતે કોઇ ભાગ્યે જ કરતું હશે.

આવી સ્થિતિમાં ગૃહપતિના આંતર જીવનમાં અને બાહ્ય જીવનમાં જેટલો વધારે મેળ હોય તેટલી તેની યોગ્યતા વધારે. ગૃહપતિના જીવનમાં ઉણપો હોય છે તે વિદ્યાર્થીઓને સાલતી નથી; ગૃહપતિના જીવનમાં દોષો હોય તે વિદ્યાર્થીઓને સાલતા નથી; પણ એ દોષોને ઢાંકવાનો ગૃહપતિનો પ્રયત્ન વિદ્યાર્થીઓ કદિ સાંખતા નથી. ગૃહપતિ બોલે કાંઇ અને કરે કાંઇ એ નહિ ચાલે. તેણે વિદ્યાર્થીને જે ઉપદેશ આપવો તે પોથીમાંનાં રીંગણાં જેવો નહિ ચાલે. પોતે બોલે તે જ પોતે આચરે અને કોઇ પણ કારણથી આચરી શકાય તેવું ન હોય તો તેને પણ જણાવી દે.

આ બે બાબતોનો સમાવેશ આપણે ગૃહપતિની વૃત્તિમાં કરીએ છીએ.

હવે રહ્યો શક્તિનો સવાલ. ઘણી વાર એવું બને છે કે ઘણા સારી વૃત્તિવાળા માણસો હોય છતાં ગૃહપતિ તરીકે ન ચાલે. માત્ર શુભ વૃત્તિથી છાત્રાલયો ચલાવી શકાય તેમ નથી. એની સાથે શક્તિની પણ એટલી જ જરૂર છે.

આ શક્તિમાં આપણે થોડીક વાતોનો વિચાર કરી લઇએ. આપણે છાત્રાલયને કેળવણીની સંસ્થા ગણી છે. જે જુવાન વિદ્યાર્થીઓ છાત્રાલયમાં આવે છે તે બધાને જીવનની તાલીમ બને તેટલી આપવાનો પ્રયત્ન છાત્રાલયમાં થવો જોઇએ. આવા પ્રયત્નોને ગોઠવનાર ગૃહપતિને કેળવણીશાસ્ત્રનું જ્ઞાન હોવું જોઇએ એમ હું માનું છું. કેળવણીનું શાસ્ત્ર એટલે સમગ્ર જીવનનું શાસ્ત્ર. ભૂગોળ કેમ શીખવવી કે ડૅાલ્ટન પ્લૅન કેમ ચલાવવી એમાં જ કેળવણીશાસ્ત્રની સમાપ્તિ નથી થતી. કેળવણીશાસ્ત્ર તો સમગ્ર જીવનનો વિચાર કરે છે. એ વિદ્યાર્થીનો પોતાનો વિચાર કરે છે, વિદ્યાર્થિમાનસના નિયમોનો વિચાર કરે છે અને આ બધા વિચારોને પરિણામે વિદ્યાર્થીને કયે માર્ગે કેવી રીતે ક્યાં દોરી જઈ શકાય તેનો આંક મૂકે છે. ગૃહપતિને પોતાને કેળવણીશાસ્ત્રનું આવું મૌલિક જ્ઞાન ન હોય તો તે કદાચ રસોડું બરાબર ચલાવી દેશે, કદાચ વિદ્યાર્થીને પાઠો તૈયાર કરાવી શકશે, કદાચ વિદ્યાર્થીઓને કઠણ જીવનમાં પલોટી શકશે પણ તેના અંતરમાં પરિવર્તન ઉભું કરવામાં સફળ નહિ થાય. અને વિદ્યાર્થી પોતે અંદરથી પલટાય નહિ ત્યાં સુધી આ બધી મહેનત શા કામની છે? આપણે તો વિદ્યાર્થી પોતે અંદરથી આગળ વધે એની જરૂર છે; અંદરનો ફેરફાર સાધ્યો હશે તો બાહ્ય પરિવર્તન એની મેળે આવવાનું જ છે. એટલા માટે ગૃહપતિએ કેળવણીનું શાસ્ત્ર બરાબર જાણી લેવાની જરૂર છે. અને કેળવણીનું શાસ્ત્ર એટલે એકલું શિક્ષણશાસ્ત્ર માત્ર નહિ. શરીરસ્વાસ્થ્ય, માનસસ્વાસ્થ્ય અને આત્માનું સ્વાસ્થ્ય આ ત્રણે શી રીતે સચવાય તેનાં શાસ્ત્રો આ ગૃહપતિએ ઉપયોગ પૂરતાં જાણી લેવાં ઘટે છે.

આવા જ્ઞાન વિનાનો ગૃહપતિ ધોકાપંથની રીતે છાત્રાલયને ચલાવે અને પરિણામે લાભ કરતાં નુકશાન વધારે કરે.

આ એક વાત થઇ. ગૃહપતિને કેળવણીશાસ્ત્રનો યા તો જીવનશાસ્ત્રનો પરિચય જોઇએ એ ઉપરથી કોઇ એમ ન માની લે કે આજના શિક્ષ-

કોને તો આવો પરિચય હોય જ છે. ના. આજના આપણે શિક્ષકો રૂઢિથ શિક્ષકો છીએ, શાસ્ત્રીય શિક્ષકો નથી. આપણને કેળવણીનાં શાસ્ત્રોનો પરિચય ખરેખરો થયો હોય તો આપણી શાળાઓ એક મિનિટ પણ ચાલ ન શકે અને આજે ચાલે છે તેવાં છાત્રાલયો પણ એક મિનિટ ન ચાલે

પણ કેળવણીના શાસ્ત્રનું જ્ઞાન એટલું બસ નથી. માણસનું શાળાનું કામ એક રીતે સહેલું છે. વિદ્યાર્થી શીખવા આવે ત્યારે પોતાનું વિષય જ્ઞાન બરાબર હોય એટલે તેને સંતોષ આપીને શીખવી શકાય અને વિદ્યાર્થ રાજી થઇને જાય. ગૃહપતિનો માર્ગ એટલો બધો સહેલો નથી. ગૃહપતિને તો ત્રીશ મિનિટમાં એકત્રીશ નવા નવા સવાલો માથું પકવી નાખે તેવ આવે, અને એ બધાયનો તેણે કેળવણીની દૃષ્ટિ જાગતી રાખીને ઉકેલ આપવાનો. પ્રશ્નો ગમે તેવા ગોટાળિયા હોય, પ્રશ્નો ગમે તેટલું લોહીને ઉકાળી નાખે તેવા હોય, અરે ક્ષણભર તો ગૃહપતિને પોતાને પણ તેન ભીજાનમાંથી ખસેડી નાખે તેવા હોય છતાં ગૃહપતિને પોતાનો દોર ભૂલવે પાલવે નહિ અને એક વાર ભૂલે એટલે પત્તો ખાવાનો જ નહિ. અ પ્રમાણે માત્ર કેળવણીનાં શાસ્ત્રોનું પોપટિયા જ્ઞાન તેને કશું કામમાં આવતુ નથી; એ જ્ઞાનને દરરોજના જીવનમાં કેમ ઉપયોગમાં લેવું અને તે પ્રમાણે જ છાત્રાલય જીવનને કેમ ગતિ આપવી એ બાબતમાં ગૃહપતિની કુશળત પણ એટલી જ જોઇએ. આપણે જોઇએ છીએ કે ઘણી વાર છાત્રાલયોમ આવી કુશળતાના અભાવે જ વિદ્યાર્થીઓ અને ગૃહપતિ વચ્ચે ગજગ્રાહ બંધાય છે અને છાત્રાલયના આખા વાતાવરણમાં અસ્વસ્થતા ઉભી થાય છે માટે જ ઉપર કહ્યું તેવું કેળવણીશાસ્ત્રનું જ્ઞાન અને એ જ્ઞાનને રીતસરન જીવન વ્યવહારમાં ઉતારવાની કુશળતા એ બંને ગૃહપતિમાં હોવાં જોઇએ. આવી કુશળતા એ પણ એક પ્રકારની શક્તિ છે એમ કહેવાની જરૂર નથી.

હજી એક ત્રીજી વસ્તુ ગૃહપતિની શક્તિના વિચારમાં હું ઉમેરવા માગું છું: અને તે વ્યવસ્થાશક્તિ. છાત્રાલય સાધારણ રીતે ૨૫–૩૦ વિદ્યાર્થીઓનું તંત્ર છે. એ તંત્રમાં ભિન્ન ભિન્ન પ્રકૃતિના વિદ્યાર્થીઓ, રસોયો, નોકર વગેરેના એક બીજાની સાથેના સંબંધોનો વિચાર આવશ્યક છે. આ સંબંધો સુવ્યવસ્થિત રીતે ગોઠવાય અને જે એક ઉદ્દેશથી આખું છાત્રાલય ચલાવવાનું છે તે ઉદ્દેશને આધીન રહીને આ બધાય લોકો તંત્રમાં પોતપોતાનું સ્થાન સંભાળી લે એને માટે ગૃહપતિમાં વ્યવસ્થા શક્તિની

પૂરતી જરૂર છે. આવી વ્યવસ્થાશક્તિને અભાવે ઘણી વાર વિદ્વાન્ ગૃહપતિ પણ મોટો ગોટાળો કરી બેસે છે અને જે કામ થોડી અક્કલવાળો વ્યવહારનો માણસ સુંદર રીતે પાર ઉતારી શકે ત્યાં કોઇક વાર આવો વિદ્વાન્ ગોથાં ખાય છે. ખાનગી ઘરોમાં ઘરના મુખ્ય માણસનામાં વ્યવસ્થાશક્તિ ઓછી હોય તો ચાલ્યું જાય. એનો કાર્યપ્રદેશ એટલો ટૂંકો છે કે ત્યાં વ્યવસ્થાનો અભાવ બહુ મોટું નુકશાન ન કરે. વળી ઘરમાં બધાં માણસો એક બીજા સાથે એવાં ગોઠવાયાં હોય છે કે એ ખામી દેખાય પણ નહિ. પણ છાત્રાલયમાં તો વ્યવસ્થાશક્તિ વિના ભારે નુકશાન થાય અને કોઇક વાર તો છાત્રાલયનું તંત્ર જ સમૂળગું અટકી પડે. એટલે ગૃહપતિમાં આ વ્યવસ્થાશક્તિની પણ પૂરી જરૂર છે. આ વ્યવસ્થાશક્તિનો અર્થ એવો તો નથી જ કે ગૃહપતિ એ લશ્કરી માણસ હોય અને આખા છાત્રાલયને સિપાહીઓની બરાક બનાવી દે. જે વ્યવસ્થા વિદ્યાર્થીઓના સ્વાતંત્ર્યનો અને વ્યક્તિવિકાસનો હ્રાસ કરે તે વ્યવસ્થા નથી પણ બરાકશાહી છે. આપણે તો સ્વાતંત્ર્ય અને વ્યક્તિવિકાસની અવિરોધી અને સમાજહિતમાં આવશ્યક એવી વ્યવસ્થા માગીએ છીએ અને એવી વ્યવસ્થા વિના કોઈ પણ મોટું તંત્ર લગભગ અશકય જ બને છે યા તો જંગલી રીતે ચાલે છે. આપણા દેશ આખામાં આજે વ્યવસ્થાશક્તિની ખામી દેખાય છે અને તેને લીધે જ આપણા ઘણા પ્રયત્નો આજે નિષ્ફળ થાય છે. આવે વખતે તો આપણાં છાત્રાલયોમાં આ વસ્તુ પર જેટલો ભાર મૂકીએ તેટલો ઓછો છે એમ હું માનું છું.

આ પ્રમાણે જેનામાં વૃત્તિ અને શક્તિ એ બંને વસ્તુઓ મોજુદ હોય તે ગૃહપતિ થવાને લાયક છે. આપણે સૌ આપણી પોતાની જાત પર આ આંક મૂકી જોઇએ અને હૈયે હાથ રાખીને આપણા અંતરને પૂછી લઇએ: "હું પોતે ગૃહપતિ થવાને લાયક છું ?"

એ લાયકાતવાળો ગૃહપતિ પોતાની ફરજ અદા કરશે એટલે તે ફરજમાંથી ઉત્પન્ન થતા બધા અધિકારો તેને આવી મળશે એમ હું માનું છું. જેમ આપણે ગૃહપતિની લાયકાતનો અને તેના ધર્મનો વિચાર કરી લીધો તેમ જ વિદ્યાર્થીઓની લાયકાતનો અને તેમના ધર્મનો વિચાર કરી લેવો

જોઇએ. પણ આપ સૌ જાણો છો કે આપણા સંમેલનની સાથે જ અહીં આપણા છાત્રોએ પોતાનું સંમેલન ભર્યું છે એટલે છાત્રોની લાયકાત અને તેમના ધર્મનો વિચાર હું તેમને માટે રાખું છું. મને એક વાત કહેવાનું મન તો થઇ જ જાય છે. આજે જ્યારે આપણે છાત્રાલયોમાં સૌના હક્કોની વાત કરતા થયા છીએ તેવે વખતે હક્કોની પહેલાં આપણી ફરજોનો વિચાર કરીએ અને એ ફરજો બજાવવામાં અડચણ આવે એટલે તેને દૂર કરવાની ફરજ–હક્ક ઉભો થાય છે એ વિચાર કરીએ તો વધારે સારૂં નથી? સૌને પોતપોતાનો ધર્મ યા ફરજ છે અને જ્યારે કોઈ એ ફરજની આડે આવે ત્યારે તેને દૂર કરવાનો સૌને હક્ક છે એમ નથી?

છાત્રાલયોમાં એક બનાવ ઘણી વાર આપણું ધ્યાન ખેંચે છે અને તે ગૃહપતિ અને વિદ્યાર્થીઓ વચ્ચેનો tug of war. આવા ગજગ્રાહમાં કયો પક્ષ સાચો હોય છે તે કહેવું મુશ્કેલ છે. ઘણી વાર તો માત્ર કુશળતાના અભાવથી જ આવા ગજગ્રાહો જામે છે અને લંબાય છે. ઘણી વાર આપણને ગૃહપતિઓને પણ પ્રતિષ્ઠાનું ભૂત વળગે છે એટલે આપણી ભૂલ હોય તો પણ આપણે કબૂલ કરવા માગતા નથી. ઘણી વાર વિદ્યાર્થીઓ હઠે ચડે છે એટલે પોતાની ભૂલ હોય તો પણ એમની ઉંમરને યોગ્ય એવા આગ્રહથી પોતાની વાતને વળગી રહે છે. આવા પ્રસંગે મારા ગૃહપતિ ભાઇને મારી એક વિનતિ. ગજગ્રાહ બંધાવા માંડ્યા પછી તરત જ ગૃહપતિ ફરીથી એક વાર વિચાર કરે અને ગાંઠ બંધાયા પહેલાં છૂટી જતી હોય તો છોડાવી નાખે. મારા એક વૃદ્ધ મુરબ્બીનું વચન મને આજે યાદ આવે છે. તે કહે છેઃ "કેટલાક પરાજયો વિજયના કરતા પણ વધારે તેજસ્વી હોય છે." અને જ્યાં બન્ને પક્ષો માત્ર હઠ પર જ ચડ્યા હોય ત્યાં વિદ્યાર્થીઓને હઠ છોડવાનું કહેવું તેના કરતાં ગૃહપતિએ પોતે જ હઠ છોડવો એ વધારે સારૂં છે એમ સૌ કોઈ કબૂલ કરશે. બાકી તો ગૃહપતિ અને વિદ્યાર્થીઓનાં હિતો સામસામાં અથડાય છે એ વાત જ મને કબૂલ નથી. જે ગૃહપતિ વિદ્યાર્થીઓના હિતનો વિરોધી હોય તેણે છાત્રાલય છોડી ચાલ્યા જવું; એમ ન હોય તો પણ જ્યાં ઘણા વિદ્યાર્થીઓ પોતાને દુશ્મન માનતા હોય ત્યાં વધારે વખત રહેવું એ કોઈ પણ ગૃહપતિને શોભે તેવું નથી. અને આ વાતની સાથે જ મારે વિદ્યાર્થી બંધુઓને પણ જણાવી દેવું જોઇએ કે પહેલાં આપણી પોતાની લાયકાત પૂરી તપાસો અને પછી

ગૃહપતિની લાયકાત વિષે પ્રશ્ન કરો તો વધારે ઠીક છે. અને છતાંયે ગૃહ-પતિ નાલાયક હોય તો તેની ફજેતી કરવાને બદલે તેનો ઉપાય કરવો ઘટે કારણ કે તમારી ઉંમરે તમારો વખત તમારે સાધી લેવો જોઇએ અને આવી નકામી ભાંજગડમાં પડ્યા વિના બીજું સારું છાત્રાલય શોધી લેવું જોઇએ. પણ આ વિષે વધારે ઉહાપોહ તો આપણા છાત્રસંમેલનમાં વિદ્યાર્થીઓ પોતે જ કરશે એવી આશાથી હું અહીં પડતું મૂકું છું.

હવે હું છાત્રાલય જીવનના કેટલાક બહુ જ અગત્યના પશ્નો પર બે શબ્દો કહી મારું આ લાંબું ભાષણ ખતમ કરવા માગું છું.

આપણો સૌથી મોટો પ્રશ્ન છાત્રાલયમાં ડિસીપ્લીનનો છે. ઉપર આપણે ગૃહપતિ અને વિદ્યાર્થીઓના ગજગ્રાહનો જે ઉલ્લેખ કર્યો તે પણ ડિસીપ્લીનના આપણા યોગ્યાયોગ્ય વિચારોને આભારી છે. મેં ઉપર જણાવ્યું તેમ આપણે જૂના વિચારો પ્રમાણે ડિસીપ્લીનના જે ખ્યાલો બાંધ્યા છે તેને નવીન કેળવણીના વિચારોથી ફરી વખત તોળી લેવા ઘટે છે. આજે આ આખાયે પ્રશ્ન પર નવીન કેળવણીશાસ્ત્રે જે પ્રકાશ નાખ્યો છે તેને આપણે અવગણી નહિ શકીએ. આજે જગતભરમાં સ્વાતંત્ર્યના ઘોષ ગાજી રહ્યા છે અને આ સ્વાતંત્ર્યનો પવન આપણા વિદ્યાર્થીઓને ન વાય એમ માનવામાં આપણી મોટી ભૂલ છે. જે લોકો માનવ જીવનના ઉંડા અભ્યાસીઓ છે તે લોકો તો સ્વાતંત્ર્ય વિના કોઇ પણ વ્યક્તિ કે સમાજનો વિકાસ નથી એમ જ પોકારી પોકારીને કહે છે. સુધરેલા દેશોમાં આજે ડિસીપ્લીનના જૂના ખ્યાલો બદલાતા જાય છે ને સ્વાતંત્ર્યનો નવો વિચાર પ્રચાર પામતો જાય છે. આપણે પણ આજે નહિ તો કાલે આ સ્વાતંત્ર્યને આપણી શાળાઓમા સ્થાન આપવું પડશે જ એમાં મને શક નથી. આપણે છાત્રાલયોમાં આ સ્વાતંત્ર્ય પર છાત્રાલયની ડિસીપ્લીન ઉભી કરી શકીએ તો કેળવણીમાં આપણે ભારે મોટો ફાળો આપ્યો ગણાય.

હું સમજું છું કે કેટલાક ગૃહપતિ ભાઇઓ આ વિચારથી ભડકશે. તેમને મન સ્વાતંત્ર્ય એટલે અતંત્રતા અને વિદ્યાર્થીઓની અંધાધૂની. વિદ્યાર્થીઓ પણ કદાચ આ સ્વાતંત્ર્યના વિચારથી ફૂલાઈ જઇ આવતી કાલથી જ છાત્રાલયમાં અરાજકતા ઉભી કરવા લલચાઇ જશે; પણ આથી હું જરાયે ડરતો નથી. સ્વાતંત્ર્ય એ અરાજકતા નથી એમ હું મારા ગૃહપતિ ભાઇઓને કહેવા માગું છું. સ્વાતંત્ર્ય એ તો સમતોલન છે, એ જ

સાચો સંયમ છે. વિદ્યાર્થીઓ ગમે તેમ વર્તે તે આપણે ચલાવી લેવું તેને હું સ્વાતંત્ર્ય કહેતો નથી. જેમ વિદ્યાર્થીને પોતાને સ્વાતંત્ર્ય હોવુ જોઇએ તેમ જ ગૃહપતિને પણ સ્વાતંત્ર્ય હોવું જોઇએ. ગૃહપતિ વિદ્યાર્થીઓ પર જોહૂકમીથી રાજ્ય ચલાવે એ જો ખોટું છે તો વિદ્યાર્થીઓ પણ ગૃહપતિ પર જોહૂકમી ચલાવે એ વધારે ખોટું છે. જોહૂકમી કોઇની ન જોઇએ. વિદ્યાર્થીઓ જીવન શીખવા આવ્યા છે. તેમને સ્વાતંત્ર્યની તાલીમ આપવી અને જતે દિવસે એક સારો સ્વતંત્ર માણસ જેમ રહે તેમ રહેતાં શીખવવું એ ગૃહપતિનું કામ છે. વિદ્યાર્થીનું આ સ્વાતંત્ર્ય માત્ર શારીરિક સ્વાતંત્ર્ય નથી. આ સ્વાતંત્ર્ય તો આધ્યાત્મિક વસ્તુ છે અને આ સ્વાતંત્ર્યને રસ્તે વિદ્યાર્થીઓને દોરવા તેને હું ઉંચામાં ઉંચી ધાર્મિક કેળવણી માનું છું.

છતાં એક વિનંતિ. ગૃહપતિ પોતે આ સ્વાતંત્ર્યના વિચારને બરાબર પકડે નહિ ત્યાં સુધી તેનો અખતરો પોતાના છાત્રાલયમાં તે ન કરે. અધૂરી સમજણથી કરેલો અખતરો વચ્ચેથી પડતો મૂકવો પડે છે અને બીજા અખતરા માટેની શ્રદ્ધા જ ચાલી જાય છે.

આવો જ એક બીજો પ્રશ્ન જાતીય શિક્ષણનો છે. છાત્રાલય માસિકમાં મારા મિત્ર હરભાઇના લેખો તમે વાંચ્યા છે. એ પ્રશ્નની ચર્ચા વિષે જે મતભેદ છે તે હું બરાબર જાણું છું. ગૃહપતિ પોતે આ પ્રશ્નને યથાર્થ ઓળખે એટલું તો જરૂરનું છે જ. પણ ગમે તે ગૃહપતિ પોતાના છાત્રાલયમાં આવા પ્રશ્નની ચર્ચા કરે અથવા તો વ્યક્તિગત વાતો કરે એ માર્ગ પસંદ કરવા જેવો નથી. આ પ્રશ્નની મીમાંસાને આજે હવે જાહેર મીમાંસા તરીકે મૂકવી જ ન જોઇએ. મને પોતાને તો એમ લાગે છે કે આ પ્રશ્ન આખા માનવજીવનનો પ્રશ્ન છે અને તેટલો ગંભીર તથા વિશાળ છે. છતાં વિદ્યાર્થીઓની ઉપેક્ષા આપણાથી શી રીતે થાય? એટલે જેઓ આ પ્રશ્નના રસિયા અભ્યાસી હોય તેમણે વિદ્યાર્થીઓ પોતાની મેળે વાંચી શકે અને યોગ્ય માર્ગે વળી શકે એવાં પુસ્તકો બહાર પાડવાં જોઇએ અને ચતુર ગૃહપતિએ આવાં પુસ્તકો લાગ જોઇને વિદ્યાર્થી પાસે મૂકવાં જોઇએ.

આ રસ્તો અજમાવી જોયા પછી આપણને કદાચ આગળનો માર્ગ સૂઝી રહેશે.

ત્રીજો આવો જ મોટો પ્રશ્ન શરીરશ્રમનો છે. આજનો શાળાનો અભ્યાસ એટલો બધો ભારે છે કે વિદ્યાર્થીને માથું ઉંચું કરવાનો વખત

જ નથી મળતો. આવી સ્થિતિમાં વિદ્યાર્થીઓ શરીરશ્રમ કરીને શું કરી શકે તે જોવા જેવું છે. આપણી બેઠાડુ કેળવણીમાં મોટું પરિવર્તન ન થાય ત્યાં સુધી મને આનો માર્ગ દેખાતો નથી. આ રીતે શરીરશ્રમને અભાવે આપણે છાત્રાલયમાં કસરતો તથા રમતોને જરૂર દાખલ કરવી જોઇએ. શરીરશ્રમ શક્ય હોય તો પણ વિદ્યાર્થી જીવનમાં રમતોને મોટું સ્થાન છે; પણ જ્યારે થોડો પણ શ્રમનો વખત નથી ત્યારે તો કસરત અને રમતોના જેટલા પ્રસંગો મળે તેટલા જતા કરવા ન જોઇએ. જુવાનના શરીરને તેમ જ મનને આ ઉંમરે વ્યાયામ અને રમતોની મોટી જરૂર છે અને એ વિના શરીર તેમ જ મન બંને આજે માંદાં રહે છે તેમ જ માંદાં રહેવાનાં. આ વિષય ઉપર જેટલું લખાય તેટલું ઓછું જ છે કારણ કે આપણા આજના વિદ્યાર્થીઓનાં શિક્ષણે શરીરોને પાયમાલ કરી નાખ્યાં છે. મને તો એમ જ કહેવાનું મન થઇ જાય છે કે ભણવું કારવવું ઘડીભર છોડી દો ને શરીરશ્રમથી કે વ્યાયામથી અને રમતોથી શરીરને સુદૃઢ બનાવો; ભણતર પોતાની મેળે આવવાનું હશે તે દિવસે આવી મળશે. પણ આ વિષય હું બીજા ભાઇઓ પર છોડું એમ મને લાગે છે.

જુવાન ઉંમરનો એવો જ મોટો પ્રશ્ન તો લગ્નનો છે. આ ઉંમરના થનમનાટ આપણે સૌ જાણીએ છીએ. એ થનમનાટ વ્યવસ્થિત થવા માગે છે, ફિલ્સુફી માગે છે, અવકાશ માગે છે અને યોગ્ય સૂચના માગે છે. જાતીય શિક્ષણનો પ્રશ્ન આને લગતો જ છે. આ બન્ને જુવાનીના મોટા પ્રશ્નો છે અને જે ગૃહપતિ આ પ્રશ્નમાં વિદ્યાર્થીઓના વિચારોને વ્યવસ્થિતપણે યોગ્ય માર્ગે ન વાળે તે કેળવણીની એક મોટી તક ગુમાવે છે. પણ સબુર. તમારા પોતાના વિચારો દૃઢ અને શુદ્ધ કરીને આ માર્ગે કેળવણી આપવા નીકળજો; છાત્રાલયમાં રહેતા વિદ્યાર્થીઓ પરણેલા હોય તો તો આ પ્રશ્ન વધારે વિકટ રૂપ પકડે છે અને કામી છાત્રાલયોને આ પ્રશ્ન મૂંઝવે છે પણ ખરો. હવે તો થોડા વખતમાં આપણા વિદ્યાર્થીઓ અઢાર વર્ષ પછી જ પરણશે એટલે માધ્યમિક શિક્ષણ લેતા પરણેલા વિદ્યાર્થીઓનો સવાલ ઉડી પણ જશે. છતાંયે એ જુવાનો લગ્નના વિચારો કરતા શી રીતે બંધ થશે? આ ઉંમર જ વિદ્યાર્થીને એ વિચારે ધકેલવાની છે.

ઉપર જણાવ્યા તેવા જ છાત્રાલય જીવનના કેટલાક પ્રશ્નો હજી બાકી છે. વિદ્યાર્થી સ્વરાજ્ય, છાત્રાલયમાં સમૂહપ્રાર્થના, છાત્રાલયમાં સ્વચ્છતા વગેરે પ્રશ્નો આપણા પ્રશ્નો છે પણ મેં તો માત્ર અંગુલિનિર્દેશ જ કરવો ધાર્યો છે. આપણે આ અને આવા બીજા પ્રશ્નો પર છૂટથી ચર્ચા કરવાના છીએ એમ હું સમજ્યો છું એટલે મારૂં બોલવાનું આટલેથી બંધ કરૂં છું.

આજે દશ માસ પછી કલમ હાથમાં લીધી છે એટલે હું સમજું છું કે મારા કહેવામાં ઘણા દોષો રહી ગયા છે; મારા વિચારો આપે આશા રાખી હશે તેવા વ્યવસ્થિત રીતે ગોઠવાયા નથી; એ વિચારોમાં આપે ધારેલી નવીનતા પણ નથી. છતાં હું જે કાંઈ કહી શકું તે કહેવાનો મેં પ્રયત્ન કર્યો છે. આપ સૌ મારા આ નમ્ર પ્રયત્ન સામું જોઇને મને નિભાવી લેશો એવી હું આશા રાખું છું.

---

ભાવનગર—શ્રીસરસ્વતી છાપખાનામાં પારી. ભીખાભાઇ ગોપાળજીએ છાપ્યું.

## ૧

# આદર્શ છાત્રાલય

છાત્રાલયસંમેલન આ માસમાં અહીં થવાનું હોવાથી આદર્શ છાત્રાલય કોને કહેવું એ વિષે મારા અભિપ્રાયની માગણી થઈ છે. સન ૧૯૦૪ની સાલથી મારી મતિ પ્રમાણે હું છાત્રાલય ચલાવતો આવ્યો છું, તેથી મને છાત્રાલય કેમ ચલાવવાં એનું કંઈક જ્ઞાન છે એવો મોહ પણ છે. અહીં છાત્રાલયનો અર્થ જરા વિસ્તૃત કરવાની આવશ્યકતા છે ખરી. જે કોઈ ગમે તે વસ્તુ શીખે તેને છાત્ર ગણીએ, ને એવા એક કરતાં વધારે છાત્રો સાથે રહે તો તે છાત્રાલયમાં રહે છે એમ હું કહું.

આવા છાત્રાલયના છાત્રપતિ ચારિત્રવાન હોવા જોઈએ.

છાત્રાલય વીશીનું રૂપ કદી ન પકડે, એટલે કે છાત્રો માત્ર ખાવાપીવા પૂરતા જ સાથે રહે છે એમ ન ગણાવું જોઈએ.

છાત્રોની વચ્ચે કુટુંબભાવના ફેલાવી જોઈએ.

છાત્રપતિ પિતાને સ્થાને હોવો જોઇએ. તેથી તે છાત્રોનાં જીવનમાં ઓતપ્રોત રહે, ને પોતાનું ખાવાપીવાનું છાત્રોની સાથે જ રાખે.

આદર્શ છાત્રાલય શાળાના કરતાં વિશેષ હોય. ખરી શાળા તો તે જ હોય. નિશાળમાં કે કોલેજમાં તો વિદ્યાર્થીઓ અક્ષરજ્ઞાન જ મેળવે. છાત્રાલયોમાં વિદ્યાર્થી બધું જ્ઞાન મેળવે.

આદર્શ છાત્રાલયનો સંબંધ નોખી શાળાની સાથે ન હોય; પણ શિક્ષણ એક જ તંત્રની નીચે હોય, ને બને ત્યાં લગી બધા વિદ્યાર્થીઓ અને શિક્ષકો સાથે જ રહેતા હોય. એટલે જે સ્થિતિ આજે સ્વાભાવિક કુટુંબોમાં નથી હોતી તે સ્થિતિ છાત્રાલયો મારફતે નવાં ને વિશાળ કુટુંબો પેદા કરીને કરવી રહી. આ દૃષ્ટિએ છાત્રાલય ગુરુકુળનું રૂપ પકડે.

આજકાલ છાત્રાલયોમાં ઘણો બિગાડ જોવામાં આવે છે. તેનું કારણ હું એમ માનું છું કે તેમાં કુટુંબભાવના પેદા કરવામાં નથી આવતી, ને છાત્રાલય ચલાવનારા વિદ્યાર્થીના જીવનમાં સંપૂર્ણ પ્રવેશ નથી કરતા.

છાત્રાલયો શહેરની બહાર હોવાં જોઈએ. અને જે સુધારા શહેરો અથવા ગામડાંમાં કરવાની આવશ્યકતા મનાય છે તે બધા સુધારા તેમાં થવા જોઈએ. એટલે શૌચાદિના નિયમોનું પાલન ત્યાં થવું જોઈએ. ગમે તે મકાન ભાડે લઈને તેમાં આદર્શ છાત્રાલય ન ચલાવાય. આદર્શ છાત્રાલયમાં નહાવાની, જાજરૂની સગવડો સરસ હોવી જોઈએ, હવાઅજવાળાની સગવડ પૂરી રહેવી જોઈએ. તેને અંગે વાડી હોવી જોઇએ.

આદર્શ છાત્રાલય સાંગોપાંગ સ્વદેશી હોય. છાત્રાલયના બાંધકામમાં ને રાચરચીલામાં ગ્રામ્ય જીવનની છાયા હોવી જ જોઈએ. હિંદુસ્તાનની ગરીબીના પ્રમાણમાં તેની રચના હોય. એટલે ઘણેભાગે પશ્ચિમના ઠંડા ને ધનવાન પ્રદેશોનાં છાત્રાલયો આપણને નમૂનારૂપે હોઈ ન શકે.

આદર્શ છાત્રાલયોમાં છાત્રો આળસુ, નાજુક, સ્વેચ્છાચારી થાય એવું કંઈ ન હોવું જોઈએ. તેથી ત્યાં સાધુ જીવનને શોભે એવો સાદો ખોરાક હોય, ત્યાં પ્રાર્થના હોય, સૂવાબેસવાના નિયમો હોય.

આદર્શ છાત્રાલય એ બ્રહ્મચર્યઆશ્રમ હોય. વિદ્યાર્થી આધુનિક શબ્દ છે. વિદ્યાર્થીઓને સારુ સાચો શબ્દ બ્રહ્મચારી છે. વિદ્યાભ્યાસના કાળમાં બ્રહ્મચર્ય આશ્વયક છે. આજની છિન્નભિન્ન સ્થિતિમાં હું એમ ઇચ્છું કે જો પરણેલા વિદ્યાર્થીને છાત્રાલયમાં

દાખલ કરવામાં આવે તો તેણે પણ બ્રહ્મચર્યનું પાલન વિદ્યાભ્યાસ પૂરો થતાં સુધી કરવું જોઈએ; એટલે તેણે વિદ્યાભ્યાસ કાળમાં પત્નીથી સર્વથા અલગ જ રહેવું જોઈએ.

વાંચનાર યાદ રાખે કે મેં આદર્શ છાત્રાલયનું વર્ણન આપ્યું છે. એને બધાં છાત્રાલયો ન પહોંચી શકે એ સમજાય એવું છે. પણ જો ઉપરનો આદર્શ બરોબર હોય તો બધાં છાત્રાલયોએ તે માપને અનુસરવું જોઈએ.*

**મોહનદાસ કરમચંદ ગાંધી**

---

*આ લેખ ત્રીજા છાત્રાલયસંમેલન માટે જ લખવામાં આવેલો પરંતુ પાછળથી તે અચોક્કસ મુદત માટે મુલતવી રાખવામાં આવેલું હોવાથી તા. ૩-૩-'૨૯ના નવજીવનના અંકમાં તે છપાવેલો.

# ૨

## છાત્રાલયમાં સ્વયંપાક

અમારા છાત્રાલયમાં વિદ્યાર્થીઓ પોતાનું ખાવાનું પોતે પકાવી લે છે તેથી કેટલાક પ્રેમપોચા ગૃહસ્થોને તેમની દયા આવે છે. "અરેરે, બીચારા છોકરાઓને આટલી ઉંમરે ચૂલામાં ઘાલવામાં આવ્યા! જે ઉંમરે તેમણે શીખવું જોઈએ અને ખેલવું કૂદવું જોઈએ તે ઉંમરે બાપડાઓને કર્મે ભઠિયારું!" મને પોતાને તો જે છોકરાઓને છાત્રાલયમાં રહી રસોઇયાના હાથનું રાંધેલું ખાવું પડે છે તેમની દયા આવે છે. મને થાય છે, "અરેરે, બીચારા બાપના ઘરની ઓથ મૂકી છાત્રાલયમાં ક્યાંથી આવી ભરાયા! બીચારા માના હાથનો રોટલો મૂકીને અહીં 'મહારાજ' ના ખીચડામાં ક્યાંથી ફસાયા!"

છાત્રાલયનાં અંગપ્રત્યંગોના વિચારો આપણે કરીએ છીએ ત્યારે તેના રસોડાનો જોઈએ તેટલો અને જોઈએ તે રીતનો વિચાર કરવામાં નથી આવતો એમ મને લાગે છે. છાત્રાલયની કલ્પના ગમે તેટલી વ્યાપક બનતી જશે, છાત્રાલયનાં અંગો જીવનનાં અંગો જેટલાં વિવિધ થશે તોપણ તે મુખ્યત્વે વિદ્યાર્થીઓ માટે ખાવાપીવાની સગવડનું સ્થાન છે એ મટવાનું નથી. છાત્રાલયમાં પ્રાર્થનાઓ અને ધાર્મિક વિધિઓ ગમે તેટલાં કરાવતા હોઈશું, ગમે તેટલી રમતગમત રાખતા હોઈશું, ગમે તેટલાં વાર્તાઓ, નાટકો, અંતકડીઓ વગેરે ચલાવતા હોઈશું, ગમે તેટલી ચર્ચામંડળીઓ અને સહકારી મંડળીઓ ખોલાવતા હોઈશું, પણ જો રસોડું સારું ન રાખી શકીએ તો એ બધું કર્યું ન કર્યા સમ છે. કારણ કે એ બધું છાત્રાલયનો શણગાર છે, પણ રસોડું એ છાત્રાલયનું હાડ છે.

માણસ ગમે તેટલો સંસ્કાર પોતામાં ઉતારશે તોપણ છેવટે અન્ન એવો ઓડકાર આવવાનો.

પણ આ કહેવતનો સ્થૂળ અર્થ કરીને કયું અન્ન ખાવું, કેટલું ખાવું, ઘીદૂધ કેટલાં ને ઘઉંબાજરો કેટલો એટલો વિચાર કર્યો એટલે પતી જતું નથી. વ્યવસ્થિત રીતે ચાલતાં છાત્રાલયોમાં આ વિચાર તો ઠીક થતો જોયો છે. પણ અન્ન તેવો ઓડકાર કહેવત આપણે સૂક્ષ્મ અર્થમાં વાપરીએ છીએ. ઓડકાર એટલે મન, હૃદય ઉપર થતી અસર. ઉત્તમ અન્ન જો ભાવ વિના મળ્યું હોય તો ખરાબ ઓડકાર લાવશે અને ભાવસહિત રાબડી પીધી હશે તો પણ વિદુરની ભાજી માફક તેનો ઓડકાર સારો આવશે. ગરીબની છાપરીઓમાં ઘીદૂધની છોળ હોતી નથી, પણ જારબાજરાનો રોટલો તેમને મળે છે એનાથી તેઓ દુઃખી જ હોય છે એમ નથી. જ્યારે મોટાના ઘરમાં આશ્રિત તરીકે પકવાન્ન મળતાં હોય તો તે ખાનારને ઝેર સમાન ગુણ આપે. આ દૃષ્ટિએ છાત્રાલયોમાં આપણે રસોડાનો વિચાર કર્યો હોય એવું મારા જોવામાં બહુ આવ્યું નથી.

શું વાનીઓ પિરસાય છે એનો એના મહત્ત્વપૂરતો વિચાર કરો જ, પણ કોણ રાંધે છે, કોણ પીરસે છે, કોની સાથે બેસીને ખાવાનું છે એ ખરા પ્રશ્નો છે. એ બધું થવું જોઈએ તે રીતે થાય તો છાત્રાલય છાત્રોને માટે સ્વર્ગ બની શકે, ન થવું જોઈએ તે રીતે થાય તો માસિક ૧૫-૨૦ કે તેથીયે વધારે ખોરાકીબિલ આવવા છતાં તે છાત્રો માટે અસહ્ય સ્થાન બને.

છાત્રાલયમાં મજૂરિયા અન્નને બદલે સ્વયંપાક દાખલ કરવો અને તેમાં આ ચાલકોએ અને ગૃહપતિઓએ એકનાર થવું એ જ આ સંસ્થામાં જીવન મૂકવાનો ઉપાય છે એમ હું માનું છું. આજે છત્રાલયોમાં જોવામાં આવતી અસ્વાભાવિકતા એનાથી જ દૂર કરી શકાય, અને છાત્રાલય છાત્રોને રહેવાલાયક અને અંદર રહીને ખીલવાલાયક સ્થાન બનાવી શકાય એમ મને લાગે છે. આજનું મારું મુખ્ય કહેવાનું આટલું જ છે. એ સ્વયંસિદ્ધ જેવી વાત છે, દલીલોથી તેની તરફદારી કરવાની આવશ્યકતા નથી.

આ મુખ્ય વાતને અગ્રસ્થાન આપીને હવે છાત્રાલયના રસોડા વિષે મારી કલ્પનાઓ અને અનુભવો રજૂ કરું. છાત્રાલયને સાચું છાત્રાલય બનાવવું હોય તો મારી સમજણ પ્રમાણે—

૧. રસોઈનું કામ મજૂર પાસે ન કરાવતાં જાતે કરવાનું રાખવું જોઈએ.

૨. ગૃહપતિ માત્ર દેખરેખ રાખનાર નહિ પણ સાથે કામ કરનાર ને સાથે ખાનારપીનાર હોવો જોઈએ.

૩. રસોડાનું વર્તુલ વિદ્યાર્થીઓની ઉંમર, યોગ્યતા, શક્તિ વગેરેના પ્રમાણમાં નાનું કે મોટું રાખવું જોઈએ.

૪. રસોડાના ખોરાકમાંથી સ્વાદ માટે કરાતી ઝીણીઝીણી વાનીઓનો બહિષ્કાર કરવો જોઈએ.

૫. રસોઈની રીતો સંબંધે સપ્રયોગ પાઠ અવારનવાર આપવા અપાવવા જોઈએ.

૬. છાત્રાલયોએ ખોરાકના શાસ્ત્રીય અખતરાઓ કરવામાં પોતાનો ફાળો આપવો જોઈએ.

## ૧. સ્વયંપાક

છાત્રાલયોમાં હાથે કામ કરવાનું તત્ત્વ તો હવે સામાન્યપણે સ્વીકારાઈ ચૂક્યું છે એમ કહી શકાય. ડૉ. પ્રફુલ્લચંદ્ર રાયે હમણાં જ બાદશાહી રેસિડન્સીઓના છાત્રો, કે જેઓ મહિને ૪૫ રૂપિયા ખરચી કેવળ વિદેશીનું પાલન કરવામાં સાર્થકતા માને છે તેમને ઊધડા લીધા છે. એ વર્ગનાં છાત્રાલયો આપણા વિચારક્ષેત્રમાંથી બાદ કરીએ તો હાથે કામ કરવાના સિદ્ધાન્તને હવે તો લગભગ સર્વત્ર માન અપાતું થયું છે. પહેલી શરૂઆત તરીકે પોતાની થાળી પોતે માંજી લેવાનું ઘણાં છાત્રાલયોમાં આજે આપણે જોઈશું. મૃતજન્મની માફક આ શરૂઆત વધીને આગળ ચાલવી જોઈએ તેવી ચાલતી નથી.

સિદ્ધાન્તને શિર નમાવ્યું છે ખરું, પણ એને પાલન કરવાનો વિચાર કરીએ છીએ ત્યાં વખતની મારામારી આવી પડે છે, એટલે આટલી જીભની વફાદારીથી સંતોષ માનવો પડે છે.

રાંધવામાં ત્રણ કલાક સવારે ને ત્રણ કલાક સાંજના જોઈએ. સમયપત્રકમાં એ કેવી રીતે ગોઠવી શકાય? ૧૦ાા થી ૫ સુધીનો સમય શાળા લે તેમાં તો કાપ મુકાય જ નહિ. સવારે જો રસોડામાં છોકરો ભરાય તો નહાવુંધોવું અને પાછું શાળાનું હોમલેસન લાવેલો હોય તે કયારે કરે? સાંજે રસોઈ કરવા આવે તો રમતગમતમાં ભાગ કેવી રીતે લઈ શકે? અને છાત્રાલયની શોભારૂપ અનેક પ્રવૃત્તિઓ કરવી જોઈએ એનું શું? અર્ધો કલાક-કલાકનો સમાસ કરવો હોય તો જેમતેમ કરીને કરી શકાય, પણ સામટા ૬ કલાકનો કેવી રીતે કરવો?

મારા જેવાને આગળ ઉલાળ નહિ ને પાછળ ધરાળ નહિ એને આ મુસીબતનો તોડ કાઢવો અઘરો નથી. પહેલાં તો ખાવામાં સાદાઈ લાવો, ને ૬ ના ૪ કલાક કરી દો. રાંધવું એ પણ જરૂરી ઉદ્યોગશિક્ષણ જ છે ને? માટે શિક્ષણના ૮ કલાકમાં રસોડા પ્રીત્યર્થે મેલો દોઢએ કલાકનો કાપ. અને રોજના ૬ કલાક, ૪ કલાક એ તો જેને કરવું નથી એવાની ગણતરી છે. સાચો કરવૈયો તો જાણે છે કે વારો કાઢે એટલે દરેકને હિસાબે રોજના દોઢથી બે કલાક જ આવે છે.

આ રીતનો નિકાલ કરીને ગાડું હંકારવું બધાને માટે સહેલું નથી. શિક્ષણનો સમય એમને ત્યાં કોઈ ત્રાહિત નિશાળવાળાઓના હાથમાં હોય છે, જે પોતાના સમયમાંથી ભોગ આપવાને તો તૈયાર ન જ હોય, પણ ઊલટા છાત્રાલયનો બને તેટલો વખત પોતાને અર્થે ખેંચી લેવાને ટાંપી રહેલા હોય છે. મારા યજમાનો ભોળા રાનીપરજ લોકો, એમનાં છોકરાંને જે ભણાવું તેથી રાજી. અને ચૂલામાં ઘાલું, કોશે જોડું, કોદાળા ઉંચકાવું એથી ઊલટા મારો આભાર માને, પણ બધાના યજમાનો એવા અનુકૂળ નથી હોતા એ હું જાણું છું. પોતાના છોકરાઓ હાથ બાળીને ખાય એ ઘણી માતાઓ સહન નહિ કરે, ભણવાને ભોગે મહેનતમજૂરી કરે એ ઘણા પિતાઓ સહન નહિ કરે. પણ એ તો મોહને વશ માબાપ પોતાનો બાળક મોટી ઉંમર સુધી કે આખી ઉંમર પરણે નહિ એ સહન કરી નથી શકતા એના જેવું છે.

બધાં નવાં પરિવર્તનો જેમ પ્રચાર અને લડત માગે છે તેમ આ પરિવર્તન પણ માગે છે. પરિવર્તનો શ્રદ્ધા, દઢતા અને જોખમ ખેડવાની તૈયારી એ બધું ભેગું કરે તો જ થઈ શકે. માબાપોને રાજી જ રાખવાં જોઈએ એ છાત્રાલયોના ચાલકો માટે હમેશાં સારો ને સાચો નિયમ નથી. છાત્રાલય ભાંગી પડે એવી સ્થિતિ માટે પણ તૈયાર રહેવું જોઈએ; છેવટે બીજાં બધાં ક્ષેત્રોમાં સત્યનું બને છે તેમ છાત્રાલય ભાંગશે, પણ આપણી શ્રદ્ધા ભાંગી નહિ હોય તો નામશેષ રહેલ છાત્રાલયમાંથી તેની સંસ્કાર પામેલી આવૃત્તિ ઉદ્ભવશે.

સ્વયંપાકમાં માબાપનો જ નહિ પણ છાત્રોનો ખુદનો પણ વિરોધ નડશે. મારા રાનીપરજ છોકરાઓ તો હું રસોઇયો રાખી તેમને તૈયાર ખોરાક આપવાની કોઈવાર સૂચના કરું છું ત્યારે મને ઉતારી પાડે છે, અને હાથે કરવામાં તેમને મજા આવે છે એમ આગ્રહપૂર્વક કહે છે. બધા મહેનતુ વર્ગના વિદ્યાર્થીઓ સ્વયંપાકને વધાવી જ લેશે એ વિષે મને શંકા નથી. મહેનતની ટેવ વગરનાને પલોટતાં જરા મુશ્કેલી નડશે ખરી. પણ જો ગૃહપતિ શ્રદ્ધાવાળો અને સેવાવૃત્તિવાળો હશે, થોડા નબળા કે શેખીખોર છાત્રોને ખોવાનું જોખમ ખેડવા તૈયાર હશે તો ધારીએ છીએ તેના કરતાં તેનું કામ સહેલું નીવડશે.

નિશાળોના સમયમાં છાત્રાલયોએ બહુ ધાલમેલ કરવી જ પડશે. તે માટે પ્રચાર કરવો પડશે, ઝગડા ઉપાડવા પડશે. શાળાના ચાલુ વખતની સાથે તો ઉદ્યોગી છાત્રોની મદદથી સ્વયંપાકનો મેળ અઘરો હોવા છતાં બેસાડી શકાશે, પણ નિશાળોની પુસ્તકિયા પદ્ધતિ જીવે છે ત્યાં સુધી છાત્રોને મહેનતનાં કામમાં રસ લેતા કરવા સહેલ નથી. ટાઢે છાંયે બેસીને સાંભળ્યા કરવું, વાંચ્યા કરવું, લખ્યા કરવું, દિવસનો ઉત્તમ ભાગ એ રીતે ગાળવાની ટેવ બહુ ભૂંડી છે, એ ટેવથી માણસને સ્વાભાવિક રીતે મહેનતમજૂરી ઉપર અભાવ થઈ જાય. આપણે એ માળાના જ મણકા હોવાથી એ ટેવના અનુભવી છીએ. માણસ ત્રણ માઈલ ચાલીને ક્યાંક તૈયાર ખાવાનું મળતું હોય ત્યાં જાય અને તેટલા જ માઈલ ચાલીને પાછો આવે પણ

હાથે રસોઈ કરી લેવાનો નહિ. મા માંદી હોય ને છોકરો સેવા-ભાવવાળો હોય તો તેનું માથું દાબવા બેસશે; પણ રસોઈ કરવામાં કે વાસણ માંજવામાં તેને મદદ નહિ કરે. મા હેરાન થતી ઊઠીને ચૂલો સળગાવશે તે ભાઈસાહેબ અનિવાર્ય ગણી જોઈ રહેશે; અથવા પડોશીને મદદમાં બોલાવી લાવશે, પણ જાતે કામ કરી શકાય એ કલ્પના જ તેને નહિ આવે !

આપણી નિશાળોમાં ભણવાની બેઠાબેઠ પદ્ધતિએ જ આવી પાંગળી આદત પાડી દીધી છે. એ પદ્ધતિને તોડી નાખી નિશાળોનું પરિવર્તન કરવું જોઈશે. નિશાળોનું પરિવર્તન એટલે શું? પુસ્તકોને બદલે ઉદ્યોગોથી કેળવણી લેવાનો વહીવટ પાડી દેવો, માત્ર કાનને બદલે હાથ, પગ અને બધી ઇન્દ્રિયોથી—આખા શરીરથી કેળવણી લેવાની યોજના કરવી, બેસીને તર્કવિતર્ક કરવાને બદલે કામ કરી અનુભવો કરી કરીને જ્ઞાન પ્રાપ્ત કરવું.

આવું પરિવર્તન માત્ર સ્વયંપાકમાં રસ ઉપજાવવાની દૃષ્ટિએ જ કરવાનું છે એવી હાસ્યાસ્પદ દલીલ મારી નથી, પણ સ્વયંપાકની આડે—જેમ જીવનની બધી બાબતોમાં તેમ—આજની નિશાળોની પદ્ધતિ આવે છે તેથી જ આટલી ચર્ચા કરવી આવશ્યક હતી.

## ૨. ગૃહપતિનું કર્તવ્ય

જે છાત્રાલયે છેક સ્વયંપાક સુધી પહોંચવાનું ધ્યેય સ્વીકાર્યું છે તેના ગૃહપતિનું કામ સહેલું નથી એ કબૂલ કરવું જોઈએ. અનાજ લાવવું, મહારાજ બરાબર રાંધે છે કે નહિ તેની દેખરેખ રાખવી, છોકરાઓ જમે ત્યારે હાજર રહી તેમની વ્યવસ્થા જોવી, વિદ્યાર્થીઓનું સૂવાનુંઊઠવાનું, નહાવાધોવાનું વગેરે વ્યવસ્થિત છે કે કેમ એ જોવું વગેરે આજના ગૃહપતિનાં કામ હોય છે. એટલી વ્યવસ્થા જ રાખવાથી સ્વયંપાકના આદર્શને તે પહોંચાડી ન શકે. જ્યાં સ્વયંપાકનો ચીલો નવેસરથી પાડવાનો છે ત્યાં તો રસોઈનો મોટો ભાર ગૃહપતિ ઉપર જ આવશે. તેને એ કામની આવડત જોઈએ અને એ કામમાં તેને રસ જોઈએ. જેમ સુથારીવર્ગ ચલાવનારમાં સુથારીનું જ્ઞાન હોવું જોઈએ, વણાટવર્ગ ચલાવવામાં

પણાટનું જ્ઞાન હોવું જોઈએ, તેમ ગૃહ ચલાવનારમાં પહેલી લાયકાત પાકશાસ્ત્રની આવડત ગણાવી જોઈએ. જેને રાંધતાં આવડતું નથી અને ચૂલા પાસે જતાં જેને કંઈક હલકું કામ કરતો હોય એવો સંકોચ થાય છે, તે ગૃહપતિ ન જ થઈ શકે—એને વાર્તા કહીને કે બીજી કરામતોથી છોકરાઓને ખુશી કરવાની કળા આવડતી હોય તોપણ નાહ.

અમારે ત્યાં સ્વયંપાકનું વાતાવરણ ખીલ્યું છે તે તેની પછવાડે ભારે ભોગ હતો તેને આભારી છે એમાં શંકા નથી. રસોઇયો અમે મૂળથી જ રાખ્યો નથી. શરૂઆતમાં બેત્રણ બહેનોએ પ્રેમથી ધુમાડો સહન કર્યો હતો. પછી એક દંપતીએ રાંધી ખવડાવ્યું. રસોઇયો રાંધી આપે છે એવો કોઈને ખ્યાલ જ શેનો હોય? રાંધી આપનાર ઉપકાર કરે છે એ ખ્યાલ સ્પષ્ટ નહિ તોપણ સૂક્ષ્મરૂપે કામ કરી રહ્યો હતો. અને પરિણામે વિદ્યાર્થીઓ પ્રસંગોપાત્ત રસોડામાં મદદ કરવા પહોંચી જવું એમાં માન સમજતા હતા. અમારે ત્યાં સ્વયંપાકની પાકી મેખ મારવાનો યશ એક સારા ઘરના, ઠીકઠીક સંસ્કાર પામેલા, નવ-યુવકને ઘટે છે. આજે તે એક નાનું સરખું આશ્રમ પોતાની મેળે ચલાવે છે, પણ રસોડામાં તેણે જે રસ મૂક્યો તે હવે અમારા રસોડાનો સ્વભાવ થઈ ગયો છે, રસોડામાં તેણે જે કુશળતાનું ધોરણ બાંધી આપ્યું તે કાયમનું રહી ગયું છે. એ યુવકને ગૃહપતિ તરીકેના માનની ગરજ નહોતી, છોકરાઓને ઉપદેશ કે હુકમ કરવાની તેને જરૂર નહોતી, કોઈના ઉપર ચોકી કે દેખરેખ રાખવી તેને સૂઝે જ શાની? તે છાત્રો સાથે છાત્ર જેવો જ હતો, અને છાત્રોને તેની સાથે બેસીને કામ કરતાં ઊલટો આનંદ જ થતો. એ યુવક ઉત્સાહી હતો, હોંશીલો હતો, દેશસેવાનાં સ્વપ્નાં જોનારો હતો, રાજદ્વારી બાબતોમાં અક્કલ દોડાવવાના શોખવાળો હતો, કોઈ પણ યુવકસંઘમાં આગળ બેસીને કામ કરે એવો હતો. એ બ્રહ્મચારી છે, પણ બ્રહ્મચર્યની ડંફાસ હાંકતો નથી, ગાંધીજીને કાગળો લખતો નથી, ભારે વાઘ મારે છે એમ માનતો નથી, સંયમનો શોખ થયો છે ને સંયમ પાળે છે. આખો દહાડો

'કરીઅર' 'કરીઅર' કરતો નથી. જંગલની છાપરીમાં પડ્યાં પડ્યાં રાની લોકોની સેવા કરે છે, 'કરીઅર'નો ભારે ભોગ આપી નાખ્યો છે એનું ભાન પણ એને નથી, સેવાનો શોખ જાગ્યો છે ને સેવા કરે છે. એમ શોખને ખાતર એણે અમારો ચૂલો સેવ્યો, ગૃહપતિ કહેવડાવવા ખાતર નહિ. એને તો ગૃહપતિ કોઈ કહે તોય શરમ લાગે. એણે શેષનાગને માથે પહોંચે એવી મેખ મારી છે.

એના હાથ નીચે પળોટાયેલા જુવાન છાત્રો આજે તેણે પાડી આપેલા રસ્તે આગળ વધી રહ્યા છે, અને નવા છોકરાઓ આવે છે તેમને એણે આપેલી પરંપરા પહોંચાડે છે, સેવાની અને આપભોગની પરંપરા આગળ ચલાવે છે, નાના, બિનઆવડતવાળા અને હજુ જવાબદારી ન સમજી શકે એવડા છોકરાઓને નભાવે છે અને પ્રેમથી પળોટે છે.

આજે અમારે ત્યાં ગૃહપતિ એ નહિ ને એનો ભાઈ છે. તેયે આપભોગમાં, સેવામાં ને મહેનતુપણામાં પહેલાને આંટી દે એમ છે. મારે આજે ગૃહપતિ વિષે લખવું હોય તો એમની રોજની કાર્યવાહી જોતો જાઉં, બન્નેનું મિશ્રણ કરતો જાઉં અને લખતો જાઉં તો પૂર્ણ ગૃહપતિનું ચિત્ર ઊભું કરું. પહેલાની કાર્યકુશળતા બીજામાં ઉમેરું, બીજાની ધાર્મિકતા પહેલામાં ઉમેરું; એકે પોતાનું આકરું કર્તવ્ય શોખથી પ્રેરાઈને કર્યું, બીજો સંયમની દૃષ્ટિએ-પોતાની સાધના તરીકે કરે છે. એ એનો મેળ કરી દઉં.

જે છાત્રાલયને સ્વયંપાકમાં રસ ઉપજાવવો હોય તેની પાસે આ પ્રકારના ગૃહપતિ જોઈએ.

## ૩. નાનાં મંડળો

સ્વયંપાક સફળ કરવો હોય તો એક ચૂલા ૫રતું ૭ થી ૧૦ છાત્રો સુધીનું મંડળ રાખવું જોઈએ. ૫૦-૧૦૦ વિદ્યાર્થીઓનાં છાત્રાલયો એક રસોડે રાંધેખાય તો કામની, સમયની અને સાધનોની ઘણી કરકસર થાય એ તો દેખાતું છે. વચ્ચે કોઈ ઘણો જ વ્યવસ્થિત અને બધાને એકરાગે હાંકી શકે એવો માણસ હોય તો તેવું રસોડું ગમે તેવું વિશાળ હોવા છતાં સુંદર રીતે ચાલે એ પણ સાચું છે. પણ નાના મંડળમાં જે મજા છે તે એવડા

મોઢામાં નથી. સૌથી મોટી વાત એ છે કે જ્યારે ઘણા મોટા સમુદાયનું રસોડું સામટું હોય છે ત્યારે રસોડું જાણે કે આખા દિવસને વ્યાપી નાખે છે, શરીરની અંદર પેટ બીજાં અંગો સાથેનું પોતાનું પ્રમાણ છોડીને વધી જાય તે જેવું ભૂંડું દેખાય તેવું એવું બની જાય છે. રસોડું સફળ ચાલ્યું ત્યારે ગણાય કે જ્યારે શરીરને ભાડું આપવાપૂરતો પોતાનો ભાગ ભજવીને તે આપણી નજર સામેથી ખસી જાય, અને દિવસનાં બીજાં કામોને પોતપોતાના અગત્ય પ્રમાણે આપણે હાથે ન્યાય મળવા દે. જગતે આજ સુધી આ હેતુ અવળે રસ્તે સાધવાનો પ્રયત્ન કર્યો છેઃ સ્ત્રીઓ પાસે રંધાવીને, મજૂરો પાસે રંધાવીને અથવા જૂના વખતની જેમ ભિક્ષાન્ન માગી લાવીને. સીધો રસ્તો સ્વયંપાકનો જ હોઈ શકે. એમાં સહકારનું તત્ત્વ ઉમેરવું એ માણસનો સ્વભાવ અને ખૂબી છે, પણ સહકારને સંખ્યાની હદ હોય છે અને વિદ્યાર્થીઓનાં રસોડાંને તો તે છે જ.

## ૪. ખોરાકમાં સાદાઈ

બહેનોએ પાકશાસ્ત્રને લલિતકળાની દૃષ્ટિએ બહુ વધારાપડતું ખીલવ્યું છે. જૂના સાધુસંતો સંગીત, નૃત્ય અને કદાચ ચિત્રકળાને પણ શંકાની નજરથી જોતા અને એમાં બહુ ન લપટાવા લોકોને ભલામણ કરતા. એ કળાઓ વિષે તેમની શંકા કદાચ વધારાપડતી ગણીએ, તોપણ આ રસોઈની કળા વિષે તો તે સાચી જ લાગે છે. એ કળા ખીલવીને બહેનોએ પોતાની ગુલામીના ઝાડને ઉછેર્યું છે. બહુ મહેનતે, ભારે ભોગે તેમણે તો ઉછેર્યું, ધર્મનું વૃક્ષ છે એમ સમજીને ઉછેર્યું, પણ તે ગુલામીનું વૃક્ષ હતું. રસોઈનું કામ specialise ન થયું હોત તો ઘણું સારું. તો તેની ખિલવટ જુદી નજરથી થઈ હોત. એને સહેલું કેમ કરવું, થોડો સમય લેનારું કેમ કરવું, ઓછી ઉપાધિવાળું કેમ કરવું એ દૃષ્ટિએ થાત. કદાચ નિરગ્નિ અન્નને રસ્તે વહાણ ઘણા જમાનાઓ પહેલાંનું વળ્યું હોત.

આ નવી દૃષ્ટિ છાત્રાલયના રસોડામાં તો રાખવી જ જોઈએ. બહેનોનું અનુકરણ કરીને જાતજાતનાં મિશ્રણો અને ઉપમિશ્રણો કરીએ તો છાત્રાલય એ છાત્રાલય જ ન રહે. છાત્રાલય એટલે શાસ્ત્રીય વિચારથી ગોઠવાયેલું જીવન, મિનિટેમિનિટનો હિસાબ,

દરેક કામ માટે તેનો નિશ્ચિત કરેલો સમય, અને સમય ઠરાવવામાંયે ફેરફાર. આવા જીવન સાથે સાદી, મોટી, જાડી, ભૂખ ભાંગે એવી રસોઈનો જ મેળ બેસી શકે.

## ૫. રસોઈના પાઠ

સ્વયંપાકમાં કુશળતા હોવી જોઈએ, ધાંધિયાખાતું ચલાવવું ન જોઈએ એ સંબંધમાં વધારે લખવાની જરૂર ન હોય. ફાવે તેમ જોઈ સાંભળીને રાંધનારને કેટલીક વાર વીગતો નજરબહાર રહી જાય છે, અને તેથી લાંબો વખત રાંધતો રહે તોપણ કામમાં કુશળતા લાવી શકતો નથી. એ માટે સપ્રયોગ પાઠ રાખવા જોઈએ. અમારે ત્યાં રોટલા ને ભાખરીની બાબતમાં આ પ્રમાણે થાય છે. કઢીમાં હમેશાં કંઈક બેસ્વાદતા આવતી તેનો પાઠ એકવાર ગોઠવ્યો હતો. રોટલીનો પાઠ આપવાનો અમારે હજુ બાકી છે. પણ તેની ઉતાવળ જેવું ન હોવાથી રહેવા દીધો છે, કારણ કે રોટલી એ જ્યાં સમયની કરકસર કરવાની છે ત્યાં ન નભે એવી વસ્તુ લાગે છે.

આ મુદ્દા પર વધારે લખવાજેવું નથી, પણ સ્વયંપાકની સફળતાની દૃષ્ટિએ એના ઉપર જેટલો ભાર મૂકું તેટલો ઓછો છે.

## ૬. ખોરાકના અખતરા

છાત્રાલય એ જીવનની નવી જ જાતની રચના છે. એ શાસ્ત્રીય રચના છે. તેમાં રસોઈનો હેતુ આખો નવીન બની જાય છે. આ વિષે આગળ ઇશારો આવી ગયો છે. એટલે નવી દૃષ્ટિને અંગે ખોરાકના નવા અખતરા થાય એ સ્વાભાવિક છે તેમજ ઇષ્ટ છે. ગૃહપતિને શાસ્ત્રીય દૃષ્ટિ હોય અને વિજ્ઞાનનું આવશ્યક જ્ઞાન હોય તો તેને માટે આ ખેડવા યોગ્ય ક્ષેત્ર છે. આ લાયકાત વિનાનો ગૃહપતિ તદ્દન નકામો તો નહિ પણ અધૂરો તો ખરો જ.

છાત્રાલયોને આવું વલણ આપવું એ મુશ્કેલ છે એ કબૂલ કરવું જોઈએ, પણ જેમજેમ આપણે એ સંબંધમાં શાસ્ત્રીય દૃષ્ટિનો

ઉપયોગ કરતા જઈશું તેમતેમ આ રસ્તે ગયા વિના છૂટકો થવાનો નથી. શિક્ષણમાં શાસ્ત્રીય દષ્ટિ ઘૂસી એટલે જૂનો પુસ્તકપરાયણ અભ્યાસક્રમ પલટાઈને ઉદ્યોગપરાયણ અભ્યાસક્રમ આવ્યો. છાત્રાલયમાં શાસ્ત્રીય દષ્ટિ પેસશે ત્યારે તેના રસોડામાં સ્વયંપાક આવ્યા વગર રહેશે નહિ. જૂની રૂઢીને વશ આપણે આજે ભલે એ સ્પષ્ટ ભાળતા ન હોઈએ. એમ તો કેળવણીનું ઉદ્યોગપ્રધાન પરિવર્તન આપણે ત્યાં હજુ ક્યાં પૂરું સ્વીકારાયું છે? પણ દુનિયામાં ઘણી જગાએ તેનો સ્વીકાર થયો છે અને આપણે ત્યાં વાર લાગે છે કારણ કે આપણા પરાધીન દેશમાં કેળવણીનો કોઈ ધણીધોરી નથી. પણ શુદ્ધ શાસ્ત્રીય કેળવણીનું વાહન ઉદ્યોગ જ હોય એ આજે સિદ્ધ થયેલી વાત છે. એ જ રીતે શુદ્ધ શાસ્ત્રીય છાત્રાલયજીવનની ગુરુચાવી સ્વયંપાક આપણે એક દિવસ કબૂલ કરવી પડશે.

વેડછી ઉદ્યોગશાળા,
સ્વરાજ આશ્રમ
વેડછી—પો. વાલોડ.

જુગતરામ દવે

## ૩

# છાત્રાલયમાં સ્વયંપાક

"In an age of civilisation where servants exist, the concept of that form of life which is independence cannot take root or develop freely."

*Dr. Montessori.*

ખરેખરા સ્વાધીન — independent — સમાજમાં નોકરોને સ્થાન નથી. અને છાત્રાલય પણ એક નાનકડો સમાજ છે, જેના સભ્યો વહેલામોડા બહારના વિસ્તૃત સમાજના અંગભૂત બની રહેવાના છે. આ દૃષ્ટિએ વિચારતાં આદર્શ છાત્રાલયની અનેક વિશિષ્ટતાઓમાંની એક વિશિષ્ટતા એ હોવી જોઈએ કે તેમાં પણ નોકર રાખ્યા સિવાય તેનું લગભગ બધું જ કામ છાત્રો જાતે જ કરી લેતા હોય.

અલબત, ગૂજરાતકાઠિયાવાડમાં એવાં કેટલાંક છાત્રાલયો છે, જ્યાં ઓરડીઓમાં પૂંજો વાળવાનું, ખાધા પછી પોતપોતાનાં વાસણો માંજવાનું, કપડાં ધોવાનું, વગેરે કામો વિદ્યાર્થીઓ જાતે જ કરી લે છે. આમ છતાં ત્યાં પણ મોટાં વાસણો માંજવાનું તેમજ દાણા સાફ કરવાનું, વગેરે કામ તો નોકરો મારફતે જ થાય છે. આ ઉપરાંત રસોઇયા તો હોય જ. પરંતુ ઉપરનાં કામો એક પણ નોકર કે રસોઇયો રાખ્યા વગર જાતે કરી લેવાનો એક પ્રયોગ અમે છેલ્લા છસાત માસથી શરૂ કર્યો છે. તેમાં ઘણાને રસ પડશે એમ જાણી તેનું વર્ણન સંક્ષેપમાં આ નીચે આપું છું:

અહીંના શ્રી. વ. બે. વિનયમંદિરને અંગે ગયા જૂન માસથી એક છાત્રાલય ખોલવામાં આવ્યું છે. હાલ તેમાં ૧૩ વિદ્યાર્થીઓ

છે. છાત્રાલય માટે અલાયદું મકાન ન હોવાથી વિદ્યાર્થીઓ શાળાના જ ત્રણ ઓરડામાં રહે છે. શાળાના કમ્પાઉન્ડમાં એક નાની પરસાળવાળી ઓરડી છે તે રસોડા તરીકે વપરાય છે.

પાણી માટે શાળાના કમ્પાઉન્ડમાં જ નળની ગોઠવણ છે.

વિદ્યાર્થીઓની ત્રણત્રણની ચાર ટુકડીઓ પાડી નાખવામાં આવી છે. દરેક ટુકડીને દર ચોથે દિવસે કામ કરવાની વારી આવે છે. જે ટુકડીની જે દિવસે વારી હોય તે દિવસે તેને નીચે મુજબનું કામ કરવાનું હોય છેઃ રસોડું, પરસાળ તથા ચોક વાળવાં, દાળચોખા વીણવા, છાશ, દૂધ, શાક તેમજ લોટ, વગેરે ગામમાંથી લાવવાનાં, રસોઈ કરવી, અને જેમાં ખાવા કર્યું હોય તે વાસણો માંજી નાખવાં. ઘઉં વીણવા જેવું કેટલુંક કામ હોય ત્યારે બધા ભેગા મળીને તે આટોપી લે છે. આ ઉપરાંત, દરેક છાત્રને દરરોજ પોતાનાં થાળીવાટકો અને લોટો માંજવાનાં હોય, વારાફરતી ઓરડો, તેમજ ફાનસ સાફ કરવાનાં હોય, અને દાતણ કાપી લાવવાનાં હોય તે તો જુદું. અલબત, દરેકને પોતપોતાનાં કપડાં તો દરરોજ જાતે ધોવાનાં હોય જ.

દરરોજ રસોઈ કરવા પાછળ સવારસાંજ મળી વધારેમાં વધારે ચાર કલાક જાય છે. પરંતુ દરેક ટુકડીને દર ચોથે દિવસે રસોઈનું કામ આવતું હોવાથી રસોઈ પાછળ પ્રત્યેક છાત્રને ભાગ સરેરાશ એક જ કલાક આવે. આ સ્થળે એક વાત ખાસ ધ્યાનમાં રાખવાની છે તે એ કે જે છાત્રાલયોમાં એકસાથે સોસો વિદ્યાર્થીઓ જમવા બેસે છે ત્યાં જમવાનો પહેલો ઘંટ વાગે ત્યારથી તે બધા જમીને ઊઠે ત્યાં સુધીમાં સામાન્ય રીતે એક કલાક લાગે છે. અહીં વિદ્યાર્થીઓને જમી રહેતાં લગભગ અર્ધો કલાક લાગે છે. એટલે મોટાં છાત્રાલયોની સરખામણીમાં અહીં છાત્રોને રસોઈ પાછળ દરરોજનો અર્ધો કલાક જ ગાળવો પડે છે એમ કહી શકાય.

વિદ્યાર્થીઓનો ખોરાક નીચે પ્રમાણે છેઃ

૧. સવારમાં નવ વાગે દાળભાત કે ખીચડી કઢી અને ઘઉંની રોટલી કે ભાખરી.

૨. બપોરે બે વાગે ચણા ને ગોળ કે મગફળી ને ગોળ.

૩. સાંજે ૭ વાગે ઘઉંની ભાખરી, દૂધ અને છાશ કે કઢોળ.

૪. આ ઉપરાંત વિદ્યાર્થીઓ કોઈકોઈ વાર વિવિધતા ખાતર ઘઉંની ચૂલી, બાજરીના રોટલા વગેરે તેમજ માસમાં એક વખત મિષ્ટાન્ન બનાવે છે.

૫. જણદીઠ દરરોજ બે રૂપિયાભાર ઘી અને અર્ધો શેર દૂધ અપાય છે.

૬. ગોળ અને તેલ પણ ઠીકઠીક પ્રમાણમાં વપરાય છે.

૭. અહીં ગામમાં દૂધના સંચા ન હોવાથી તેમજ પાટીદારોની વસ્તી હોવાથી તાજી છાશ લગભગ દરરોજ મળે છે. આ કારણથી સવારમાં ઘણેભાગે કઢી ને ખીચડી જ કરવામાં આવે છે. વળી અહીંના વિદ્યાર્થીઓને દાળ ભાત કરતાં ખીચડી વધારે ભાવે છે.

દરેક છાત્રદીઠ માસિક ભોજન ખર્ચ રૂ. ૭–૮–૦ આવે છે, જેમાં દરેક વિદ્યાર્થીને દરમાસે રૂ. ૦–૪–૦ નો સાબુ આપવામાં આવે છે તેનો અને ગ્યાસતેલનો પણ સમાવેશ થઈ જાય છે.

ઉપરની હકીકત વાંચીને કેટલાક ભાઈઓને એમ થશે કે "આ બધું જ્યાં થોડા જ છાત્રો હોય એવા છાત્રાલયમાં બની શકે; પરંતુ જ્યાં ૭૫ કે ૧૦૦ વિદ્યાર્થીઓ રહેતા હોય ત્યાં આવી રીતે જાતે રસોઈ વગેરે કરવાનું બની શકે નહિ." આ શંકાનો જવાબ એ છે કે હાલ સોસો વિદ્યાર્થીઓ માટે એક જ રસોડું રાખવામાં આવે છે તેને બદલે પંદરપંદર વિદ્યાર્થીઓદીઠ એક એક નાનું રસોડું તૈયાર કરી દેવામાં આવે તો સહેજ પણ મુશ્કેલી નડે તેમ નથી. અલબત, એક મોટા રસોડાને માટે જેટલી જગ્યા રોકવી પડે તેના કરતાં નાનાંનાનાં વધારે રસોડાં બાંધવામાં પ્રમાણમાં વધારે જગ્યા જોઈએ, પરંતુ આ કાંઈ ન વટાવી શકાય તેવી મુશ્કેલી નથી.

આ ગોઠવણ અંગે બીજી એક શંકા કેટલાકને થવાનો સંભવ છે: "મોટા વિદ્યાર્થીઓ તો રસોઈનું કામ કરી શકે; પરંતુ નાનાનાના વિદ્યાર્થીઓ રહેતા હોય ત્યાં આ ન બને એવી વાત છે." આના જવાબમાં જણાવવાનું કે અહીંના છાત્રાલયમાં

તેરમાંથી છ વિદ્યાર્થીઓ લગભગ તેર વર્ષની ઉમ્મરના છે, છતાં રસોઈ કરવામાં અમને કશી મુશ્કેલી નડતી નથી. દરેક ટુકડીમાં એકએક મોટા અને હોશિયાર વિદ્યાર્થી સાથે બીજા નાના વિદ્યાર્થીઓને ગોઠવી દેવાથી બધું કામ સરળ થઈ જાય છે. અલબત, વિદ્યાર્થીઓ છાત્રાલયમાં શેઠિયા થઈને રહેવા માગતા હોય અથવા તો પ્રમાણમાં સાદું અને ખડતલ જીવન ગાળવા ન માગતા હોય તો તો કશું બને નહિ એ નિર્વિવાદ બાબત છે.

રસોઈના કામમાં ગૂંથાઈ રહેવાથી વિદ્યાર્થીઓને અભ્યાસ કરવાનો કે રમવાનો વખત ન મળે એવી દલીલ પણ બરાબર નથી. ઉપર જણાવેલી યોજના પ્રમાણે કામ લેવાથી દરેક વિદ્યાર્થીને સવારસાંજ મળીને દરરોજનો સરેરાસ એક કલાક જ રસોઈ પછવાડે આપવો પડે. આટલો વખત કંઈ બહુ કહેવાય નહિ. વળી દરેક વિદ્યાર્થીને રસોઈનું કામ દર ચોથે કે પાંચમે દિવસે આવતું હોવાથી તેને કંટાળો આવવાનો પણ સંભવ નથી.

ઉપર્યુક્ત વ્યવસ્થાના [illegible] લાભ નીચે મુજબ ગણાવી શકાય:

૧. દરેક વિદ્યાર્થીના દરમાસે ઓછામાં ઓછા ત્રણ રૂપિયા બચે છે. અથવા બીજી રીતે કહીએ તો પ્રત્યેક વિદ્યાર્થી એક કલાક કામ કરી દરરોજનો દોઢ આનો કમાઈ શકે છે. કેટલાંક છાત્રાલયોમાં તો માસિક ભોજન ખર્ચ રૂ. ૧૩–૦–૦ સુધી આવે છે.

૨. છાત્રો પૂરેપૂરા સ્વાશ્રયી બને છે.

૩. વિદ્યાર્થીઓને રસોઈ કરતાં બરાબર આવડી જાય છે.

૪. કોઈ પણ પ્રકારનું જાતમહેનતનું કામ કરતાં આવતી શરમ વિદ્યાર્થીમાંથી સંપૂર્ણપણે નીકળી જાય છે.

૫. રસોડામાં જમનારની મોટી સંખ્યાને લઈને જમતી વખતે ઘોંઘાટનો સવાલ આપોઆપ ઊકલી જાય છે. વળી વિદ્યાર્થીઓની સંખ્યા થોડી હોવાથી ગમ્મત કરતાંકરતાં ખાવાની મજા આવે છે: મોટી સંખ્યા હોય ત્યારે આમ બનવું અસંભવિત છે.

૬. દાણા વગેરે વિદ્યાર્થીઓ જાતે સાફ કરતા હોવાથી ખોરાકમાં કાંકરી, ઇયળ વગેરે આવવાની છાત્રાલયોની હમેશની ફરિયાદ નષ્ટ થાય છે.

૭. રસોડામાં ચોખ્ખાઈ જળવાય છે. આપણા ભૂદેવ રસોઇયાઓને રસોઈ વખતે સ્વચ્છ અને ધોયેલાં અબોટિયાં પહેરાવવાનું કામ કેટલું મુશ્કેલ છે તેનો અનુભવ ઘણા ગૃહપતિભાઈઓને થયો હશે. વળી ઊકળતી દાળમાં ઘણીવાર બીડીઓનાં ખોખાં પડયાનો અનુભવ પણ ઘણાને થયો હશે: મારી તો જાતમાહિતીની વાત છે.

૮. છાત્રાલયમાં સમાજની જુદીજુદી કક્ષાના છાત્રો હોય ત્યારે તેમના ખોરાકનો સવાલ અટપટો થઈ પડે છે. એક જ છાત્રાલયમાં વાઘરી, કોળી જેવા વર્ગના છાત્રો, પાટીદાર, વાણિયા જેવા છાત્રો, અને શ્રીમંતોના છોકરા હોય ત્યાં રસોડામાં મળતો એક જ ખોરાક બધાને અનુકૂળ **ન આવે.** ગરીબને રસોડાનો ખર્ચ ભારે પડે. સામાન્ય વર્ગનાને ખોરાક ઠીક પડે, પણ ખર્ચ કંઈક વધારે લાગે. શ્રીમંતને ખોરાક ફાવે નહિ—જોકે પોતે વધારે ખર્ચવાની સ્થિતિમાં હોય તોપણ. આ કારણે અમુક આવશ્યક ખોરાક સામાન્ય રાખીને દૂધઘીનાં 'કૂપન' કાઢીને ગૂજરાત મહાવિદ્યાલયના ગૃહપતિએ આ કોયડો ઉકેલવાનો યત્ન કર્યો છે. પરંતુ જો છાત્રો પોતે જ રસોઈ બનાવી લેતા હોય તો પ્રશ્નનો ઉકેલ સરળતાથી અને સ્વાભાવિકતાથી થઈ જાય. સ્થિતિ અને સમાજની કક્ષા મુજબ ટોળીઓ બંધાઈ જાય અને ખાવાનો સવાલ ઉકેલી લે.

૯. પરંતુ સૌથી મોટામાં મોટો લાભ તો એક પણ નોકરની મદદ સિવાય બધું કામ જાતે કરવામાં વિદ્યાર્થીઓમાં સ્વાધીનતા —independence—ની સાચી દૃષ્ટિ ઊગી નીકળવાનો જે અવસર તેમને મળે છે તેમાં રહેલો છે.

વ. બે. વિનયમંદિર,
છાત્રાલય, સુણાવ.

**ફૂલસિંહજી ભા. ડાભી**

## ૪

# છાત્રાલયનાં આવશ્યક અંગો

આદર્શ છાત્રાલય વિષે ઘણી વાતો થઈ ગઈ છે. આદર્શોનું ચિંતન અને સેવન આપણને ઊંચે ચડવામાં બહુ મદદ કરે છે પણ સાથેસાથે ચડવાનાં પગથિયાંનો પણ વિચાર કરતા રહીએ તો માર્ગ સરળ થાય. આ લેખમાં આદર્શ છાત્રાલયનો નહિ પણ વિદ્યાર્થીઓને રહેવા માટેની સંસ્થામાં ઓછામાં ઓછાં કેટલાં અંગો હોય તો તે છાત્રાલય નામને યોગ્ય ગણાય તેનો જ વિચાર કર્યો છે. એ અંગો વિનાની સંસ્થાને આપણે બીજું ગમે તે નામ આપીએ પણ છાત્રાલયની ગણનામાં ન જ લઈએ.

આ વિચાર કરતાં છાત્રાલયને ગૃહ નામ આપવામાં આવે છે તે મને યોગ્ય નથી લાગતું. માતા વિનાનું ગૃહ કલ્પનાતીત છે. ગૃહપતિ જેને માટે હું ગુરુ શબ્દ સૂચવવાનો છું તે માતા અને પિતાનો ભાગ ભજવવા પ્રયત્ન કરે, પણ તે સ્થાનો લઈ શકે એવા ગૃહપતિઓ વિરલ જ હોય. એક સાથે વિદ્યાર્થીની માતા અને પિતા બન્ને ગૃહપતિએ થવું કેટલું અશક્યવત છે તે આપણે વિચારવું જોઈએ. માતા લપડાકે મારે અને લાડ પણ લડાવે અને તેમ છતાં બાળક ન બગડે એમ બને. પરંતુ માતા કે પિતાનું સ્થાન લેવાનો પ્રયત્ન કરતા ગૃહપતિઓ વેવલા થતા અને હાસ્યાસ્પદ બનતા જોવામાં આવે છે. વળી આ લેખમાં આદર્શનો નહિ પણ આવશ્યક અંગોનો જ આપણે વિચાર કરતા હોવાથી હું તો સૂચવીશ કે છાત્રાલયને ગૃહ ન ગણતાં છાત્રાલય જ ગણીને, તેને વ્યવસ્થિત, શાસ્ત્રીય, સુંદર અને આકર્ષક

બનાવવાનો પ્રયત્ન કરીશું તો તેમાં વિશેષ સફળતા મળવાનો સંભવ છે.

બીજી દૃષ્ટિએ વિચારતાં એમ પણ લાગે છે કે વિદ્યાર્થીના સર્વાંગીણ વિકાસ માટે આજનું આપણું ગૃહજીવન પર્યાપ્ત પણ નથી. બારથી ચૌદ વરસની ઉંમર સુધી માતાપિતાની છાયા અને હૂંફ બાળકને અત્યંત આવશ્યક છે પરંતુ ત્યાર બાદ વિદ્યાર્થીઓને છાત્રાલયજીવનનો અનુભવ મળે એટલે કે વ્યસ્થિત શિક્ષણ–સંસ્થામાં જ રહીને અભ્યાસ કરવાનું પ્રાપ્ત થાય તો તેનામાં સ્વાવલંબન, સહકાર, મૈત્રી, વિશાલતા વગેરે ગુણો વધારે સારી રીતે ખીલવાનો વિશેષ અવકાશ છે. આ વિચાર યોગ્ય ગણાય તો તેમાંથી જ છત્રાલયમાં કેટલી ઉંમરનાં બાળકોને દાખલ કરવાં જોઈએ એનો નિર્ણય સહેજે મળી જાય છે. છાત્રાલયોમાં સામાન્ય રીતે બારથી ચૌદ વરસની ઉપરની વયનાં બાળકોને જ દાખલ કરવામાં આવે. તેથી નાની ઉંમરનાં બાળકો છાત્રાલયમાં ચીમળાઈ જાય એવો ભય રહે છે.

આ સિદ્ધાન્તનું પાલન કેટલે દરજ્જે શક્ય છે તેનો વિચાર કરીએ.

કેટલાકની માન્યતા એવી છે કે ગૃહના અથવા સમાજના સંસ્કારમાંથી બને તેટલું વહેલું બાળકને ઉપાડી લેવું અને વિદ્યાભ્યાસ દરમ્યાન એ સંસ્કારોથી એટલું અલગ રાખવું કે વિદ્યાર્થી હોય તો તે કોઈ સ્ત્રીનું પણ દર્શન ન કરે અને વિદ્યાર્થિની હોય તો કોઈ પુરુષનું દર્શન ન કરે. આ માન્યતાના બીજા વિભાગમાં જે અતિશયતા રહેલી છે તેની હસનીયતા ઋષ્યશૃંગ આખ્યાનમાં સારી રીતે દર્શાવેલી છે એટલે તેની સામે કાંઈ દલીલ કરવાની જરૂર નથી. અને શુદ્ધ સંસ્કારની ખાતર કુમળી વયે બાળકને માતાપિતાની ગોદમાંથી દૂર કરવાથી તેના માનસમાં થતી વિકૃતિનો વિચાર ન કરવામાં આ કેળવણીકારો નિષ્ઠુરતા જ દર્શાવે છે. વળી શુદ્ધ સંસ્કારોનું મહત્ત્વ સમજવાનો દાવો કરનારાં કેટલાંક માબાપો, જેઓ પોતાનું જીવન એવું સંસ્કારી બનાવવા તૈયાર ન હોઈ, ઉચ્ચ અને સંસ્કારી વાતાવરણ આપવા માટે પોતાનાં બાળકોને

કુમળી વયે છાત્રાલયમાં મૂકવા તૈયાર થાય છે તેમનામાં સંસ્કારની સાચી સમજ અને કિંમત નથી તેમ વાત્સલ્ય પણ નથી એમ કહેવું પડે છે.

છતાં, બારથી ચૌદ વરસની નીચેની ઉંમરનાં બાળકો માટે છાત્રાલયની સગવડ ન જ હોય એ નહિ ચાલે.

કમાણી અર્થે પરદેશ ગયેલાંનાં બાળકો, જાહેર કાર્યમાં અથવા એવા ધંધામાં પડેલાં માબાપો જેમને એક સ્થળે સ્થિર રહેવાનું ન બની શકતું હોય એવાંનાં બાળકો, હીન અને દૂષિત સંસ્કારવાળાં માબાપો જેમનો પોતાનાં બાળકોને પોતાની પાસે રાખવાનો અધિકાર જ નથી એવાંના બાળકો અથવા બાળક બારચૌદ વરસની ઉંમરનું થાય ત્યાં સુધીના વિદ્યાભ્યાસની પોતાના ગામમાં સગવડ જ ન હોય એવાં બાળકો માટે કાંઈક વ્યવસ્થા તે હોવી જ જોઈએ.

આનો ઉત્તમ ઉપાય એ છે કે આવાં બાળકો માટે અલગ બાળ–છાત્રાલય હોય. એકલાં નાનાં બાળકો માટે જ અલગ છાત્રાલય હોય તો તેમાં નાનાં બાળકોની મનોવૃત્તિઓ તથા સગવડોઅગવડોનો વિચાર કરી તેમને અનુકૂળ વાતાવરણ રહે એવી વિશેષ વ્યવસ્થા પણ રાખી શકાય. વિદ્યાભ્યાસ માટે પ્રાથમિક, માધ્યમિક, ઉચ્ચ એવા કેળવણીના આપણે વિભાગો પાડીએ છીએ પરંતુ છાત્રાલયોમાં છેક દસ વરસનાં પ્રાથમિક શાળામાં અભ્યાસ કરતાં બાળકથી માંડીને વીસ બાવીશ વરસના સ્નાતક અથવા બી. એ. વર્ગમાં ભણતા યુવાનોને આપણે એકઠા રાખીએ છીએ. આમાં નાનાં બાળકોને બહુ સહન કરવું પડે છે એવો મારો પ્રત્યક્ષ અનુભવ છે અને બીજાઓ પણ મને ટેકો આપશે એમ હું માનું છું. આાવાં નાની ઉમરનાં બાળકોના છાત્રાલયની સાથે એમના જરૂરી વિદ્યાભ્યાસની સગવડ પૂરી પાડે એવી શાળા પણ હોય તો આવી સંસ્થા બહુમાન્ય થઈ પડે અને સમાજ એને સહેજે નિભાવે. આપણા પ્રાન્તમાં આવી સગવડવાળી કાંઈ નહિ તો એક સંસ્થાની બહુ મોટી આવશ્યકતા છે. આવાં બાલછાત્રાલયમાં બાળાઓને પણ રાખી શકાય. અને નાની બાળાઓ તથા બાળકો

એક જ છાત્રાલયમાં રહીને એક જ સંસ્થામાં ભણે એ સહશિક્ષણના પ્રયોગમાં બહુ મહત્ત્વનું પગલું ગણાય. આવાં બાળછાત્રાલયો જો સ્ત્રીઓ જ ચલાવે તો તે વહેલાં સફળ થાય.

જેમ આપણે ચૌદ વરસની ઉપરની ઉમરના વિદ્યાર્થીઓના વિકાસ માટે કેવળ ગૃહજીવન અથવા કૌટુમ્બિક જીવન પર્યાપ્ત નથી એમ માન્યું તેમ જ વિદ્યાર્થિનીઓ માટે પણ માનવું જોઈએ. વિદ્યાર્થીઓ માટે છાત્રાલયોની જેટલી જરૂર છે તેટલી જ વિદ્યાર્થિનીઓ માટે. વિદ્યાર્થિનીઓ માટેનાં છાત્રાલયો આપણા પ્રાન્તમાં સમ ખાવા જેટલાં જ છે, એ સ્થિતિ જરાયે ઇષ્ટ નથી.

આટલું છાત્રાલયના મહત્વ અને પ્રકાર વિષે. હવે આપણે છાત્રાલયનાં આવશ્યક અંગોનો વિચાર કરીશું. આ અંગોનો વિચાર કરવામાં ખાસ દૃષ્ટિ એ રાખી છે કે છાત્રાલયની આખી રચના શાસ્ત્રીય હોય. બધી વ્યવસ્થા શાસ્ત્રીય ઢબે કરવા માટે કેટલુંક વિશેષ ખર્ચ પણ કરવું પડે. જોકે ખર્ચ ખાસ અવશ્યક હોય તેટલું જ થાય કારણ એ વાત ધ્યાનમાં રાખવાની છે કે વૈભવ-શાળી સગવડોથી શાસ્ત્રીયતા આવતી નથી. પરંતુ આજકાલ આપણી રહેણીકરણી—ખાસ કરીને સ્વચ્છતા, નિયમિતતા વગેરે બાબતોમાં એટલી બધી અવ્યવસ્થિતિ અને અશાસ્ત્રીય થઈ ગઈ છે કે શાસ્ત્રશુદ્ધ રહેણીકરણીનો નમૂનો રજૂ કરવાનું છાત્રાલયોને માથે ખાસ કર્તવ્ય આવી પડે છે. છાત્રાલયો મારફત નવા વિચારો અને નવી પદ્ધતિઓ સમાજમાં દાખલ કરી શકાશે. આ લેખમાં છાત્રાલયના દરેક અંગ વિષે ટૂંકમાં નોંધ કરી છે.

**૧. ગૃહપતિ**: વિદ્યાર્થીઆલમનું વાતાવરણ જોતાં છાત્રોને આ વ્યક્તિ અકારી થઈ પડી લાગે છે. વળી આપણે છાત્રાલયને ગૃહ નથી કહેવા ઇચ્છતા તેથી પણ આ શબ્દનો તો આપણે બહિષ્કાર કરીએ જ. છાત્રપતિ અથવા છાત્રપિતા શબ્દ પણ સ્વતંત્ર છાત્રો ન સહન કરે. વળી એ શબ્દો શોભતા પણ નથી. આખી ભાવના જ બદલીએ તો? છાત્રાલયો વસ્તુતઃ જૂનાં ગુરુકુળોને સ્થાને આવ્યાં છે. તો ગુરુકુળની ભાવના છાત્રાલયમાં દાખલ કરી તેના મુખ્યને શા માટે 'ગુરુ' નામ ન આપીએ?

ગુરુની લાયકાતો વિષે જુદો નિબંધ હોય. હું તો એટલું જ કહીશ કે તે બહુ ગંભીર ન હોતાં રમતિયાળ અને તોફાની અથવા તોફાનની કદર કરી શકે એવો હોવો જોઈએ. તો જ વિદ્યાર્થી જીવનમાં તે ઝટ પ્રવેશ કરી શકશે. આ ઉપરાંત તે અનુભવી, બહુશ્રુત અને વિશાળ દૃષ્ટિવાળો હોય તો વિદ્યાર્થીઓનાં દિલ જીતી લઈ તેમનો મિત્ર અને માર્ગદર્શક થઈ પડશે.

સામાન્ય રીતે છાત્રાલયોમાં નાના વિદ્યાર્થીઓની તેમજ માંદા વિદ્યાર્થીઓની પૂરતી સંભાળ નથી લેવાતી. નાના વિદ્યાર્થીઓનું કેટલીક વાર ગુંડા વિદ્યાર્થીઓથી સંરક્ષણ કરવાની બહુ જરૂર હોય છે. આ બાબતો તરફ તથા સ્વચ્છતા અને નિયમિતતા તરફ ગુરુ વિશેષ ધ્યાન આપે એ અત્યારની મોટી આવશ્યકતા છે.

**૨. વિદ્યાર્થીઓનું સ્વાવલંબન અને ઉદ્યોગ :** છાત્રાલયમાં નોકરો, રસોઇયા તેમજ બીજા બિલકુલ ન હોય એ ઇષ્ટ સ્થિતિ છે. પણ તે સ્થિતિએ છાત્રાલયો નજીકના ભવિષ્યમાં પહોંચી શકે એમ દેખાતું નથી. માટે એટલી ચીવટ તો રાખીએ જ કે છાત્રાલયમાં નોકરો બને તેટલા ઓછા હોય. નોકરો વધારવાથી સગવડ નથી જ વધતી. વિદ્યાર્થીઓ પોતપોતાનાં થાળીવાટકો માંજી લે, પોતાનાં કપડાં ધોઈ નાંખે, પોતાની ઓરડી વાળે, દીવાબત્તી કરી લે, રસોડામાં પીરસે તથા પાણી ભરે અને કોઈકોઈવાર રસોઈ પણ કરી લે એમ થવું જોઈએ. નોકરો હોય તોપણ અમુક દિવસે નોકરોને છુટ્ટી આપીને બધું જ કામ વિદ્યાર્થીઓ કરી લે એવી યોજના પણ રાખવી જોઈએ. ઓછામાં ઓછા આટલા સ્વાવલંબન ઉપરાંત દરેક છાત્રાલયમાં વિદ્યાર્થીઓને કાંઈ ને કાંઈ ઉદ્યોગ આપવાની બહુ જ જરૂર છે. વિદ્યાર્થીઓમાં કજિયાખોરી ન દાખલ થવા પામે તથા તેમનાં ચિત્ત નિર્મળ રહે તે માટે તેઓ કાંઈ ને કાંઈ ઉદ્યોગમાં સતત રોકાયેલા રહે એ બહુ જરૂરનું છે. 'નવરો બેઠો નખ્ખોદ વાળે' એ કહેવત બહુ સાચી છે. ઊગતા જુવાનોમાં નવા ઉદ્ભવતા કામને કામ જ દબાવી શકશે. પોતાની પરિસ્થિતિને અનુકૂળ ઉદ્યોગ દરેક છાત્રાલય શોધી

છે. એટલું જ સૂચવીશું કે કાંતણપીંજણનો ઉદ્યોગ દરેક છાત્રાલયમાં નિયમિત રીતે ચાલે એ રાષ્ટ્રીય દૃષ્ટિએ મહત્ત્વનું હોઈ બહુ સહેલાઈથી થઈ શકે એવું પણ છે. આ ઉપરાંત સુથારી, બાગકામ, ઝાડઉછેર, શાકભાજી ઉગાડવાનું વગેરે ઉદ્યોગો પણ સહેલાઈથી દાખલ કરી શકાય એવા છે.

૩. **પાયખાનું અને મુતરડીની વ્યવસ્થા:** આ બાબતમાં આપણા સમાજની બેદરકારી અક્ષમ્ય છે. શહેરોમાં આપણા લોકો હજારો કે લાખો રૂપિયા ખર્ચીને ઘર બાંધે છે ત્યાં પણ ગંદગીની વ્યવસ્થા સાવ રેઢિયાળ રાખે છે. સૂવાબેસવાની ઓરડીઓમાં ખાળવાળી ચોકડીઓ પેસાબ માટે રાખવાની પદ્ધતિ ત્યાજ્ય છે. ગામડાંમાં તો પાયખાનાં કે મુતરડીની આવશ્યકતા જ મનાતી નથી. અને તે રૂઢિને અનુસરી જો છાત્રાલય વસ્તીથી દૂર ખુલ્લામાં હોય અથવા નદીકિનારે હોય તો એવું માનવામાં આવે છે કે ત્યાં પાયખાનાં અથવા મુતરડીની આવશ્યકતા નથી. કુદરત ઉપર આ ચોખ્ખો અત્યાચાર છે. આપણે જરાક ચીવટ રાખીએ તો આપણા દેશમાં તો પાયખાનાં અને મુતરડીઓમાં બહુ જ સહેલાઈથી શાસ્ત્રમાન્ય સ્વચ્છતા આણી શકાય એમ છે. પણ આ માટે તો આખા દેશમાં આપણે જબરદસ્ત હિલચાલ ઉપાડવી પડશે. આ બાબતમાં છાત્રાલયો તો શરૂઆત કરી જ દે.

૪. **કસરત, કવાયત તથા રમત:** બીજી બાબતોમાં ભલે ગુજરાતીઓ આગળ વધતા હોય પણ વ્યાયામમાં મહારાષ્ટ્ર કે ઉત્તર હિંદુસ્તાનની તોલે તે નહિ જ આવી શકે એવું આળ બીજા પ્રાન્તના ભાઈઓ આપણી ઉપર મૂકે છે. આ ધોવા માટે પણ આપણે દરેક છાત્રાલયમાં અખાડો રાખીએ અને તેમાં કુસ્તી, મલખમ, મગદળ, લેઝીમ, લાઠી એટલાની સગવડ તો રાખીએ જ. રમતો માટે છાત્રાલય પાસે વિશાળ મેદાન હોવું જોઈએ. આપણે દેશી રમતોને જ વધુ ઉત્તેજન આપીએ. ખર્ચ વિનાની અથવા બહુ ઓછા ખર્ચવાળી પરદેશી રમતો સામે વાંધો ન હોય. પણ રમતોમાં 'આઉટ,' 'ગેમ' જેવા અંગ્રેજી શબ્દપ્રયોગોનો તેને આપણી ગુલામી મનોદશાનાં ચિહ્ન

ગણી બહિષ્કાર કરવો જોઈએ. દિવસમાં એક વાર કવાયત થાય એ પણ આવશ્યક છે.

**૫. છાત્રોનું રહેવાનું સ્થળ:** છાત્રો માટે અલગઅલગ ઓરડીઓ હોય અથવા મોટા મોટા ઓરડા હોય તે પૂરતા હવા અજવાળાવાળા હોવા જોઈએ. ઓરડી અથવા ઓરડામાં એક છાત્ર દીઠ ૭૦૦ થી ૮૦૦ ઘનફૂટ જગ્યા હોવી જોઈએ. એ હિસાબે બાર ફીટ ઊંચાઈવાળી ૯ × ૭ ના માપની ઓરડી યોગ્ય ગણાય. ચોમાસામાં વરસાદ પડતો હોય તેવા અથવા શિયાળામાં અતિશય ઠંડીના અમુક દિવસો બાદ કરીને બાકીના બધા દિવસોમાં છાત્રોને ઓશરી, છજું અથવા અગાશીમાં સૂવાની સગવડ હોવી જોઈએ. એક ઓરડીમાં એક અથવા ત્રણ અને તેથી વધારે છાત્રો રહે. પણ એક ઓરડીમાં બે છાત્રો હરગીઝ ન રહે. એક ઓરડામાં ઘણા છાત્રો રહેતા હોય ત્યાં છાત્રોની પથારીઓ વચ્ચે બબ્બે હાથનું અંતર હોવું જોઈએ. છાત્રો જેમાં રહેતા હોય તે ઓરડીનું બારણું અથવા બારણાંને અંદરથી સાંકળ દેવાય તેમ ન હોય. પવનથી બારણાં ઊઘડી ન જાય તે માટે જ બહારથી ગમે ત્યારે ઉઘાડી શકાય એવો આગળો હોય. બહુ ઠંડીના દિવસોમાં અથવા ચોમાસામાં બારીઓ બંધ કરી દેવી પડે તે માટે દરેક ઓરડીમાં ઊંચે હવાની આવજા માટે જાળિયાં હોય.

**૬. સ્વચ્છતા :** આખા છાત્રાલયનું એકેએક સ્થળ અને ખૂણોખાંચરો પણ ચાટલા જેવો ચોખ્ખો જોઈએ. ગમે ત્યાં પડેલી દાતણની ચીરીઓ, કાગળના કટકા, રૂ અને ચીંથરાના ડૂચા, ઊડતાં છાપાં, રસોડાની આસપાસ પડેલો એંઠવાડ, રસોઇયાનું ગંદું ધોતિયું અથવા અબોટિયું, આ બધી વસ્તુઓ છાત્રાલયને માટે કલંકરૂપ છે.

રસોડાની સ્વચ્છતામાં વધારેમાં વધારે ધ્યાન આપવાલાયક આપણા રસોઇયા હોય છે. રસોઇ કરતી વખતે પહેરવાનું અબોટિયું અથવા ધોતિયું જ નહિ પણ તેનાં બીજાં કપડાં પણ તે દરરોજ બદલે એવો નિયમ હોવો જોઈએ. તેને સંસ્થા તરફથી સાબુ આપવામાં આવે. રસોઇયો પોતાના વાળ ચોખ્ખા

રાખે અને હજામત વધારે નહિ તે તરફ પણ ધ્યાન આપવાની જરૂર છે.

રસોડાની સ્વચ્છતાનો વિચાર કરતી વખતે વાસણ માંજવાની પદ્ધતિ વિચારી લેવી ઇષ્ટ છે. દાક્તરો કહે છે કે ગમે તે જમીન ઉપરથી ધૂળ કે માટી લઈ વાસણ માંજવાં એ બહુ ભયંકર છે. તે માટે એવી વ્યવસ્થા હોવી જોઇએ કે એક સ્થળે ચોખ્ખી માટી અને રાખ મૂકેલાં હોય તેમાંથી માંજવા માટે લેવામાં આવે. વાસણો છેવટે ચોખ્ખા પાણીથી વીંછળાવાં જોઈએ, અને ત્યાર-પછી ગમે તેવા કપડાથી લૂછવાની ભૂલ ન કરવી જોઈએ. વળી પાણી પણ બને તેટલું ઓછું વપરાવું જોઈએ અને વાસણ માંજવાનું સ્થળ અમુક અમુક સમયને અંતરે બદલાવું જોઈએ.

કોઠારની સ્વચ્છતામાં તેલ, દિવેલ, ગોળ, ખાંડ અને ઘાસતેલ એટલી વસ્તુઓની બાબતમાં વિશેષ કાળજી લેવાવી જોઈએ. રસોઇયા રસોડા અથવા કોઠારમાં ન સૂઈ રહે એવો ખાસ નિયમ હોય.

દરેક છાત્રનાં તથા છાત્રાલયને અંગે બીજાં ગાદલાં અથવા ગોદડાં અમુક અમુક દિવસે તડકે નંખાવાં જોઈએ. છાત્રો ગાદલાં ન વાપરે એ ઇષ્ટ છે, પણ વાપરે તો ચાદર અથવા પિછોડી પાથર્યા વિના ગાદલું ન જ વાપરે તેમજ ગલેફ વિનાનું ઓશીકું પણ ન વાપરે. ચોમાસામાં તો જ્યારે જ્યારે તડકો પડે ત્યારે તેનો લાભ લઈ ગાદલાંગોદડાં તપાવી લેવાં જ જોઈએ.

નહાવાની સગવડ વિષે આપણા સમાજમાં લગભગ પાયખાનાં જેટલી જ બેદરકારી છે. દરેક છાત્રાલયમાં નહાવા તથા ધોવાની સારી સગવડ હોવી જ જોઈએ અને તે સ્થળ સ્વચ્છ રહે એટલા માટે નહાવાના તથા ધોવાના પાણીના નિકાલની યોગ્ય વ્યવસ્થા હોવી જ જોઈએ. ધોવા માટે વપરાયેલા પાણીમાં સાબુ ભળેલો હોવાથી તેનો ઉપયોગ ખેતીમાં કે બગીચામાં થઈ શકતો નથી, માટે એ પાણી દૂર ફેલાઈને સુકાઈ જાય અથવા તો દૂર રાખેલા દટણ ખાડામાં જમીનમાં જ પચી જાય એવી વ્યવસ્થા હોય. જ્યાં કૂવાનું પાણી

વાપરવાનું હોય ત્યાં નહાવાધોવાની જગ્યા કૂવાથી દૂર હોય એ ઇષ્ટ છે. સાધારણ રીતે નહાવા-ધોવાની જગ્યા કૂવાની પાસે રાખવામાં આવે છે, પણ એ ઠીક નથી. કારણ છેવટે વાપરેલું પાણી દૂર તો લઈ જ જવું પડે છે તો પછી ચોખ્ખું પાણી જ દૂર લઈ જઈને શા માટે ન વાપરવું? એથી કૂવાની આંતર તથા બાહ્ય સ્વચ્છતા પણ સારી જળવાય છે.

૭. **ખોરાકઃ** આ છાત્રાલયનું સૌથી મહત્ત્વનું અંગ છે. ખોરાક હમેશાં તાજો અને સાદો હોય એટલે કે તેમાં બહુ વિવિધતા અને મસાલા ન હોય. ખોરાક નક્કી કરવામાં તેમાંથી શરીરને પોષક બધાં તત્ત્વો જોઈતા પ્રમાણમાં મળી રહે તેની કાળજી રાખવી જોઈએ. ઘીદૂધ છાત્રોની આર્થિક સ્થિતિને અનુસરીને વપરાય. દાંત સારા રહે તે માટે તથા પાચનમાં મદદ થાય એટલા માટે શાક બહુ આવશ્યક મનાય છે. લીલોતરી શાક તો જ્યારે મળી શકે ત્યારે સારા પ્રમાણમાં અપાવું જ જોઈએ. શાક મળવાની બહુ મુશ્કેલી હોય ત્યાં પણ ઓછામાં ઓછું અઢી તોલા શાક તો કોઈ પણ રીતે આપવાની વ્યવસ્થા કરવી જ જોઈએ. શાકની ગરજ ખાટાં લીંબુ પણ સારે છે. શાકની અવેજીમાં અડધું લીંબુ ચાલે.

ખોરાકના ખર્ચની બાબતમાં એવું ધોરણ સૂચવી શકાય કે જે વર્ગના વિદ્યાર્થીઓ છાત્રાલયમાં હોય તે વર્ગમાં ઘેર જે ખર્ચ થતું હોય તે કરતાં સહેજસાજ વધુ ખર્ચ છાત્રાલયમાં થાય ત્યાં સુધી તે પોસાય. આસપાસના સમાજજીવનથી છાત્રાલય અળગું પડી જાય એવું તેના ખર્ચનું ધોરણ ન હોવું જોઈએ. વળી ગરીબ વિદ્યાર્થીઓને અવરોધક થઈ પડે એવું પણ ખર્ચનું ધોરણ ન હોય.

ગુજરાતમાં છાત્રાલયને દાન આપવાની એક પ્રથા એવી પડી છે કે અમુક ટંકના ભોજનનું દાન આપવું. આ દાન સ્વીકારવામાં વિવેક કરવાનો છે. છાત્રાલયમાં સામાન્ય રીતે જે ભોજન થતું હોય તે ભોજનના ખર્ચનું દાન છાત્રાલયને સ્વીકારવું હોય તો ભલે સ્વીકારે, પણ મિષ્ટાન્નની ટંકનું દાન કે તૈયાર ખોરાકનું દાન છાત્રાલયથી

ન જ સ્વીકારાય. વળી લગ્ન કે મરણ નિમિત્તે ભોજનનું દાન પણ છાત્રાલય સંસ્થા ન સ્વીકારે.

૮. **વાચનાલય અને પુસ્તકાલય:** વાચનાલય છાત્રાલયનું મહત્ત્વનું અંગ છે. પુસ્તકાલય ન હોય તો ચાલે. વાચનાલયમાં શિષ્ટ વર્તમાનપત્રો અને માસિકો જ આવે તેની ખાસ કાળજી રાખવી ઘટે છે. અશિષ્ટ સાહિત્ય છાપતું અથવા મલિન અને દૂષિત વિચારો ફેલાવતું સામાયિક છાત્રાલયને મફત મળે તોપણ છાત્રાલયમાં તેને સ્થાન ન હોય. વર્તમાનપત્રો કેવી રીતે વાંચવાં એ બાબતમાં ગુરુ છાત્રોને દોરે. વાચનાલયમાં પૃથ્વીનો ભીંતે ટીંગાડવાનો સારો નકશો, સારો ઍટલાસ, શબ્દકોષો તથા બીજા અગત્યના સંદર્ભગ્રન્થો હોય એ ઇષ્ટ છે. જો પુસ્તકાલય હોય જ તો તેમાં પસંદ કરેલાં પુસ્તકો જ હોય.

૯. **દવાખાનું:** એમાં મંદવાડ વખતે તાત્કાલિક ઇલાજની સગવડ હોય. તાવ, ચૂંક, બદહજમી, બંધકોશ, ખસ, ચાંદાં, જેવાં દરદો માટે દાક્તરોને ત્યાં દોડવાની જરૂર નથી. એને માટે બહુ દવાઓ રાખવાની પણ જરૂર નથી. ક્વિનીન, સોડા બાઇકાર્બ, આયોડિન, પોટેશ પર મેંગેનેટ, ગંધક, એરંડિયું, મલમપટ્ટીની વસ્તુઓ, પાટા, હળદર, મીઠું, અજમો, હિંગ, અને સાબુદાણા આટલી વસ્તુઓ હોય તો કામ ચાલે. તજ, લવિંગ, ગંઠોડા વગેરે એકઠું ખાંડીને રાખી મૂકયું હોય તો ઉકાળા માટે કામ લાગે.

આ ઉપરાંત માંદા છાત્રોને અલગ રાખવાની વ્યવસ્થા પણ દરેક છાત્રાલયમાં હોવી જોઇએ. માંદાની ઓરડી માટે મીણિયું કાપડ, પિચકારી (ઍનીમા) શૌચપાત્ર (કમોડ), મૂત્રપાત્ર (ચેમ્બર પૉટ), ગરમ પાણીની કોથળી (હૉટ વૉટર બૅગ) સૂતાં સૂતાં જ ઝાડોપેશાબ કરવા માટે 'યુરિન-બૉટલ' અને 'બેડ પેન' એટલાં સાધનો બહુ ઉપયોગી થઈ પડે.

માંદા માણસને નહાવા માટે પવન ન લાગે એવી બંધ ઓરડીની સગવડ પણ દરેક છાત્રાલયમાં જરૂરની છે.

**૧૦. ભંડાર:** વિદ્યાર્થીઓના સામાન્ય ઉપયોગની ચીજો માટે બજારમાં ન જવું પડે અને જથાબંધ ખરીદી રાખી હોય તો સારી અને સસ્તી મળે એ દૃષ્ટિએ કાગળ, પેનસિલ, નોટબૂકો, સાબુ, શાહી, ખાદી વગેરે વસ્તુઓનો ભંડાર છાત્રાલયમાં હોવો જોઈએ.

આ ઉપરાંત છાત્રાલયના મકાનને અંગે જરૂર પડે અને સહેજે વાપરી શકાય એવાં સુથાર તથા કડિયાનાં ઓજારો, ખીલા, ચૂનો, સીમેન્ટ વગેરે વસ્તુઓ થોડા થોડા પ્રમાણમાં છાત્રાલયમાં ાખી મૂકવી જોઈએ.

**૧૧. ઉપાસના અને નિત્યસંમેલન:** દરેક છાત્રાલયમાં ાવારસાંજ ઉપાસનાનો ક્રમ આવશ્યક છે. ઉપાસના દરમ્યાન ંપૂર્ણ શાન્તિ હોય. ઉપાસના સાથે ભક્તભાવપૂર્ણ સંગીત હોય ા હૃદય ઉપર તેની અસર વિશેષ થાય છે. પરંતુ ઉપાસના ફરજિયાત જ હોય, ઉપાસનામાં હાજરી માટે વાતાવરણ ઉપર જ આધાર ખાય. પરંતુ દરેક છાત્રાલયમાં એક વસ્તુ બહુ આવશ્યક છે અને દિવસમાં એકવાર, ઘણુંખરું સાંજની ઉપાસના પછી બધા ાત્રો અને ગુરુ સાથે મળીને વાતોચીતો કરે એને છાત્રાલયમાં ક રાગ અને મૈત્રીનું વાતાવરણ બાંધવામાં આવું નિત્ય સંમેલન ડુ જ મદદ કરે. વળી ઝીણી ઝીણી અગવડોની વાતચીત અને ાસા પણ આવા નિત્યસંમેલનમાં થઈ જશે એટલે આવું મેલન વ્યવસ્થાનું કામ પણ બહુ હળવું કરવામાં મદદરૂપ થશે. જની ઉપાસના પૂરી થયા પછી ગુરુ બીજે સ્થળે જાય અને ત્યાં ા છાત્રો તેને વીંટળાઈ વળે. જે જે છાત્રાલયોમાં આ પ્રથા ચાલે ત્યાં તો આખા દૈનિક કાર્યક્રમમાં આ સંમેલન સૌથી વિશેષ ત્વનું અને આકર્ષક અંગ થઈ પડ્યું છે.

**૧૨. સમયપત્રક:** સમયપત્રક વિના કોઈ છાત્રાલય ચાલી જ શકે. દરેક છાત્રાલય પોતાની પરિસ્થિતિ પ્રમાણે પોતાનું યપત્ર ઘડી લે એ જ ઇષ્ટ છે. તેમાં સવારે ઊઠવાનો અને રાતે નો સમય નિશ્ચિત હોય. સવારે પાંચ વાગે અથવા તેથી વહેલું ાનું હોવું જોઈએ અને સૂવાનું રાતે નવથી મોડું ન જ હોય. સાંજના ભોજનનો સમય પણ નિશ્ચિત હોય. એ નિશ્ચિત

સમયની અંદર જ બધા છાત્રો આવીને જમી જાય જેથી વ્યવસ્થાપકોને રસોડામાં ખોટી થઈ રહેવું ન પડે. વળી નાસ્તો આપવાનો સમય, ભંડારમાંથી વસ્તુઓ વેચવાનો સમય એ બધું પણ નિશ્ચિત સમયે જ થાય.

ઉપર છાત્રાલયનાં જે આવશ્યક અંગો ગણાવ્યાં તે તો તેની સ્થૂળ જરૂરિયાતો થઈ. તેમાં પ્રાણ પૂરીને છાત્રાલયનાં અંગ પ્રત્યંગને ચેતનમય બનાવવાનું મુખ્ય કામ ગુરુનું છે. ગુરુમાં-પોતાના કાર્ય પ્રત્યે જેટલો અનુરાગ હશે, પોતાના છાત્રો પ્રત્યે જેટલી મમતા અને કાળજી હશે અને આખું તંત્ર સુવ્યવસ્થિત ચલાવવાની જેટલી કુશળતા હશે તેટલે દરજ્જે જ છાત્રાલય સફળ થવાનું છે અને છાત્રાલય નામને પણ યોગ્ય થવાનું છે.

ગૂજરાત વિદ્યાપીઠ,
અમદાવાદ

**નરહરિ દ્વારકાદાસ પરીખ**

## ૫

# છાત્રાલયનું રસોડું

## પ્રાસ્તાવિક

રસોડું એ છાત્રાલયનું મહત્ત્વનું અંગ છે. છાત્રાલય એ વિદ્યાર્થીને જીવનની કેળવણી આપવાનું સ્થાન છે, અને જીવનની કેળવણીમાં છાત્રાલયનું રસોડું પણ અતિમહત્ત્વનો ભાગ ભજવે છે. જોકે સામાન્ય રીતે રસોડાંનું આ મહત્ત્વ ઘણા માણસો સમજતા નથી, અને તેને જ કારણે છાત્રાલયના એ અગત્યના અંગ તરફ ઉપેક્ષાવૃત્તિ ધારણ કરવામાં આવે છે. જ્યાં જ્યાં આ વૃત્તિ વર્તમાન હોય છે ત્યાં ત્યાં છાત્રોની કેળવણી અધૂરી જ રહે છે એમ કહેવું જોઈએ. રસોડાંનું આ મહત્ત્વ એકવાર સમજાયું—રસોડું એ પણ શિક્ષણનું સુંદર સાધન છે, એનો એકવાર અનુભવ થયો એટલે, છાત્રાલયનાં અંગ પ્રત્યંગ સાથે પોતાના સ્થાન ધર્મથી અવિભાજ્ય રીતે સંકળાયેલો હોઈ દરેક ગૃહપતિ એની વ્યવસ્થા વિષે સદા વિચાર કરતો થઈ જશે. જીવનની કેળવણીનો હેતુ માણસને વ્યવહારકુશળ બનાવવાનો છે, અને આપણે આપણા વિદ્યાર્થીઓને જેટલાં પ્રમાણમાં વધુ વ્યવહાર-કુશળ બનાવીએ તેટલાં જ પ્રમાણમાં તેમને વેદિયાં ઢોરના અપવાદમાંથી ઉગારી લઈએ છીએ. પ્રચલિત શિક્ષણપદ્ધતિ સામે મોટામાં મોટો આરોપ એ છે કે તે માત્ર વેદિયાં ઢોરો જ ઉત્પન્ન કરે છે, અને હાલમાં સર્વત્ર એ દૂષણ દૂર કરવાના પ્રયત્નો એક યા બીજી રીતે થતા જોવામાં આવે છે. એ તો સૌ કોઈ સ્વીકારે છે કે માણસને જવાબદારીભર્યું કામ સોંપવાથી જ તેની

વ્યવહારબુદ્ધિ અને કાર્યશક્તિ વિકસી શકે છે. અને એ રીતે જોતાં રસોડું એ વિદ્યાર્થીઓની વ્યવહારબુદ્ધિ અને કાર્યશક્તિના ઉત્કર્ષ માટે સારાંમાં સારું સાધન છે, કારણ કે એ દ્વારા જ એને વ્યાવહારિક જીવનનો સાચો પરિચય થાય છે. કૉલેજમાં ભણતો વિદ્યાર્થી શાકબજારમાં શાક કેમ લેવાતું હશે, એ જાણતો નથી હોતો, ભાવતાલની રકઝકમા એને કશી ગમ નથી પડતી અને પરિણામે એવાં કામો માટે સામાન્ય રીતે બધો આધાર નોકરો ઉપર જ રાખવો પડે છે. આમ કરવાથી એક તો માલ સારો અવતો નથી, ભાવ વધારે આપવો પડે છે, અને તે ઉપરાંત જે મોટાંમાં મોટું નુકસાન જેને સામાજિક નુકસાન કહેવું જોઈએ તે એ છે કે નોકરો કામ અને પૈસાની ચોરી કરતાં શીખે છે. તે ઉપરાંત રસોડાંનાં કામમાં એટલો વખત ઓછો આપી શકે એ તો જુદું જ. વળી નોકરો સાથેનો આપણો સંબંધ જેમ બને તેમ માનવભાવભર્યો રહે એમાં જ આપણી સંસ્કારિતા અને શોભા છે; અને એ રીતે જોતાં પણ આવાં બજારનાં કામો નોકરોને હાથ ન રહે એ જ ઇષ્ટ છે; કારણ કે ગમે તેવા પ્રામાણિક માણસને વિષે પણ કોઈ ને કોઈ માણસને તો કુશંકા ઉત્પન્ન થવાની જ, અને એ કુશંકાના પ્રત્યાઘાત તરીકે સારા માણસને પણ બગડવાનો ઘણો સંભવ છે. આ બાબતની વીગતવાર ચર્ચા યથાસ્થાને કરવામાં આવવાની છે, એટલે અહીં આટલા ઇશારા માત્રથી સંતોષ માની આગળ ચાલીએ છીએ.

રસોડું ચલાવવામાં દૃષ્ટિ કેવી રાખવી જોઈએ, એની વ્યવસ્થાને અંગે વિદ્યાર્થીઓ અને વ્યવસ્થાપકો, વ્યવસ્થાપકો અને નોકરવર્ગ, વિદ્યાર્થીઓ અને નોકરવર્ગ—એ સૌનો પરસ્પર સંબંધ કઈ જાતનો હોવો જોઈએ, સ્વચ્છતાનું ધોરણ કેટલું હોવું જોઈએ, કેળવણીને સાર્વત્રિક કરવાના પ્રયત્ન જે વખતે થઈ રહ્યા છે તે વખતે આપણું ખર્ચનું પ્રમાણ કયે ધોરણે નક્કી થવું જોઈએ અને ખોરાક નક્કી કરવામાં આરોગ્યદૃષ્ટિને કેટલું મહત્ત્વ આપવું જોઈએ, એવા એવા પ્રશ્નોની ચર્ચા કરવાનો અમારો આ નમ્ર પ્રયાસ છે.

માણસ કોઈ પણ કામ હાથ ધરે તો તે પહેલાં તેનો અધિકાર તેણે વિચારવો જોઈએ; લોકો પણ વિચારે છે. અમને રસોડાંનાં કામનો જોકે બહુ લાંબો અનુભવ નથી, પણ અમારો અનુભવ વૈવિધ્યભર્યો અને ઊંડો તો છે જ. વળી અમારા આ અનુભવની ઊણપો બીજાના અનુભવથી પૂરવાના ઇરાદાથી અમે ગૂજરાતનાં મુખ્ય મુખ્ય છાત્રાલયોની મુલાકાત લીધી છે. જ્યાં જાતે પહોંચી શક્યા નથી, ત્યાંથી લેખી માહિતી મંગાવી છે, અને એ રીતે અમારા અને ગૂજરાતનાં મુખ્ય મુખ્ય છાત્રાલયોના ગૃહપતિઓના કે તેમનાં રસોડાંના વ્યવસ્થાપકોના અનુભવનું મંથન કરતાં અમને જે સાર સાંપડ્યો છે, તે આપ સમક્ષ આજે રજૂ કરીએ છીએ.

રસોડાંની વ્યવસ્થાની સામાન્ય ચર્ચાને માટે અમે જે ધોરણ સ્વીકાર્યું છે, એ પહેલું સ્પષ્ટ કરવું જોઈએ. અમે રસોડાંમાં જમનારની સંખ્યા ઓછામાં ઓછી સોની આસપાસની કલ્પી છે. વળી રસોડાંનો કોઠાર પણ એ રીતે મોટો હોય. એટલો મોટો કલ્પ્યો છે કે જેમાંથી સંસ્થાને અંગેના બીજા સેવકોનાં કુટુંબો પણ પોતાના ઉપયોગનું સીધુંસામાન એ ભંડારમાંથી ખરીદી શકે. આનો અર્થ એ પણ થયો કે છાત્રાલયના રસોડાંમાં વપરાતો માલ ખાનગી કુટુંબમાં વપરાતા માલ કરતાં કોઈ પણ રીતે ઊતરતો નહિ જ હોય. વળી બીજી રીતે કહીએ તો અમો એવું પણ માનીએ છીએ કે સંસ્થાના માણસો પોતાનો બધો સામાન છાત્રાલયનાં રસોડાંના ભંડારમાંથી ખરીદે એ જ યોગ્ય છે. અને આવી અપેક્ષા જ્યારે આપણે રાખતા હોઈએ ત્યારે માલની જાત સંબંધે કોઈ પણ વ્યક્તિને ફરિઆદ કરવાપણું ન હોય એ વિષે પૂરતી ચીવટ રખાવી જોઈએ. વળી આ પ્રથાનો બીજો એક લાભ એ છે કે છાત્રાલયના રસોડાંમાં હમેશાં ચોખ્ખો અને સારો માલ વપરાતો રહેશે, એવી આડકતરી રીતે બાંહ્યધરી પણ મળી રહે છે, કારણ કે છાત્રાલયનાં રસોડામાં વપરાતા સામાનના ગુણદોષની ચર્ચા આખી સંસ્થાનાં માણસો કરી શકે એવી પરિસ્થિતિ ઊભી થાય છે. આમ માલ વધારે ખરીદવાનું બને છે અને તેથી તેટલે અંશે માલના

ભાવમાં અને સંસ્થા શહેરથી દૂર હોય તો વાહન ખર્ચમાં રાહત મળે છે.

ઉપર જણાવવામાં આવ્યું છે કે રસોડું એ જીવનની કેળવણીનું અગત્યનું સાધન છે. આપણો સમાજ હજી સ્વચ્છતાનું મહત્વ પૂરું સમજ્યો નથી. એ સમજાવવા સ્વચ્છતાની ટેવ સમાજના હાડમાં ઉતારવાની ભારે આવશ્યકતા છે. આટલું જે ગૃહપતિ સમજ્યો હશે અને રસોડાંને કેળવણી ના સાધન તરીકે જે વાપરવા માગતો હશે તે પોતાનાં રસોડાંની—જમવાના ચોકની, રાંધણિયાંની, કોઠારની, આસપાસની જગાની—સ્વચ્છતા વિષે પૂરેપૂરી ચીવટ અને કાળજી રાખશે. અમો માનીએ છીએ કે જમવાનો ચોક એટલો સ્વચ્છ હોવો જોઈએ કે જ્યાં આસન વિના બેસતાં કે સભા ભરતાં સહેજ પણ સંકોચ અનુભવવો ન પડે, કોઠારની સ્વચ્છતા એટલી હોવી જોઈએ કે જ્યાં એક રાત સૂવાનું કહેવામાં આવે તો મન પાછું ન ડગે, અને રાંધણિયાંની સ્વચ્છતા એટલી હોવી જોઈએ કે રાંધવાનું કામ ચાલતું હોય ત્યારે પણ જોનાર પ્રસન્નતા અનુભવી શકે.

પણ એ બધું યથાસ્થાને કહેવાશે. અહીં તો અમારે અમારા નિબંધની રૂપરેખાનો જ પરિચય કરાવવાનો છે. રસોડાંને અંગેની સર્વ વ્યવસ્થાની સંપૂર્ણ વીગતવાર ચર્ચા થઈ શકે એ હેતુથી અમોએ તેને વિભાગોમાં વહેંચી નાંખ્યો છે.

## ૨

## સ્વચ્છતા

અસ્વચ્છતા એ આપણો રાષ્ટ્રીય દોષ થઈ પડયો છે. એને વિષે ગાંધીજી એ કેટલીયે વાર કેટલુંય લખ્યું છે. આપણી આ અસ્વચ્છતાને લીધે જ વિદેશી મુસાફરો આપણે વિષે હલકો ખ્યાલ બાંધતા જાય છે, અને એમાં કાંઈ નવાઈ પામવા જેવું નથી; કારણ કે માણસ માત્ર એ જ રીતે સામાને જુએ છે. આપણે કોઈને મળવા ગયા હોઈએ અને ત્યાં જો અવ્યવસ્થા અને અસ્વચ્છતા જોવામાં આવે તો આપણે જરા પણ સંકોચ વિના એ માણસ વિષે હલકો ખ્યાલ બાંધીએ છીએ. સ્વચ્છતા એ

સંસ્કારિતાનું મુખ્ય લક્ષણ છે. ઘણાંયે રસોડાંમાં બીજી ઘણી રીતે સુવ્યવસ્થા હોવા છતાં જો સ્વચ્છતાનો અભાવ હોય તો એ દોષમાં એના બધા ગુણો ડૂબી જાય છે. એટલે રસોડાંની શોભા સ્વચ્છતાના પ્રમાણમાં જ હોય છે. વ્યવસ્થાપકો એ માટે જેટલી ચીવટ રાખે અને જેટલો પરિશ્રમ ઉઠાવે એટલાં ઓછાં છે. નહિ તો જમવાનો ચોક કોઢનું રૂપ ધારણ કરે એ તદ્દન સ્વાભાવિક છે.

ચોકની સ્વચ્છતાને માટે જમનારા પોતે જ જમી રહ્યા પછી અબોટ કરી લે, એ અમને એક રીતે જોતાં બહુ જરૂરનું લાગ્યું છે; કારણ કે એમ કરવાથી પાછળથી ચોક સાફ કરનાર નોકરનું કામ બહુ જ હળવું થાય છે, અને તેથી તે ઘસડબોળો ન કરતાં ધ્યાનથી સાફ કરે છે. વળી દરેક જમનાર ઊઠતી વખતે અબોટ કરતો જાય તો પાછળ રહેનારાઓને તે જ જગા પર જમવા બેસતાં સૂગ ચડતી નથી. અબોટ કરવા માટે પ્રથમ તો જે કાંઈ એંઠવાડ થાળીની આસપાસ પડયો હોય તે દાણેદાણો ઉપાડી લેવો જોઈએ. અને ત્યાર પછી થોડું પાણી લઈ હાથ ફેરવી લેવો જોઈએ કે જેથી દાળ, દૂધ જેવી વસ્તુના છાંટા પણ રહેવા પામે નહિ. વળી અબોટનો મોટો લાભ એ છે કે માણસ પોતાને જ અબોટ કરવાનો હોવાથી ઝાઝું એંઠું નીચે ન પડે એની સંભાળ રાખતો થઈ જાય છે. જેમ ચોકને વિષે તેમ જ જમવાનાં વાસણો વિષે પણ કહી શકાય કે વિદ્યાર્થીઓ જેટલું પોતે કરશે એટલું સ્વચ્છતાનું પ્રમાણ વધુ જળવાશે, અને હાથમાંથી એકાએક થાળી વાટકો લપસી પડવાના પ્રસંગો ઓછા બનશે, અને રસોડાને અંગે નોકરો પણ ઓછા રાખવા પડશે. આને માટે આટલી વ્યવસ્થા જરૂરની છે. જમી ઊઠયા પછી થાળીમાંનો એંઠવાડ અને એંઠું પાણી નાખવા માટે ઢાંકણવાળું વાસણ એક બાજુએ ગોઠવી મૂકવું જોઈએ. આ વાસણમાં રોટલી, શાક, ભાખરી જેવી ઘન વસ્તુઓ ઝીલાઈ રહે એવી જાળી જેવું કાંઈક રાખી શકાય તો સારું, કે જેથી એ ભેગી થયેલી વસ્તુઓ જમીનમાં દાટી દઈ શકાય અને ગળેલું પાણી ખુલ્લી જમીનમાં કે એને માટે ખાસ ખોદેલા છીછરા ખાડાઓમાં નાંખી દઈ શકાય. બહાર એક ટોપલી કે

તગારાં જેવાં વાસણમાં ચોખ્ખી માટી રાખવી અને એ તપેલાંમાં પાણી રાખવું. એ તપેલાંમાં વાસણ ધોયા પછી છેલ્લી વારનાં ધોવા માટે એક ચકલી વાળી ટાંકી રાખવી, અને તેની નીચે પાણી ઝીલાવા માટે એક વાસણ રાખવું. તપેલાં અને ટાંકીની જગા વખતોવખત બદલતા રહેવું, કે જેથી કાદવ ન થાય.

એંઠવાડનું ગળેલું પાણી રસોડાંથી ઓછાંમાં ઓછું પચાસ ફૂટ દૂર આછુંઆછું છાંટી દેવું જોઈએ કે જેથી સૂર્યના તાપથી તરત સુકાઈ જાય અને દુર્ગંધ પેદા ન કરે. એંઠવાડ દાટવા માટેના ખાડાઓ પણ જેટલા દૂર હોય તેટલા સારા. એ ખાડા બહુ ઊંડા હોવાની જરૂર નથી, કારણ કે જમીનના ઉપલા પડમાં જ વસ્તુને ઓગાળવાનો ગુણ વિશેષ પ્રમાણમાં રહેલો છે. આ ઉપરથી એ સમજાશે કે રોજરોજ નવા ખાડાનો ઉપયોગ કરવો આવશ્યક છે. રોજરોજની મહેનત ટાળવા માટે એક જગાએ હળનો સાધારણ ઊંડો ચાશ પડાવી મૂક્યો હોય તો પણ ચાલે. રોજ જેટલો ભાગ વપરાતો જાય એટલો ઢંકાતો જાય.

ચોક સાફ રાખવા માટે વિદ્યાર્થીઓ અખોટ કરે એ જરૂરનું છે એમ ઉપર જણાવવામાં આવ્યું છે, પણ એટલું જ બસ નથી. અમને એવું લાગ્યું છે, કે ચોક એ તાંદુલ લાદીથી જડેલો હોય તો સહેલાઈથી સ્વચ્છ રાખી શકાય છે, કારણ એ પથ્થરમાં ચીકટ પણ પચતો નથી. અમે જોયેલાં રસોડાંમાં જ્યાંજ્યાં એવા પથ્થરના ચોક હતા, ત્યાંત્યાં માટીના કે છોના ચોક કરતાં સ્વચ્છતા જાળવવામાં ઓછી તકલીફ લેવી પડતી લાગતી હતી. વળી ચોકની બાંધણી પણ એવી ન હોવી જોઈએ કે જેથી એંઠવાડ ભરાઈ રહી શકે. અમે જોયું છે કે કેટલીક જગાએ રસોડાંમાં પાટલાનો બચાવ કરવાના ઉદ્દેશથી ભીંત લગોલગ ઓટલી બાંધવામાં આવેલી છે. પણ તેથી ગંદકીનો વધારો થાય છે. વળી કેટલીક જગાએ ચોકની જગા, બહારનાં ભોંયતળિયાં કરતાં નીચી હોવાને લીધે હમેશાં ભેજ કાયમ રહે છે, અને ચોક કદી સાફ હોય તોયે સાફ દેખાતો નથી. એટલે બાંધતી વખતે એ વાત પણ ધ્યાનમાં રાખવી જોઈએ. વળી છોના બાંધેલા

ચોકોમાં લીંટીઓ પાડી જે શોભા કરવામાં આવે છે એ પા
ઘરેણાંની માફક ગંદકી ભેગી કરવાનું જ કામ કરે છે. એટ
છોના ચોક બિલકુલ સપાટ, ખાડાખુબડા વગરના હોય એ જ ઠ
છે. ચોકની સપાટી અનુકૂળ રીતે ઢળતી હોવી જોઈએ અને તેગ
પણ વચ્ચે ઢળતી અને બન્ને બાજુએ ઊંચી હોય તો બાજુઓ ગં
રહેતી નથી અને જમનારની નીચે પાણી આવતું નથી. તે
ધોતી વખતે પણ સુગમતા પડે છે. આવા ચોક ઉપર દર્શાવેલી રી
સાફ થતા હોય તો પાટલા ન હોય તોપણ જમવા બેસનાર
ભોંયે બેસતાં લેશ પણ સંકોચ ન થાય, અથવા જરૂર પડ્યે ભોજન
સ્થાનને સભાસ્થાનમાં ફેરવી નાખવું પડે તો પણ કાંઈ વાંધો આ
એમ અમો માનતા નથી. ખરી રીતે જોતાં તો આ જ રી
ચોકની સ્વચ્છતાનું પ્રમાણ હમેશાં જળવાવું જોઈએ. 
બાબતમાં અમો ઉદ્યોગમંદિર ( સત્યાગ્રહ આશ્રમ ) નાં રસોડાંનો ચે
જોઈ આવવાની સૌને ભલામણ કરીએ છીએ.

કેટલીક જગાએ જમવાનો ચોક અને રાંધણિયું બન્ને સળં
હોય છે. આ વસ્તુ અમને કોઈ પણ રીતે વિચારતાં ઠીક લા
નથી. કદાચ એથી રાંધણિયું વધુ સ્વચ્છ રહેતું હશે પણ અમ
એનો અનુભવ નથી. એટલે ચોક અને રાંધણિયું બન્ને અલ
હોય એ જ અમને તો ઇષ્ટ લાગે છે. રાંધણિયાંમાં સામાન્ય રી
સ્વચ્છતાનું પ્રમાણ ઓછું જોવામાં આવે છે. ઘણી જગાએથી
એ વસ્તુ અનિવાર્ય હોય એમ કરગરતા સ્વરમાં એનો ઉલ્લેખ થ
અમે સાંભળ્યો છે. રાંધણિયું સ્વચ્છ ન રહી શકે એમ અ
લાગતું નથી. પણ આપણાં રસોડાંઓમાં મહરાજોને જે રીતે રાખવા
આવે છે તે રીતે જ્યાં સુધી રખાશે ત્યાં સુધી એ સ્વચ્છતા જાળવ
ભારે પડશે, એમ અમો જરૂર માનીએ છીએ. રાંધણિયાંની સ્વચ્છતા
સંપૂર્ણ આધાર મહારાજોના પોતાના ઉપર છે, એટલે જ
સુધી આપણે મહારાજોના મનમાં સ્વચ્છતાનું મહત્વ અને તેને વિષે
આદર ઉતારી શક્યા નથી, ત્યાં સુધી અટામણના ઢગલામાં 
લાંબા કરી રોટલી વણતાં કે ઘૂંટણીએ કણક બાંધતાં મહારાજો
દર્શન દુર્લભ નથી થવાનાં. રાંધણિયું સ્વચ્છ રહે એ માટે કેટલ

વ્યવસ્થા હોવાની જરૂર છે. એક તો વાસણકુસણ રાખવા માટે ધોકો અને રસોઈ દરમ્યાન વપરાતું નકામું પાણી ભેગું થવા કૂંડી. એ ઉપરાંત ચૂલા વગેરેની વ્યવસ્થા એ રીતે થવી જોઈએ કે જેથી ગંદવાડને ખૂણખાંચા ન મળે. કેટલીક જગાએ રસોડાંની રસોઈનું પાણી તેમજ જમવાના ચોક ધોયેલું પાણી, અને જમનારાઓનો એંઠવાડ જમીનમાં દાટેલી માટીની કોઠીઓમાં વાળવામાં આવે છે, પણ એ પદ્ધતિ પસંદ કરવાયોગ્ય નથી. એ પ્રત્યક્ષ નહિ તો પરોક્ષ રીતે તો આરોગ્ય ઉપર અસર કરે છે જ. વળી કૂંડીનો એક ફાયદો એ છે કે તે દરરોજ સાફ કરવી જ પડે છે. નોકરે એક પણ દિવસ આળસ કર્યું કે કૂંડી પોતે જ તેની ચાડી ખાય છે. આ પાણીના જેટલી જ નકામી બીજી પણ એક વસ્તુ રસોડાંમાં ઉત્પન્ન થાય છે. તે ધુમાડો. એને માટે પણ નિકાલનો માર્ગ હોવો જ જોઈએ. નહિ તો તે આખાં રાંધણિયાંને રંગી નાખશે. એને માટે એનાં ઉત્પત્તિસ્થાન ચૂલા ઉપર જ જો પ્રમાણસરનું ધૂમાડિયું રાખવામાં આવ્યું હશે તો રાંધણિયાંમાં જતાં અશ્રુપાત કરવાના પ્રસંગો આવશે નહિ.

હવે કોઠાર વિષે. કોઠારની જગા જેમ મોટી હોય તેમ સારું કે જેથી ભીડાભીડ નહિ લાગે અને બધી વસ્તુઓ છૂટથી અને વ્યવસ્થિત ગોઠવી શકાય. વળી હવાની આવજા છૂટથી થઈ શકે એ રીતે જોઈએ એટલાં બારીબારણાં પણ હોવાં જોઈએ. નહિ તો અનાજની વખાર કે ગાંધીની વખાર જેવી ગંધ હમેશાં રહેશે. સ્વચ્છતા સારાં પ્રમાણમાં જાળવી શકાય એટલા માટે કોઠારની વ્યવસ્થા કાંઈક આવી હોવી જોઈએ. લોટનાં પીપ વગેરે મૂકવા માટે એકથી સવા ફૂટ ઊંચી ઓટલી ભીંતને અડીને ચણાવી લેવી જોઈએ અને તે ઉપર રોજ વાપરવા માટે કાઢેલાં ચોખા, દાળ, લોટ વગેરેનાં પીપ ગોઠવવાં. મરીમસાલા, કઠોળ વગેરેના ડબ્બાઓ ગોઠવવા માટે લાકડાંના ત્રણત્રણ ખાનાંવાળા ત્રણ ઘોડા બસ થશે. તે ઘોડાઓનું નીચેનું ખાનું ભોંયતળિયાંથી દોઢેક ફૂટ ઊંચું હોવું જોઈએ. એમ હશે તો જ ઘોડાની નીચેના ભાગમાં પણ પૂરેપૂરી સ્વચ્છતા રહી શકશે. ઘી, તેલ, ખાંડ અને

ગોળ એ કોઠારમાં ગંદકી ઉત્પન્ન કરનારી વસ્તુઓ છે. એટલા માટે એ વસ્તુઓને કોઠારમાં જુદેજુદે ઠેકાણે ન ગોઠવતાં બારણાં પાસેના ભાગમાં જ ગોઠવવી કે જેથી જે કંઈ ગંદવાડ થાય તે ઝટ સાફ કરી શકાય. ઘીને માટે કલાઈ કરેલી આશરે એક ડબ્બો ઘી માય એવડી પીતલની પવાલી હોવી જોઈએ. ડબ્બામાંથી ઘી કાઢી, છાશ બળવા પૂરતું ગરમ કરી પવાલીમાં ભરી દેવું. નવો ડબ્બો ભરતી વખતે પવાલી તદ્દન સાફ માંજી નાખવી જોઈએ. તેલ અને કેરોસીન માટે ચકલીવાળાં પીપ સગવડભર્યાં છે. એનું કદ દોઢ ડબ્બો માય એવડું હોવું જોઈએ. ઘીતેલનાં વાસણો લાકડાંની નાની ઘોડી ઉપર ગોઠવવાં અને તે ઘોડી લોઢાંની તાવડીમાં ગોઠવવી જોઈએ કે જેથી કોઠારની ભોંય ઓછામાં ઓછી ચીકટવાળી થાય. ગોળ અને ખાંડનાં પીપો લોઢાંની તાવડીમાં મૂકેલી લાકડાંની ઘોડી ઉપર મૂકેલાં હોવાં જોઈએ અને તાવડીમાં પાણી રાખવું જોઈએ. જે જે તાવડીઓમાં પાણી રાખવાનું હોય તે તે તાવડીઓ તેલિયા રંગે રંગેલી હશે તો તેને કાટ ચડશે નહિ. આ તાવડીઓ અને પીપો પણ જ્યારેજ્યારે નવી વસ્તુઓ ભરવામાં આવે ત્યારેત્યારે સાફ કરતા રહેવું જોઈએ.

બજારમાંથી આણેલાં શાકો કોઠારમાં રાખવાનાં હોય છે. એ શાકો ખુલ્લી જમીન ઉપર ન નાખતાં ગુણપાટ ઉપર પાથરીને મૂકવાં સલાહભર્યું છે. જો અનાજ મહિનામહિનાનું ભરવામાં આવતું હોય તો દર મહિનાની શરૂઆતમાં આખા મહિનાપૂરતું અનાજ સાફ કરાવી રાખવું જોઈએ.

સ્વચ્છતાનું ધોરણ ઉપર જે દર્શાવ્યું છે એ ધોરણ જોતાં કોઈકને એવું થશે કે 'આ તો દુનિયાપારની વાતો કરે છે, અને એમ કરવા બેસીએ તો પાર ક્યારે આવે? એક બાજુથી ખર્ચ ઓછું કરવાની વાતો કરે છે, અને બીજી બાજુએ સ્વચ્છતાનું ધોરણ એવું બતાવ્યું છે કે નોકરોનું જૂથ રાખવું પડે.' પણ આ ખ્યાલ ભૂલભર્યો છે. અમારું રસોડું સો માણસોનું છે એમ છતાં એક જ નોકરે અમારું કામ સંતોષકારક રીતે ચાલે છે. ઉપર પણ અમો જણાવી ગયા છીએ કે સ્વચ્છતાને વિષે નોકરો ઉપર

જેટલો આધાર ઓછો રાખીએ તેટલો સારો. અને એ જ પ્રમાણે અમોએ અમારાં રસોડાંની સ્વચ્છતાને માટે મહિનામાં બે સ્વચ્છતા-દિનની વ્યવસ્થા કરેલી છે. એ દિવસોએ વારાફરતી આઠદશ વિદ્યાર્થીઓ વચ્ચે રાંધણિયું, કોઠાર, ચોક, ભઠ્ઠા અને રસોડાં આસપાસની જગા સાફ કરવાનું કામ વહેંચી નાખવામાં આવે છે. તે દિવસે આખું મકાન ધોવાના સોડાના પાણીથી ધોવામાં આવે છે. પાટલા સુદ્ધાં ઘસીને સાફ કરવામાં આવે છે. કોઠારનો સામાન ઉથલાવી ફરી ગોઠવવામાં આવે છે. એટલે નોકર પણ સ્વચ્છતા વિષેની આપણી ચીવટ જોઈને પોતે પણ ચીવટવાળો બને છે, અને પછી સ્વચ્છતા વિષે ચિંતા રાખવા જેવું રહેતું નથી.

## ૩

## જમણ

છાત્રાલયનાં રસોડાંમાં ખોરાક કેવા પ્રકારનો આપવો એને નિર્ણય કરવામાં નીચેની બાબતોનો વિચર થવો જોઈએ.

૧. આરોગ્ય. ૨. ખર્ચ. ૩. વૈવિધ્ય. ૪. સાદાઈ.

ઘણીવાર એવું બને છે કે ખર્ચનો વિચાર કરવા જતાં આરોગ્યના વિચારને પડતો મેલવામાં આવે છે. અથવા વૈવિધ્યના વિચારને પ્રાધાન્ય આપવા જતાં બાકીના ત્રણ વિચારોને ધ્યાન બહાર રાખવામાં આવે છે. આજે સમાજની સમક્ષ પ્રશ્ન તો એ છે કે સામાન્ય સ્થિતિના માણસો પોતાનાં સંતાનોને કેળવવા પાછળ કેટલો પૈસો ખર્ચી શકે? જ્યાં સુધી આપણા દેશની ગરીબાઈનો વિચાર કર્યા વિના શિક્ષણસંસ્થાઓ પોતાના કાર્યક્રમો ઘડયે જશે ત્યાં સુધી દેશમાં ચારેબાજુ વ્યાપેલો કેળવણીનો અભાવ દૂર કરી શકાવાનો નથી. એ તો સૌ કોઈ સ્વીકારશે કે આજની કેળવણી અતિશય મોંઘી છે. જેટલા પૈસા એની પાછળ ખર્ચાય છે તેટલું ફળ એ દેતી નથી. પરિણામે જનસમાજના મોટા વર્ગને એ પોસાતી નથી, અને તેથી તેને કેળવણી વિના ચલાવી લેવું પડે છે. કેળવણીને સોંઘી કરવી એ જ કેળવણીના પ્રચારનો આજની

સ્થિતિમાં તો સર્વોત્તમ અને સરળ માર્ગ છે. આને માટે શિક્ષણ-ક્રમમાં, શાળામહાશાળાઓની વ્યવસ્થામાં અને એને અંગેની બીજી ઘણી બાબતોમાં મૂલગત ફેરફારો કરવા પડશે; પણ આપણે અત્યારે માત્ર રસોડાંનો જ વિચાર કરીએ છીએ એટલે અમો તે સંબંધે જ અમારું વક્તવ્ય સ્પષ્ટ કરવા પ્રયત્ન કરશું.

આરોગ્યની દૃષ્ટિને પ્રથમ સ્થાન અમોએ આપેલું જ છે. પણ અમોને લાગે છે કે આજે સૌ પહેલાં આર્થિક બાબતનો પૂરતો વિચાર થવો જોઈએ. પહેલાં આપણે આપણી આર્થિક પહોંચનું માપ લઈને તે પ્રમાણે આરોગ્યદૃષ્ટિ અને વૈવિધ્યને યથાયોગ્ય મહત્ત્વ આપીએ.

ખોરાક વિષેની નીચેની આખી ચર્ચા દરમ્યાન ખર્ચની હદ અમોએ માસિક રૂ. ૧૦ ની સ્વીકારી છે. એ ઉપરથી કેટલીક ગેર-સમજૂત ઊભી થવાનો સંભવ છે અને એથી અત્રે કેટલોક ખુલાસો કરવો આવશ્યક લાગે છે. અમોએ આખી ચર્ચાને માટે જે રસોડું કલ્પેલું છે તે રસોડું ઉજળિયાત કોમના વિદ્યાર્થીઓનું છે, અને એથી ખર્ચનો આંકડો પણ તેને અનુરૂપ જ સ્વીકારવો પડ્યો છે. એ આંકડો નક્કી કરવામાં અમોએ જે ધોરણ સ્વીકાર્યું છે તે ધોરણ આ છે. છાત્રાલય જે ઠેકાણે આવ્યું હોય અને જે વર્ગના વિદ્યાર્થીઓ માટે ચાલતું હોય, તે સ્થાનના, તે વર્ગનાં સામાન્ય કુટુંબનાં માસિક ખર્ચ કરતાં છાત્રાલયનાં માસિક ખર્ચનો આંકડો સહેજસાજ વધારે હોય ત્યાં સુધી ક્ષમ્ય ગણાય. એ રીતે દાહોદમાં ચાલતાં ભીલ છાત્રાલયનાં માસિક ખર્ચનો આંકડો તે ભાગનાં સામાન્ય ભીલ કુટુંબનાં માસિક ખર્ચના આંકડા કરતાં કંઈક વધારે હોય, અને એ જ રીતે બારડોલીની રાનીપરજના વિદ્યાર્થીઓનાં છાત્રાલયનું અને નવસારી કે ગોધરાના અંત્યજ વિદ્યાર્થીઓનાં છાત્રાલયનું પણ સમજવું.

કોમી છાત્રાલયોમાં સાધારણ રીતે વિદ્યાર્થીઓ પાસે ખર્ચ લેવામાં આવતું નથી. અને જ્યાં લેવામાં આવે છે ત્યાં ખરેખર થતાં ખર્ચ કરતાં ઓછું લેવામાં આવે છે. પણ આ કેળવણી સોંઘી કરવાનો ઉપાય નથી; કારણ આમાં ખર્ચ ઘટ્યું નથી. માત્ર

સમાજ અને વ્યક્તિ વચ્ચે તે વહેંચાઈ ગયું છે. અમે એવાં છાત્રાલયોને દૃષ્ટિમાં રાખીને આ વિષયની ચર્ચા કરીએ છીએ કે જ્યાં વિદ્યાર્થીઓ પાસેથી ખરેખર થતું ખર્ચ પૂરેપૂરું લેવામાં આવતું હોય. આવાં છાત્રાલયોમાં જે ખર્ચ આવે તે ખર્ચ ઉપરથી જ આપણે કેળવણીના ખર્ચનું માપ કાઢી શકીએ. સામાન્ય રીતે છાત્રાલયો વર્ષમાં દશ માસ ચાલે છે. દશ માસનો ખાધાખોરાકીનો ખર્ચ વધુમાં વધુ રૂ. ૧૦૦ થવો જોઈએ. એથી જેટલો વધે એટલો વધારે છે એમ માનવું જોઈએ. આજે પણ કેટલાંક રસોડાં એવાં છે કે જ્યાં મહારાજો કે નોકરો રાખવામાં આવતા નથી અને ખોરાકમાં પણ સાદાઈ જાળવવામાં આવે છે. ત્યાં ખર્ચ આથી પણ ઓછું આવે છે. અને અહીં જે રૂ. ૧૦૦ ની હદ બાંધી છે એ આવાં સ્વાવલંબી રસોડાંઓ અને આજનાં છાત્રાલયોમાં થતાં ખર્ચોની વચ્ચેના સમાધાન જેવી છે.

સ્વાવલંબી રસોડાંનો ખોરાક શહેરના વિદ્યાર્થીઓને અતિશય ફીકો અને વૈવિધ્યશૂન્ય લાગવાનો, અને આજનાં શહેરનાં છાત્રાલયોનો ખોરાક ગામડાંની દૃષ્ટિએ જોતાં અતિશય લહેજતદાર અને ખર્ચાળ ગણાવાનો. પણ આપણાં છાત્રાલયોમાં આ બન્ને વર્ગના વિદ્યાર્થીઓ હોવાના જ, એટલે આપણે જે ખોરાક નક્કી કરીએ તે આ બન્ને વર્ગોને બને એટલો અનુકૂળ રહે એવો પ્રયત્ન થવો જોઈએ. આપણે નક્કી કરેલા ખોરાકમાં આવશ્યક પૌષ્ટિક તત્વ હોય એટલું જ બસ છે. પછી તે ઉપરાંત જેને જે વૈવિધ્ય કે ખર્ચ ભોગવવું હોય તેને સગવડ મળે એટલું બસ છે. અમારા કહેવાનો અર્થ એ છે કે છાત્રાલયે નક્કી કરેલા ખોરાકનું ખર્ચ માસિક રૂ. ૧૦ થી વધે નહિ. પણ જે શહેરીઓ અથવા શોખીનો વધુ ખર્ચ કરી પોતાનાં શોખ અથવા જરૂરિયાતો પૂરાં કરવા માગતા હોય તેઓ પોતાને ખર્ચે તેમ કરવાને ભલે સ્વતંત્ર રહે. આને માટે કૂપનપદ્ધતિ સગવડભરી છે.

કૂપનપદ્ધતિનો વ્યવહાર આ રીતે ચાલે છે. છાત્રાલયે અમુક ખોરાક નક્કી કર્યો હોય તે જાતનો ખોરાક તો સર્વને મળે જ. અને તે માટે તો માસિક ફાળે પડતું જે ખર્ચ આવતું હોય તે સૌ પાસે

લેવાય. પણ એ નિયત ખોરાક ઉપરાંત જે કંઈ વધારાની વસ્તુ વિદ્યાર્થી લે તે માટે કૂપનનો ઉપયોગ કરવો પડે. જેમકે અમારે ત્યાં સવારે દાળ, ભાત, રોટલી ને શાક અને સાંજે ભાખરી, ખીચડી અને શાક એ નિયત ખોરાક છે. ધારો કે કોઇને ભાત કે ખીચડીમાં ઘી લેવું છે, તો તે ઘીની કૂપન આપી મરજી મુજબ ઘી લઈ શકશે. એ જ રીતે દૂધ કે દહીં પણ કૂપનથી ખરીદી શકશે. વળી નાસ્તા માટે પણ અમોએ કૂપનપદ્ધતિનો જ ઉપયોગ શરૂ કરેલો છે. જેમ ઘી કે દૂધનાં કૂપનો તે તે વસ્તુઓનાં અમુક માપનાં હોય છે, (પાશેર, અચ્છેર દૂધ અને અડધો તોલો ઘી) તેમ આ કૂપનોનું નથી હોતું. નાસ્તાની વસ્તુઓ જુદીજુદી હોય છે એટલે આ કૂપનો બે પૈસાની કિંમતનાં ઠરાવવામાં આવ્યાં છે. એટલે નાસ્તાનાં કૂપનો એ અમારા છાત્રાલયપૂરતી પ્રોમિસરી નોટો છે એમ કહી શકાય.

આ તો કૂપનપદ્ધતિએ વ્યવહાર શી રીતે ચાલી શકે એ આપણે જોયું. પણ કૂપનપદ્ધતિ સામેનો જે વિરોધ છે તે એ અવ્યવહારુ છે એ વિરોધનો નથી પણ એમાં પંક્તિન્યાય સચવાતો નથી, એમાં ગરીબ તવંગરના ભેદો તીવ્રપણે દેખા દે છે, એવો છે. આપણો સમાજ અમુક રૂઢિ અને આચારને ટેવાયલો હોવાને લીધે અને તેમાં તે તે રૂઢિ અને આચારને અંગે અમુક જાતનું માનસિક વલણ પ્રવર્તતું હોવાને લીધે આ પદ્ધતિ પહેલી નજરે આપણા માનસને પ્રતિકૂળ લાગે છે. પણ એ પ્રતિકૂળતા અપરિચયને લીધે જ જન્મેલી હોય છે. એકવાર એ પદ્ધતિએ આપણે કામ શરૂ કરીએ છીએ કે પછી તેમાં ખોટો માનસિક સંકોચ, કે ખોટી ગરીબતવંગરની ભાવના, અથવા પંક્તિભેદ જેવું કશું જ અનુભવવામાં આવતું નથી.

ઉપર જણાવ્યું તે પ્રમાણે દરેક છાત્રાલયે અમુક ખોરાક તો નક્કી કરવો જ પડશે. અને તેમાં ખર્ચ અને આરોગ્યની દૃષ્ટિને પ્રાધાન્ય આપવું પડશે. ખર્ચની દૃષ્ટિએ જોતાં ખર્ચની હદ અમોએ માસિક રૂા. ૧૦ની બાંધી છે. હવે એ હદને ખ્યાલમાં રાખી આરોગ્યરક્ષક ખોરાક કયો આપી શકાય એ જ માત્ર જોવાનું રહે છે. ખોરાકની વસ્તુઓમાં સ્થાન પરત્વે ફેરફાર

થવાનો સંભવ છે. સુરત જિલ્લાનાં છાત્રાલયનો ભાત અને જુવારપ્રધાન ખોરાક, બાજરીપ્રધાન ખેડા અને કાઠિયાવાડ કે ઘઉં-પ્રધાન અમદાવાદમાં ન ચાલે. માત્ર ખોરાકની બાબતમાં તો આરોગ્યદૃષ્ટિએ કયાં તત્ત્વો શરીરના પોષણ અને સંરક્ષણ માટે આવશ્યક છે, અને એ તત્ત્વો કયાંકયાં અનાજમાંથી કેટલાં પ્રમાણમાં મળી રહે છે એટલો જ નિર્દેશ કરી શકાય.

એક પ્રૌઢ માણસનો ખોરાક કેવો હોય તો તેને શરીરના પોષણ માટે જોઈતાં તત્ત્વો પૂરતા પ્રમાણમાં મળી રહે એ નીચેના કોઠા ઉપરથી જણાશે.

આપણા રોજના આહારમાં પોષકદ્રવ્યોનું પ્રમાણ નીચે મુજબ હોવું જોઈએ :

| | | |
|---|---|---|
| નાઇટ્રોજન | ૭૫ ગ્રૅમ | ૩૦૦ કૅલરી |
| ફૅટ | ૫૦ ,, | ૪૫૦ ,, |
| કાર્બોહાઇડ્રેટ | ૫૦૦ ,, | ૨૦૦૦ ,, |
| (૨૮.૩૫ ગ્રૅમ=૨॥ તોલા) | | ૨૭૫૦ |

ઉપરનું પ્રમાણ બરાબર રીતે નીચેના કોઠામાં મળી રહે છે:

| અનુક્રમ નંબર | ખોરાક | રૂપિયા-ભાર | ગ્રૅમ | કૅલરી | નાઇટ્રોજનના ગ્રૅમ | ચરબીના ગ્રૅમ | કાર્બોહાઇડ્રેટના ગ્રૅમ | કિંમત દર મહિને |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ચોખા | ૨૦ | ૨૨૭ | ૭૯૨ | ૧૭ | ૧ | ૧૭૯ | ૧-૧૪-૦ |
| ૨ | ઘઉં | ૧૦ | ૧૧૩ | ૩૯૬ | ૧૫ | ૧ | ૮૦ | ૦-૧૨-૦ |
| ૩ | બાજરી-જુવાર | ૧૦ | ૧૧૩ | ૪૧૨ | ૧૧ | ૩ | ૮૩ | ૦-૮-૦ |
| ૪ | કઠોળ | ૧૦ | ૧૧૩ | ૩૯૬ | ૨૬ | ૨ | ૬૮ | ૦-૧૨-૦ |
| ૫ | ઘી-તેલ | ૨॥ | ૨૮ | ૨૫૪ | ... | ૨૮ | ... | ૧-૮-૦ |
| ૬ | ખાંડ-ગોળ | ૫ | ૫૭ | ૨૨૭ | ... | ... | ૫૭ | ૧-૦-૦ |
| ૭ | દૂધ | ૨૦ | ૨૨૭ | ૨૪૫ | ૧૦ | ૧૮ | ૧૦ | ૧-૧૪-૦ |
| ૮ | શાકભાજી | ૨૦ | ... | ... | ... | ... | ... | ૨-૦-૦ |
| ૯ | ફળફળાદિ | ... | ... | ... | ... | ... | ... | ૨-૦-૦ |
| ૧૦ | મીઠું, મસાલા | ... | ... | ... | ... | ... | ... | ૦-૧૨-૦ |
| | | ... | ... | ૨૭૨૨ | ૭૯ | ૫૩ | ૪૭૭ | ૧૩-૦-૦ |

ઉપરનાં પ્રમાણો માત્ર દિશાદર્શક જ છે અને એને વેદવાક્ય માની બેસવાની ભૂલ કોઈ ન કરે એવું અમે ઇચ્છીએ છીએ; કારણ ખોરાકમાં સ્થાન પરત્વે, ઋતુ પરત્વે, અને ઉંમર પરત્વે તેમજ માણસની પ્રકૃતિ પરત્વે અનેકાનેક ફેરફાર કરવા આવશ્યક થાય છે. ઉંમર પરત્વે ખોરાકનું પ્રમાણ સામાન્ય રીતે જોતાં નીચે પ્રમાણે હોય છે.

પુખ્ત વયના માણસને જેટલો ખોરાક જોઈએ છે તેટલો જ કે તેનાથી કંઈક વધારે બારથી સોળ વર્ષના છોકરાઓને જોઈએ છે. છથી બાર વર્ષ સુધીનાં છોકરાં લગભગ પોણો ખોરાક ખાય છે અને છ વર્ષનાં છોકરાંઓનો ખોરાક અડધો હોય છે. સ્થાન પરત્વે જોતાં ઉત્તર ગૂજરાતમાં (કાઠિયાવાડ સુદ્ધાં) ખોરાકનું પ્રમાણ વધારે હોય છે. દક્ષિણ ગૂજરાતમાં ઓછું હોય છે. ઋતુ પરત્વે જોતાં શિયાળામાં ખોરાક વધારે જોઈએ છે અને ચોમાસામાં અલ્પાહાર ઇષ્ટ છે.

ઉપરના કોઠામાં ખોરાકની કિંમત દર્શાવવામાં આવેલી છે તે છૂટકછૂટક ગણાયેલી હોઈને એકંદર સરવાળો વસ્તુતઃ જેટલો થવો જોઈએ તેના કરતાં વધારે થયો છે. અમારી ગણતરી એવી છે કે એ કોઠામાં બતાવેલો ખોરાક રૂ. ૧૦માં સહેલાઈથી આપી શકાય.

ખોરાકમાં અવારનવાર વિવિધતા આવતી રહે એ ઇષ્ટ છે. પણ વિવિધતાનો અર્થ ખર્ચાળ ખોરાક ખાવો એવું નથી. ખોરાકમાં પૂરેપૂરી સાદાઈ સાચવીને પણ વૈવિધ્ય માણી શકાય છે એ રીતે સાંજના ખોરાકમાં ભાખરીને બદલે બાજરીના કે જુવારના રોટલા, પુરી વગેરે આપી શકાય. એ જ રીતે શાકને બદલે પણ ઋતુઋતુનાં ફળો જેવાં કે કેળાં, જમરૂખ, પપૈયાં, કેરી વગેરે આપી શકાય. વળી કોઈકોઈવાર પાકાં ટામેટાં કે મૂળા જેવાં શાક રાંધ્યા સિવાય પણ આપી શકાય. એ જ રીતે બપોરે દાળમાં પણ કોઈવાર મગની દાળ, ચોળા કે મગ પણ આપી શકાય. સાંજે દૂધને બદલે દહીં, કઢી, ઓસામણ આપીને પણ વૈવિધ્ય જાળવી શકાય. આજકાલ છાત્રાલયોમાં મિજબાનીનો

રિવાજ ઘર કરી બેઠો છે. સામાન્ય રીતે ખોરાકમાં વૈવિધ્ય હોતું નથી તેનો દાવ વાળવાને મિજબાનીને દિવસે પુષ્કળ વાનીઓ કરવામાં આવે છે. અને તે વખતે વાનીઓ એકબીજાને અનુકૂળ છે કે પ્રતિકૂળ તેનો વિચાર સરખો પણ કરવામાં આવતો નથી. આવી મિજબાનીઓ સામાન્ય રીતે વિદ્યાર્થીઓને અત્યાહાર કરવા ઉત્તેજે છે, ઓછામાં ઓછા બે દિવસ બગાડે છે, અને નાણાંનો બગાડ થાય એ તો જુદો. આવી મિજબાનીઓને બદલે મિજબાની જેટલું ખર્ચ ઉપર દર્શાવ્યા મુજબ વૈવિધ્ય જાળવવામાં અથવા તો કોઈ કોઈ દિવસે કોઈ વાની વધુ આપવામાં ખર્ચવામાં આવે તો ઉપર જણાવેલાં મિજબાનીનાં બધાં અનિષ્ટો દૂર કરી શકાય. આને માટે મુ. શ્રી કાકાસાહેબનો નીચેનો અભિપ્રાય નોંધવાજેવો છેઃ

"× × ફીસ્ટ અથવા મિષ્ટાન્ન ભોજનની આપણી પદ્ધતિ લગભગ જંગલી છે. મિષ્ટાન્ન ધરાઈને ખાવું જ ન જોઈએ. દર મહિને એકવાર વરુની પેઠે મિષ્ટાન્ન ખાઈએ તેના કરતાં પરિમિત પ્રમાણમાં મિષ્ટાન્ન જોઈએ તો વારવાર ભલે અપાય. સામાન્ય રીતે અત્યાહાર તો ખરાબ જ પણ મિષ્ટાન્નનો અત્યાહાર તંદુરસ્તી, પૌષ્ટિક પદાર્થ અને સભ્યતા ત્રણેને બગાડે છે."

ઉપરની કાકાસાહેબની સૂચના આ રીતે અમલમાં મૂકી શકાય. કોઈવાર મશાલાવાળું દૂધ આપવું, કોઈવાર પુરી અને સક્કરપારા, કોઈવાર ભજિયાં કે એવું બીજું ફરસાણ, ચટણી, રાયતું, કચુંબર, સૂકો મેવો વગેરે વધારાની વાની તરીકે આપી શકાય.

મિષ્ટાન્નની વાત કરીએ છીએ ત્યારે સાથેસાથે અહીં કેટલાંક કોમી છાત્રાલયોમાં પ્રચલિત ભોજનો સ્વીકારવાની કે ભોજને જવાની પદ્ધતિનો પણ વિચાર કરી લઈએ. કેટલાક સજ્જનો પોતાની કોમનાં કે પોતાનાં ગામનાં છાત્રાલયને પોતાને ત્યાં ભોજન સમયે નોતરે છે, અને તે વખતે કેટલાંક છાત્રાલયો પોતાના વિદ્યાર્થીઓને મોકલે છે. આ ભોજનોમાં પ્રેતભોજનનો પણ સમાવેશ થાય છે. આ જમાનામાં હવે પ્રેતભોજન વિરુદ્ધ લખવાનું હોય નહિ કારણ કે એ પ્રથા નિંદ્ય અને તાજ્ય છે એ લગભગ સર્વ પક્ષે સ્વીકારેલું છે. પણ અમો તો આવી રીતે

વિદ્યાર્થીઓને ભોજન માટે મોકલવાની જ વિરુદ્ધ છીએ. આમ વિદ્યાર્થીઓને ભોજન માટે મોકલવાથી વિદ્યાર્થીઓના માનસ ઉપર માઠી અસર જરૂર થાય છે. આવી જ બીજી એક પ્રથા છાત્રાલયોને નાણાં આપી પોતાના સંબંધીની મરણતિથિએ છાત્રોને ભોજન આપવાની વ્યવસ્થા કરવાની છે. એ પણ તેટલી જ અથવા કહો કે વધારે ત્યાજ્ય છે. સંસ્થાએ એવી રકમ સ્વીકારવાની સ્પષ્ટ રીતે ના પાડવી જોઇએ; જો દાન જ કરવું હોય તો તે રકમ વ્યવસ્થાપકોને યોગ્ય લાગે એ રીતે તેનો ઉપયોગ કરવા સોંપવી જોઈએ.

આ બધી સૂચનાઓમાંથી એક વાત લક્ષમાં આવી હશે કે અમોએ કદી ભારે મિષ્ટાન્નનો પક્ષ કર્યો નથી, કારણ કે મિષ્ટાન્ન પચવામાં તેમજ ખર્ચમાં ભારે હોય છે. ખોરાક સાદો હોય અને સ્વાદિષ્ટ હોય એ જ આરોગ્યની દષ્ટિએ જરૂરનું છે, અને એ રીતે જોતાં ગરમાગરમ મશાલેદાર વાનીઓ છાત્રાલયનાં રસોડાંમાં સ્થાન ન પામે એ જ યોગ્ય છે. અમારે મતે તો છાત્રાલયનાં રસોડાંમાં મરચાંને સ્થાન જ ન હોવું જોઈએ. મરચાં વિના કે એવા તીખા તમતમતા મશાલા વિના ખોરાક સ્વાદિષ્ટ બનતો નથી એવો ભ્રમ જે આપણાં મગજમાં ઘૂસી ગયેલો છે, તે હવે કાઢી નાખવો જોઈએ. એકવાર હિંમતભેર આપણે મશાલાનો બહિષ્કાર કરીશું તો પછી ખોરાકનો સ્વાભાવિક સ્વાદ આપણે અનુભવી શકીશું. અત્યારે તો મશાલાની ભરતીમાં ખોરાકનો સ્વાદ જ આપણી જીભ લઈ શકતી નથી. એકવાર મશાલા વિનાના સાદા ખોરાકને ટેવાયા પછી મશાલા પ્રત્યેની મમતા સારી પેઠે ઓછી થઈ જવાનો પણ સંભવ છે. આજે અમારાં રસોડાંમાં કોઈ પણ વાનીમાં મરચાંનો ઉપયોગ થતો નથી એમ છતાં બહુ જ થોડા વિદ્યાર્થીઓ છૂટાં મરચાં ખાય છે.

આમ બધી રીતે જોતાં સવારને માટે દાળ, ભાત, રોટલી અને શાક, અને સાંજને માટે ભાખરી અથવા રોટલા, દૂધ ખીચડી, અને શાક એ યોગ્ય ખોરાક છે, એ સૌ કોઈ સ્વીકારશે. જોકે એમાં સ્થાન પરત્વે અને વૈવિધ્યપૂરતા જોઈતા ફેરફાર થઇ શકે.

ઉપર દર્શાવેલી રૂા. ૧૦ની હદમાં રહીને પણ દરરોજ માણસદીઠ ૨ાા તોલા ઘી, અને ૩ાા થી ૪ાા તોલા તેલ તેમ જ એકટંકે અડધો શેર શાક, સાંજે અડધો શેર દૂધ, ખુશીથી આપી શકાય એવી અમારી ગણતરી છે. જોકે અમારે ખોરાકીખર્ચ તો રૂ. ૧૦ જેટલું જ આવે છે, પણ વ્યવસ્થા અને સરસામાનના રોકડ ખર્ચપૂરતો રૂ. ૧ાા માસિક એક માણસદીઠ વધારે લેવો પડે છે. વ્યવસ્થાખર્ચ સુદ્ધાં રૂ. ૧૦ ને આંકડે પહોંચવાનો અમારો પ્રયત્ન છે. અમો માનીએ છીએ કે કરકસર અને ચોકસાઇ સંપૂર્ણપણે જાળવી શકાય તો આ આંકડાની લગભગ પહોંચવામાં મુશ્કેલી ન આવે. અમો શહેરથી દૂર છીએ. વળી ગાયનું જ દૂધ વાપરવાનો આગ્રહ ધરાવતા હોઈ દૂધનો ભાવ અમારે એક મણના રૂપિયા પાંચથી ઓછો હોતો જ નથી. એ બાબતોને લીધે અમો દશને આંકડે એકાએક ન પહોંચી શકીએ એ સંભવિત છે. પણ અમારે ત્યાં દૂધને વિષે પણ કૂપનપદ્ધતિ ચાલુ હોવાથી દૂધ જતું કરનાર વિદ્યાર્થી વ્યવસ્થાખર્ચ સુદ્ધાં કુલ રૂા. ૯–૧૦–૦ માં ચલાવી શકે છે; જ્યારે પાશેર દૂધ ખાનાર રૂ. ૧૦–૯–૦ માં ચલાવી શકે છે.

આ સાથે જ માંદા માણસના ખોરાકનો પણ વિચાર કરી લઈએ એ યોગ્ય છે. માંદાઓના ખોરાક વિષેની સૂચના દવાખાના તરફથી જે રીતે મળતી રહે તે રીતનો ખોરાક તેને મળે એવી વ્યવસ્થા સામાન્ય રીતે રસોડાંએ કરી દેવી જોઈએ. અને એ કંઈ મુશ્કેલ નથી; કારણ કે સામાન્ય રીતે માંદાઓને માટે ઘઉંના ખાખરા કે મગની ખીચડી જ કરવાની હોય. કોઈવાર મગનું કે તુવરની દાળનું પાણી હોય. પણ કાંજી, રાબ જેવી ઝટ થઈ શકે એવી વસ્તુઓ તૈયાર કરવાની વ્યવસ્થા દવાખાનાંમાં જ હોય એ ઇષ્ટ છે.

વળી અગિયારસ કે બીજા ઉપવાસોને વિષે પણ રસોડાંએ ચોક્કસ નીતિ અખત્યાર કરવી જોઈએ. અમો એમ માનીએ છીએ કે જેઓ નિયમિત અગિયારસ કે એવા બીજા ઉપવાસો કરતા હોય તેમને પૂરેપૂરી સગવડ મળવી જોઈએ; અને લગભગ દૈનિક

ખર્ચ જેટલું ફરાળનું મળે એવી ગોઠવણ રાખવી જોઈએ. અપવાસ કે અગિયારસ છાત્રાલયમાં ફરાજિયાત કરાવવાની નીતિ અમો પસંદ કરતા નથી, કારણ જેઓને એનો અભ્યાસ નથી, અને એ પ્રત્યે જેમને સદ્ભાવ પણ નથી તેવાઓને બેબેબે ભૂખ્યા રાખી પછી ભોજન ઉપર છોડવામાં જોખમ રહેલું છે. અપવાસ દરમ્યાન પાચનક્રિયા મંદ પડી હોય છે. એટલે સામાન્ય રીતે અપવાસ છોડતી વખતે ખોરાક હલકો અને થોડો લેવાવો જોઈએ. જો આમ ન થાય તો અપવાસનો ફાયદો મળવાને બદલે ઊલટું નુકસાન જ થાય છે. અમો એમ માનીએ છીએ કે અપવાસ ઉત્તેજન આપવા યોગ્ય છે એટલે જેઓ કરવા ઇચ્છતા હોય તેમના માર્ગમાં વિઘ્નો નાખવાં નહિ.

## ૪

## કોઠાર

કોઠારની વ્યવસ્થાનો વિચાર કરતાં સૌ પહેલાં એ પ્રશ્ન ઊભો થાય છે કે રસોડું અને કોઠાર બન્ને સ્વતંત્ર હોય કે જોડાયલાં? રસોડાંને અંગે કોઠારનું અસ્તિત્વ ઊભું થાય છે અને એનો મુખ્ય વ્યવહાર રસોડાં સાથે જ રહે છે, તે છતાં કોઠારને રસોડાંથી સ્વતંત્ર સંસ્થા ગણવી એ હિસાબની અને વ્યવસ્થાની દૃષ્ટિએ સગવડભર્યું છે. કોઠારને એક દુકાન જ ગણી લઈ, ત્યાંથી જેમ બીજાં કુટુંબો પોતાને જરૂરનો સામાન ખરીદે છે, તેમ જ રસોડું પણ ખરીદે છે, એમ મનાવું જોઈએ. આમ કોઠારને અલગ પાડવાથી કોઠારી પોતાના માલની વધઘટના હિસાબ બાબત વધુ ચોક્કસ થશે અને કોઠારની સ્વચ્છતા પણ વધુ સારી જળવાશે. વળી રસોડાંનાં માસિક ખર્ચનો હિસાબ કાઢતી વખતે કોઠારમાં કેટલો માલ હાથ પર છે તેની ગણતરી કરવાની ઊઠવેઠ ઊગરી જશે.

ખર્ચ અને વ્યવસ્થાની દૃષ્ટિએ રોજના ઉપયોગનાં અનાજ જેવાં કે દાળ, ચોખા, ઘઉં વગેરે તથા જરૂરી કઠોળ અને કાંઠી મોસમમાં પૂરતા પ્રમાણમાં ભરી દેવાં એ જ ઇષ્ટ છે. વળી

અનાજની ખરીદીમાં ભાવનું ધોરણ નક્કી રાખવા કરતાં માલની જાતનું ધોરણ ધ્યાનમાં રાખીએ એ જ ઉચિત છે.

જે સંસ્થામાં સામાન્ય રીતે બીજી વસ્તુઓ મળી શકે એવી બીજી કોઈ વ્યવસ્થા ન હોય ત્યાં તેવી વસ્તુઓ કોઠારમાં મળે એવી વ્યવસ્થા હોવી જોઈએ; જેમકે સાબુ, કેરોસીન વગેરે. આમ કોઠાર એ વેચાણસ્થાનનું રૂપ લે છે, અને તેથી તેના વેચાણના સમયો નિયત હોય એ આવશ્યક છે.

કોઠારને અંગે એક વાત કહેવાની રહે છે કે પરચુરણ અનાજ અને મરીમસાલા ભરવાના લોખંડના ડબ્બાઓ તેલિયા રંગે રંગેલા હશે તો સ્વચ્છતા અને સુઘડતા ઠીક જળવાશે.

## ૫

## ભઠ્ઠી

ભઠ્ઠી એટલે પાંઉને નામે ઓળખાતી ડબલ રોટી અને બિસ્કિટ બનાવવાની ભઠ્ઠી. આ વસ્તુને આ નિબંધ સાથે શી લેવાદેવા છે? એવો પ્રશ્ન ઘણાકનાં મનમાં જાગશે, અને એ સ્વાભાવિક છે. કારણ કે આપણાં કોઈપણ છાત્રાલયને આજ સુધી એનો પ્રત્યક્ષ પરિચય થયો નથી. અમો આજે એ વસ્તુનો છાત્રાલયનાં રસોડાંના સંબંધમાં પહેલવહેલો પુરસ્કાર કરીએ છીએ. આ કંઈ માત્ર નવીનતાના મોહથી ઊભું કરેલું તૂત નથી; પણ જરૂરિયાત અને સગવડનો વિચાર કરતાં એ વસ્તુ ઉપયોગી છે અને આવશ્યક છે તેમજ સગવડભરી છે એવું અમને જણાયું છે, એટલે જ આજે અમો એનો પુરસ્કાર કરવાની હિંમત કરીએ છીએ.

સ્થિતિશીલ મનોવૃત્તિવાળા આપણા સમાજને જ્યારે કોઈ નવી વસ્તુનો સ્વીકાર કરવાનો પ્રસંગ આવે છે, ત્યારે સ્વાભાવિક રીતે જ લાંબા કાળની ટેવને લીધે તે પહેલાં તો તે વસ્તુનો વિરોધ કરે છે અને તેનો સ્વીકાર ન કરવા વિષે જેટલાં કારણો અને દલીલો શોધી શકાય તેટલાં શોધી કાઢે છે. આને વિષે પણ એવું થશે, એ વિષે અમને લેશ પણ શંકા નથી, પણ સાથેસાથે

અમને એવી પણ શ્રદ્ધા છે, કે જે કોઈ સંસ્થા એકવાર એનો અનુભવ કરી જોશે, એની સગવડ અને લાભ ભોગવશે તે કદી એને છોડશે પણ નહિ.

ભઠ્ઠી એ મોટાં કારખાનાંની માફક ખર્ચાળ વસ્તુ છે. ખર્ચાળ એટલે મોંઘી નહિ. જરા સ્પષ્ટ કરીએ. ભઠ્ઠી બાંધવામાં જ બસોથી અઢીસો રૂપિયાનો ખર્ચ થાય છે. વળી એને તપાવા માટે ઓછાંમાં ઓછાં એકમણ લાકડાં તો જોઈએ જ. જો આટલાનો જ વિચાર કરીએ તો મોંઘી લાગે, પણ ભઠ્ઠી પાંચ શેર, દશ શેર લોટનાં પાંઉ-બિસ્કિટ કે ભાખરી બનાવવા માટે નથી હોતી, પણ જ્યાં છાત્રોની સંખ્યા મોટી હોઈ રસોઈ મોટા જથ્થામાં કરવાની હોય છે, તે જ છાત્રાલયમાં ભઠ્ઠીનું સ્થાન હોઈ શકે. સામાન્ય રીતે ચૂલા ઉપર રસોઈ કરવામાં શેરે શેર કાઠી વપરાય છે. એ હિસાબે ભઠ્ઠીમાં એક મણ લોટ પકાવીએ ત્યાં સુધી તો આર્થિક દૃષ્ટિએ કશો ફાયદો થયો ન ગણાય. એટલે જ્યાં મણ ઉપરાંત લોટ પકાવવાનો હોય ત્યાં જ ભઠ્ઠીના લાભો મેળવી શકાય. કારણ કે ભઠ્ઠીને એકવાર તપાવી એટલે એ ગરમીનો ઉપયોગ સામાન્ય રીતે ત્રણથી ચારેક કલાક સુધી લઈ શકાય છે. અને એક ઘાણને તૈયાર થતાં લગભગ વીસ મિનિટ થાય છે. પંદર શેરનો એક ઘાણ ગણીએ તો મણ લાકડાંની ગરમીમાં પંદર પંદર શેરના નવથી બાર ઘાણ તૈયાર થાય. આમ એક મણ કાઠીથી સાડા ત્રણથી ચાર મણ લોટ પકાવી શકાય. એટલે ચૂલા કરતાં ભઠ્ઠી મારફતે સાડા ત્રણ ચારગણું કામ લઈ શકાય છે.

સંમયની દૃષ્ટિએ વિચારતાં પણ ભઠ્ઠી ઘણી લાભદાયક વસ્તુ છે. ચૂલા ઉપર ભાખરી કરવા માટે લોટ બાંધી, લૂવા પાડી એકે-એકે વણવા પડે છે. જ્યારે ભઠ્ઠી માટે તો લોટ બાંધી પચાસ-પચીસ ભાખરી જેટલો લોટ એકીવખતે વણીને કાપી નાખવાનો હોય છે. ચૂલા ઉપર એકીસાથે આઠથી દશ એટલે લગભગ અડધો શેરની ભાખરી શેકી શકાય છે. જ્યારે ભઠ્ઠીમાં એકી-વખતે પંદર શેરની ભાખરી વીસ મિનિટમાં પકાવી શકાય. વળી ચૂલા ઉપર ભાખરીને ફેરવ ફેરવ કરવાની જે તકલીફ હોય છે તે

અહીં હોતી નથી. આ રીતે જોતાં પણ ભઠ્ઠીની સગવડ સમજી શકાય એમ છે. વળી ચૂલાની ભાખરી કરતાં આ ભાખરી ટકે છે વધારે કારણ કે ભઠ્ઠીની ભાખરી શેકાઈને બરાબર બિસ્કિટ જેવી જ થઈ ગઈ હોય છે.

ભઠ્ઠીમાં બનતી ત્રણે વસ્તુઓ પાંઉ, બિસ્કિટ અને ભાખરી એકથી વધુ દિવસ રહી શકે છે અને તેમ છતાં આરોગ્યને હાનિ-કર્તા નથી. જ્યારે ચૂલાની બનાવેલી ભાખરી કે રોટલીનો નિકાલ ચોવીસ કલાકમાં કરી જ નાખવો પડે છે. એ રીતે ભઠ્ઠી બગાડને તો અટકાવી જ દે છે. અને આ કાંઈ જેવોતેવો લાભ નથી; કારણ કે આપણાં રસોડાંમાં બગાડ ખર્ચ વધારવામાં ઘણો અગત્યનો ભાગ ભજવે છે, એવું અમને તો માલૂમ પડયું છે. વળી સ્વચ્છતા ભઠ્ઠી દ્વારા વિશેષ જળવાય છે, એ તો નિર્વિવાદ છે. ભાત અને ખીચડી જેવી વસ્તુઓ પણ ભઠ્ઠીમાં રાંધી શકાય છે. જો કે અમારે ત્યાં હજી એ અખતરો કર્યો નથી.

આ ઉપરાંત અમે ભઠ્ઠીમાં બીજી પણ એક પ્રબળ શક્તિનું દર્શન કરીએ છીએ. પંક્તિભેદ ટાળવાની વાત જ્યારે કરવામાં આવે છે ત્યારે કેટલાક તરફથી એવું કહેવામાં આવે છે કે અમો અંત્યજોને પણ રસોડામાં દાખલ કરીએ તો મહારાજો નહિ મળે. એ સ્થિતિ લાચારીની છે. એ લાચારીમાંથી ભઠ્ઠી આપણને ઉગારી લે છે. ભઠ્ઠીમાં પકાવવું ચૂલા ઉપર પકાવવા કરતાં અનેક-ગણું સહેલું છે. જે કાંઈક કારીગરી છે તે પાંઉપૂરતી. અને તે શીખતાં પણ આઠથી વધુ દિવસ લાગતા હોય એવું અમારી જાણમાં નથી.

વળી મોટા ઉત્સવો વખતે જ્યારે માણસોનો મેળો વધી જાય છે, ત્યારે જે અગવડ અને તકલીફ વેઠવાના પ્રસંગો દરેક સંસ્થાને અવારનવાર આવે છે, તે ભઠ્ઠીને લીધે દૂર થશે.

ઉપર અમે જણાવ્યું તો છે જ કે મોટાં રસોડાંઓમાં જ ભઠ્ઠી પોસાય. આમ છતાં જો કોઈ નાનાં રસોડામાં એ દાખલ કરવી હોય તો તેનો એક માર્ગ અમને સૂઝે છે કે તે રસોડાંએ બિસ્કિટ બનાવી વેચવાની વ્યવસ્થા કરવી. આ ઘરનાં બનાવેલાં બિસ્કિટ એટલાં

સારાં, શુદ્ધ અને ફક્ત ઘીમાં જ બનાવેલાં હોવા છતાં પ્રમાણમાં સસ્તાં હોય છે કે તેના ઉપાડ સંબંધે ચિંતા કરવાપણું રહેતું નથી. એવો અમારો અનુભવ છે. ઉપરાંત આ બિસ્કિટનો ઉપયોગ નાસ્તા તરીકે પણ સહેલાઈથી થઈ શકે.

૬

### વ્યવસ્થા

વ્યવસ્થા વિના કશું શોભતું નથી. અને એ રીતે રસોડું સ્વચ્છ રહેતું હોય, રસોઈ સારી થતી હોય, તેમ છતાં પંક્તમાં અને પીરસવામાં અવ્યવસ્થા હોય તો બધાં ઉપર પાણી ફરી વળે છે, અને એથી અમો એમ માનીએ છીએ કે પંક્તિ વ્યસ્થાના ચોક્કસ નિયમો હોવા જોઈએ. પંક્તિમાં અમુક જ રીતે બેસાય, કાંઈકિ જોઈતું કરતું હોય તે અમુક જ રીતે મંગાય, વાતચીત કરવી હોય તો તે અમુક જ પ્રમાણમાં નીચે સાદે થઈ શકે વગેરે.

જમવાનો સમય કયો કયો હોવો જોઈએ એ પ્રત્યેક સંસ્થા પોતાની સગવડ અને પરિસ્થિતિ પ્રમાણે નક્કી કરી લે એ યોગ્ય છે, તેમ છતાં એટલું ધ્યાનમાં રાખવું જોઈએ કે સાંજનું ભોજન બનતાં સુધી સૂર્યાસ્ત પહેલાં મળે, અને સવારનું ભોજન પણ દશથી મોડું નહિ. વળી બધા જમનારાઓ એકી પંક્તિમાં જમી લે એ વ્યવસ્થાની અને સગવડની દૃષ્ટિએ ઇચ્છવાયોગ્ય છે. માણસો વારાફરતી છૂટકછૂટક આવ્યા કરે એમાં બગાડ અને તકલીફ વિષેશ થાય છે, એવો અમારો અનુભવ છે. આથી જેઓ કારણ-વશાત્ પંક્તિમાં ન આવી શકયા હોય તેમને માટે પીરસનારાઓનું કામ જરા હળવું થતાં ફરી ઘંટ મારવો એ ઇષ્ટ છે કે જેથી રહી ગયેલા સૌ કોઈ વારાફરતી ન આવતાં એકીસાથે આવી જાય. એમ થશે તો એક કલાકમાં તો ભોજનકાર્ય સારી રીતે સમેટાઈ જશે અને રસોઇયા અને નોકરને પણ યોગ્ય આરામ મળશે. ભોજન વખતે શાન્તિ અને પ્રસન્નતા જળવાય એ આરોગ્યની દૃષ્ટિએ પણ આવશ્યક ગણાયું છે એટલે ભોજનની શરૂઆત એક મિનિટની શાન્તિ અને ટૂંકી ઉપાસનાથી થાય એ ઇચ્છવા-યોગ્ય છે.

અનુભવે અમને જણાયું છે કે પીરસવાનું કામ વિદ્યાર્થીઓના હાથમાં હોય એ સારું છે. એથી મહારાજો અને વિદ્યાર્થીઓ વચ્ચેનો સંઘર્ષ, લાંચખોરી, અને અયોગ્ય પક્ષપાત જેવા અનેક વિચિત્ર પ્રશ્નો ઊભા થતા જ નથી. પંક્તિમાં પીરસવાનો ક્રમ નિયત હશે તો પીરસનારાઓની અને જમનારાઓની ઘણીખરી તકલીફ રહેશે નહિ. અહીં પીરસવાનાં સાધનો વિષે પણ બે શબ્દો કહી દઈએ. ઘણી જગાએ દાળ કમંડળથી પીરસવામાં આવે છે, એથી આખા ચોકમાં સોનેરી રંગોળી પુરાઈ જાય છે. અમને લાગે છે કે દાળ, દૂધ જેવી પ્રવાહી વસ્તુઓ પીરસવા માટે પીતળની ડોલ અને ઊભા હાથાનાં માપ સગવડભર્યાં છે. પંક્તિમાં પાણી પીરસવું ન પડે તો સારું. અને એટલા માટે સૌ કોઈ પોતપોતાના લોટા ભરીને પંક્તિમાં બેસે એવી વ્યવસ્થા થવી જોઈએ.

દરેક સંસ્થામાં મહેમાનો તો આવે જ છે. જ્યાં મહેમાન-માત્રનું ખર્ચ સંસ્થા ભોગવતી હોય ત્યાં તો બધી વ્યવસ્થા સહેલાઈથી જાળવી શકાય પણ જ્યાં એમ નથી હોતું ત્યાં મહેમાનો ને વિષે પણ કૂપનપદ્ધતિ જ રાખવામાં સગવડ છે.

વ્યવસ્થાને અંગે નોકરોનો વિચાર કરવો એ અતિ અગત્યનું છે. એમાં નોકરો કેટલા હોવા જોઈએ, તેમની સાથે વ્યવસ્થાપકોનો તેમજ વિદ્યાર્થીઓનો સંબંધ કેવા પ્રકારનો હોવો જોઈએ, અને એમના અધિકાર અને જવાબદારીઓ કેટલાં હોવાં જોઈએ એ અને એવા બીજા અનેક પ્રશ્નોનો સમાવેશ થાય છે.

અનુભવે અમને જણાયું છે કે સો માણસના રસોડા માટે બે મોટા અને એક નાનો એમ અઢી માણસો પૂરતા છે. કદાચ કોઈને થશે કે આ તો અત્યાચાર થાય છે. પણ એવી બીક રાખવાને લેશ પણ કારણ નથી. અમો જે વ્યવસ્થા સૂચવીએ છીએ તેમાં પીરસવાનું કામ મહારાજોને માથે ન હોતાં સંપૂર્ણ-પણે વિદ્યાર્થીઓને માથે જ રાખેલું છે, અને એથી મહારાજોને જોઈતો આરામ સારી રીતે મળી રહે છે. વળી મહારાજોને

પીરસવાના કામમાંથી મુક્ત રાખવાના બીજા લાભો અમોએ અન્યત્ર દર્શાવ્યા છે. આમ મહારાજો માત્ર રસોઈ કરનાર જ રહેશે એટલે મહારાજ અને વિદ્યાર્થીઓ વચ્ચે કેટલીક વાર જે ઝગડાઓ ઊભા થાય છે, તેને લેશ પણ અવકાશ રહેશે નહિ. મહારાજો અને વિદ્યાર્થીઓ વચ્ચે સીધો સંબંધ બિલકુલ ન હોય એવી વ્યવસ્થામાં અમને તો બહુ સગવડ અને આરામ માલૂમ પડયાં છે.

આટલા માણસના રસોડામાં એક નોકર પૂરતો છે, કારણ વિદ્યાર્થીઓ પોતપોતાનાં વાસણો માંજી લે એટલે નોકરને માથે શાક સમારવાનું, રસોડું ધોવાનું, રસોડાંનાં વાસણો માંજવાનું, એંઠવાડનો નીકાલ કરવાનું અને એવું બીજું પરચૂરણ કામકાજ રહે છે. પાણી ભરવાનું કામ ભારે છે પણ ઘણાં રસોડાંઓમાં પાણી તો નળથી મળતું હોવાથી એનો વિચાર અમોએ અત્રે કર્યો નથી. જ્યાં પાણી કૂવામાંથી કાઢીને રસોડે ભરવાનું હોય ત્યાં એટલા પૂરતો વધારાનો નોકર રાખવો પડે એ સમજી શકાય એવું છે જોકે અમારે ત્યાં પાણી ભરવાનું કામ ચાર વિદ્યાર્થીઓ કરે છે. અમને આમ વિદ્યાર્થીઓ પાસે કામ કરાવવાની પદ્ધતિ આર્થિક તેમજ કેળવણીની દૃષ્ટિએ પણ બહુ લાભદાયી લાગી છે. નોકરોની સંખ્યા જેમ વધારો તેમ બગાડનો ભય પણ વધારે. આથી અમોએ આદર્શ સ્થિતિ તો એ કલ્પેલી છે કે એક પણ નોકર જ ન હોય. અમારે ત્યાં આજે એક નોકરને અમો વેઠી લઈએ છીએ તે પણ લાચારીથી જ. જો વિદ્યાર્થીઓને કામો સોંપવાની પદ્ધતિ બધે સ્વીકારવામાં આવે તો એથી ગરીબ વિદ્યાર્થીઓને સારી સરખી મદદ આપી ગણાશે. અમો બને એટલું વધારે કામ વિદ્યાર્થીઓમાં વહેંચવાનો પ્રયત્ન કરી રહ્યા છીએ. આમ વિદ્યાર્થીમાં કામ વહેંચાયેલું રહે એથી કામમાં ચોક્સાઈ, સ્વચ્છતા અને નિયમિતતા વધુ પ્રમાણમાં જળવાય છે, અને વ્યવસ્થાપકો તે તે કામો વિષે એક પ્રકારે નિશ્ચિંત રહી શકે છે. વળી નોકરોની સ્વભાવગત રકઝક અને તેને પરિણામે વેંઠવી પડતી પજવણી, વખતોવખત ઊભા થતા રિસામણાંમનામણાંના પ્રસંગો;

આ બધાંની માથાઝીકમાંથી પણ વ્યવસ્થાપકો ઊગરી જાય છે. વળી પોતાના જ સહાધ્યાયીઓ શ્રમપૂર્વક જે કામ કરતા હોય છે તેમાં વિઘ્ન નાખવાનું કે તેને બગાડવાનું મન વિદ્યાર્થીઓને એકાએક થતું નથી, અને સૌ વિદ્યાર્થીઓમાં સામાજિક જવાબદારીનો ખ્યાલ વધુ પ્રમાણમાં અનુભવાય છે. હાલની કેળવણી સામેનો એક મુખ્ય આરોપ એ છે કે એમાં જાતમહેનતનો જોઇતો આદર થતો નથી. એ કેળવણી પામેલા એક મજૂરીથી ડરી દૂર ભાગે છે અને કદાચ કોઈ વેળા કંઈ જાતમહેનત કરવી પડે તો તેમાં હીણપત સમજે છે. આ મનોદશા દૂર કરવામાં અમોએ સૂચવેલી રસોડાની વ્યવસ્થા સારી રીતે મદદકર્તા થઇ પડે છે, એવો અમારો અનુભવ છે. કોઇના મનમાં એવી શંકા ઉત્પન્ન થશે કે વિદ્યાર્થીઓને આ જ કામોમાં રોકાવા લલચાવવાથી તેમના અભ્યાસને હાની પહોંચતી હશે. પણ અમોએ એવું જોયું છે કે આવું કામ કરનારા વિદ્યાર્થીઓ બીજા વિદ્યાર્થીઓ કરતાં અભ્યાસને વિષે વધુ ચીવટ રાખનારા, પોતાના સમયનો સંપૂર્ણ વિવેકપૂર્વક ઉપયોગ કરનાર, અને બીજી નકામી લપ્પનછપ્પનમાં ન પડનારા હોય છે. પરિણામે વિદ્યાર્થી સમાજમાં તેમને વિષે એક પ્રકારનો આદર અને સદ્‌ભાવ પણ પેદા થાય છે.

હવે આપણે ફરી મૂળ વિષય ઉપર આવીએ. આપણે નોકરોની વાત કરતા હતા. નોકરો એટલે ચીંધ્યું કામ કરનાર યંત્રો; એમને વિષે દયા, માયા, જેવા ભાવો સંભવી નહિ શકે; એવો કંઇક વિચિત્ર ખ્યાલ સમાજમાં પ્રવર્તે છે. આ ખ્યાલ ખોટો છે એમ તો દરેક માણસ મનથી સમજે છે. છતાં વ્યવહારબુદ્ધિને બહાને આવો અયોગ્ય વ્યવહાર માણસ પોતે ચલાવે છે, અને બીજાઓને ચલાવવા દે છે. અમોએ આજ નિબંધમાં અન્યત્ર કહ્યું છે કે નોકર પ્રત્યેના વર્તનમાં આપણે જેટલો માનવભાવ દાખલ કરી શકીએ, એ ઉપરથી જ આપણી સંસ્કારિતા અને સહૃદયતાનું માપ કાઢી શકાય એમ છે. નોકરો પ્રત્યે માનવભાવભર્યું વર્તન રાખવાનો સદ્‌ગુણ આપણે સમાજમાં કેળવવાનો છે. એને માટે રસોડું એ સુંદરમા સુંદર અને અસરકારક

પદાર્થપાઠરૂપ થઇ શકે એમ છે. રસોડાના નોકરો પ્રત્યેની આપણી અવજ્ઞાની પરિસીમા આપણા ઉત્સવોને પ્રસંગે વ્યક્ત થાય છે. સૌ કોઇ આખો દિવસ ઉત્સવનો આનંદ લૂંટી ઉત્સાહમાં અને ઉત્સાહમાં ભોજન કરવા બેસે છે, અને મિષ્ટાન્ન આરોગે છે. પણ તે વખતે તેમને લેશ પણ ખ્યાલ આવતો નથી કે તેઓ જ્યારે ઉત્સવનો આનંદ માણે છે, ત્યારે તેમની સમક્ષ પીરસાયલું ભોજન બનાવનાર મહારાજો રાંધણિયામાં બફાતા હોય છે. આપણા ઉત્સવોમાં રસોડાના નોકરો ભાગ જ લઇ શકતા નથી. કારણ કે ભારે ભોજન વિનાનો ઉત્સવ આપણે કલ્પ્યો જ નથી. આથી એ નોકરોનો આખો વખત બે ટંકનું ભોજન બનાવવામાં જ ચાલ્યો જાય છે. અમોને એમ લાગે છે કે હવે આપણે આ અવિચારી સ્થિતિનો અંત લાવવો જોઇએ જેથી આપણા ઉત્સવના કાર્યક્રમમાં આપણા નોકરો પણ થોડો ઘણો ભાગ લેવા પામે. ઉત્સવના દિવસોમાં આપણે સૌ દૈનિક કાર્યમાંથી મુકત હોઇએ છીએ ત્યારે રસોઇયા કામ એટલી હદ સુધી વધી જાય છે કે તેઓ ત્રાસી જાય છે. આ સ્થિતિ ઇષ્ટ નથી, એટલું જ નહિ પણ આપણને માટે લજ્જાસ્પદ છે. આજ સુધી તો એ નભતી આવી છે એનું કારણ આપણા જીવનની વિચારશૂન્યતા છે, અથવા બીજી રીતે કહીએ તો આપણે એ નોકરોને માણસમાંથી જ કાઢી મૂક્યા છે એ છે. હવેથી આપણા ઉત્સવોની યોજના એ રીતે થવી જોઈએ કે તેમાં ભોજનને આજે જે ગૌરવભર્યું પદ મળે છે એ કાંઇક ઓછું થાય અને રસોઇયાને રોજ કરતાં કંઇક વિશેષ નહિ તોયે રોજ જેટલો તો અવકાશ મળે જ. આમ થશે તો જ તેઓ પણ આપણા ઉત્સવના આનંદમાં કંઇક પ્રસન્નતાપૂર્વક ભળી શકશે, ઉત્સવનો ઉત્સાહ અનુભવી શકશે, અને ઉત્સવ પ્રસંગે સૌના મનમાં જે ઉલ્લાસની આપણે અપેક્ષા રાખીએ છીએ તે શકય બનશે.

ઘણી જગાએ એવું જોવામાં આવે છે કે રસોઇયા અને નોકરો રસોડાના જ એક ખૂણામાં પોતાની દુનિયા રચી લે છે. સૂવું, બેસવું, વગેરે ત્યાં જ કરે છે. વળી તેમના ત્રપરાશન

ગોદડાં અને કપડાંલત્તાં પણ એવાં જીર્ણ અને ગંદાં હોય છે કે જે જોતાં જ સૂગ આવે. આનું મૂળ પણ આપણી એમના પ્રત્યેની હૃદયહીન વર્તણુંકમાં જ રહેલું છે. સ્વચ્છતાની અને સુઘડતાની દૃષ્ટિએ જોતાં પણ રસોઇયા અને નોકરો રસોડાને પોતાનું વાસસ્થાન ન બનાવે એ જ ઇષ્ટ છે. આથી દરેક રસોડાને અંગે નોકરોને રહેવાનું જુદું મકાન હોય એ અમો આવશ્યક માનીએ છીએ અને તેમના વપરાશનાં ગોદડાં વગેરે ગુજરીમાંથી ખરીદેલાં ગમે તેવાં ગંદાં ન હોય એ પણ એટલું જ ઇષ્ટ છે. આપણે તેમની પાસે જે સ્વચ્છતાની આશા રાખીએ છીએ તેનો અને તેમને આપણે જે સાધનો પૂરાં પાડીએ છીએ તેનો એકી સાથે વિચાર કરીશું તો આપણી પોતાની અદ્‌ભૂત આકાંક્ષાઓ વિષે હાસ્ય ઉત્પન્ન થયા વિના રહેશે નહિ.

નોકરોના સંબંધમાં હવે જે એક વાતનો ઉલ્લેખ કરવો બાકી રહ્યો છે તે ઇનામબક્ષિસનો છે. અમોને તે પ્રથા અનાવશ્યક અને અનિષ્ટકર્તા લાગી છે. એથી નોકરોમાં લોભ અને પ્રસંગે કામચોરી જેવી વૃત્તિઓ ઉદય પામે છે. વળી વિદ્યાર્થીઓ વ્યક્તિગત રીતે ઇનામ કે બક્ષિસ આપે ત્યારે તો તે લાંચનું જ રૂપ પકડે છે, અને પછી તેમાંથી અસમાન વર્તન અને પક્ષપાત જેવા જટિલ પ્રશ્નોનો જન્મ થાય છે.

સ્વચ્છતાને વિષે ચીવટ રાખતી સંસ્થા નોકરોને પોતે જ કપડાં અને ધોવાનો સાબુ આપે એ સૌ રીતે વિચારતાં અમોને સુગમ લાગ્યું છે. જો આમ થશે તો આજે રસોડાના નોકરો એટલે રસોઈયા અને નોકરોનું જે ચિત્ર નજર સમક્ષ ખડું થાય છે તેમાં ઘણો સુધારો થશે અને બહુ જ ટૂંકા સમયમાં વખત એવો આવશે કે આપણા ઉત્સવમંડપમાં બેઠેલા આપણા એ નોકરોને બહારના માણસો આપણાથી જુદા તારવી શકશે નહિ.

આજકાલના ઘણા નવજુવાનો પોતાની પત્ની શિક્ષિત હોય એવું ઇચ્છે છે; નથી હોતી ત્યારે મનમાં ભારે ચીડાય છે અને ઘડીકવાર તો એ ચીડ તીવ્રપણે વ્યક્ત પણ કરે છે. આમ છતાં તેઓમાંથી ભાગ્યે જ કોઈ પોતાની પત્નિને શિખવવા જેટલી

ધીરજ, કાળજી કે ખંત બતાવે છે. આવું જ કંઈક આપણા નોકરોને વિષે છે. આપણે ઇચ્છીએ છીએ કે આપણા નોકરો સમજુ, સુઘડ, અને સ્વચ્છ હોય. પણ તેઓ સમજણ, સુઘડતા કે સ્વચ્છતાનુ આપણું ધોરણ સ્વીકારી શકે એટલા માટે તેમનામાં જેટલું શિક્ષણ હોવું જોઈએ તે આપવાની કડાકૂટ ઉઠાવવાની તૈયારી આપણી લેશમાત્ર પણ હોતી નથી. અને એથી જ આપણી સ્થિતિ પેલા ચીડિયા નવજુવાન પતિના જેવી થાય છે. કોઈ આપણી સંસ્થા જોઈ તેની સ્વચ્છતા કે સુઘડતા વિષે જરા ટીકા કરે એટલે આપણે નોકરો ઉપર તડૂકીએ છીએ. આ સર્વાંશે યોગ્ય નથી. નોકરોને કેળવવાની તકલીફનો સ્વીકાર આપણે કરવો જ જોઈએ. સમાજ પ્રત્યેનો એ આપણો ધર્મ છે. આજ સુધી આપણે એ ધર્મની અવજ્ઞા કરી આપણે સમાજદ્રોહ કર્યો છે તે સ્પષ્ટ રીતે સમજી લેવું જોઈએ. વિદ્યાપીઠે જેમ પોતાના નોકરવર્ગ માટે ખાસ શિક્ષણવર્ગ ગોઠવ્યો છે તેમ દરેક શિક્ષણસંસ્થા પોતાના નોકરો માટે શિક્ષણવર્ગ ગોઠવી સમાજ પ્રત્યેનાં ઋણનો સ્વીકાર કરે એ સર્વથા યોગ્ય છે.

રસોડાની વ્યવસ્થાને અંગે વિદ્યાર્થીઓની ઉંમરનો વિચાર કરવો અતિ મહત્વનો છે. અમોને અનુભવે બતાવ્યું છે કે નાના વિદ્યાર્થીઓ અને મોટા વિદ્યાર્થીઓને માટે એક જ રસોડું ચલાવવું એ યોગ્ય કે ઇષ્ટ નથી. જેમ નાના અને મોટા વિદ્યાર્થીઓ માટે એક જ છાત્રાલય હોય તે અનિષ્ટ છે તેમ રસોડાને વિષે પણ છે. નાના વિદ્યાર્થીઓનો ખોરાક મોટા વિદ્યાર્થીઓના જેટલો જ કે તેથી કંઇક વધારે હોય છે, એ ખરૂં. પણ મોટા વિદ્યાર્થીઓ ખોરાક માત્ર બે જ ટંકે લે એ જેમ આરોગ્યની દૃષ્ટિએ જરૂરનું છે, તેમ નાના વિદ્યાર્થીઓ પોતાનો ખોરાક ચાર ટંકે લે એ પણ એટલું જ જરૂરનું છે. આમ નાના અને મોટા વિદ્યાર્થીઓનું રસોડું ભેગું ચલાવવામાં આવી જાતની વ્યવસ્થાની મુશ્કેલીઓ ઘણી ઊભી થાય છે, અને એનો વિચાર કરતાં અમને તો લાગે છે કે નાના અને મોટા વિદ્યાર્થીઓનાં રસોડાં

સ્વતંત્ર જ હોવાં જોઇએ, કે જેથી બન્નેને જોઈએ એવો ખોરાક અનુરૂપ રીતે આપી શકાય.

## ૭
## હિસાબ

ચોખ્ખો હિસાબ એ સંસ્થાનું નાક છે, અને હિસાબમાં ચોખવટનો અભાવ એ એક જાતની ઝેરી ગંદકી જ છે. એટલે દરેક સંસ્થા એ બાબતમાં સંપૂર્ણ ચોકસાઈ, અને સ્પષ્ટતા રાખે એ બહુ જ જરૂરી છે.

અમોએ જોયેલાં રસોડાંઓમાં જુદીજુદી પદ્ધતિઓએ હિસાબ રખાતો માલમ પડયો છે. ઘણી જગાએ એવું જોવામાં આવ્યું છે કે રસોડાના વ્યવહારનો અલગ હિસાબ રાખવામાં આવતો નથી. આખી સંસ્થાના હિસાબમાં જ તેને ભેળવી દેવામાં આવે છે. આથી થાય છે એવું કે જ્યારે રસોડા સંબંધી કોઈ એક વિગતના ખર્ચનો આંકડો મેળવવો હોય ત્યારે આખી સંસ્થાના હિસાબ ફેંદી જુદા તારવી કાઢવાની મહેનત લેવી પડે છે અને પરિણામે રસોડાની સ્થિતિનો સ્પષ્ટ ખ્યાલ સદાસર્વદા રહેતો નથી. રસોડાંનો હિસાબ આમ સંસ્થાના આખા હિસાબ ભેગો રહે એ ખાસ વાંધાભર્યું નથી, પણ એવા હિસાબો ખાતાંવાર રહે તો જ તેમાં સ્પષ્ટતા અને સુગમતા જળવાય. જ્યાં માસિક અમુક ઉચ્ચક રકમ લેવાની પદ્ધતિ છે ત્યાં કેટલીક જગાએ હિસાબોમાં જોઈએ એટલી ચોખવટ રખાતી માલમ પડી નથી. આ ઇષ્ટ નથી. કોઈ પ્રશ્ન કરશે કે ઉચ્ચક જ રકમ લેવાનો વિચાર રાખ્યો છે તો પછી હિસાબની એટલી બારીક ઝીણવટ અને ચોખવટમાં ઊતરવાનો અર્થ શો? પણ એનો અર્થ છે. કેટલીક સંસ્થાઓ વિદ્યાર્થીઓ પાસેથી ખોરાકી ખર્ચ પેટે અમુક નિયત રકમ લે છે, અને તે ઉપરાંત જે વધારાનો ખર્ચ આવે છે તે પોતે ભોગવી લે છે. જ્યાં સુધી નિયત રકમ ખરેખરા ખર્ચ કરતાં ઓછી હોય છે ત્યાંસુધી બહુ વાંધા જેવું નથી, જો કે પોતે કેટલી ખોટ પૂરે છે એવો સ્પષ્ટ ખ્યાલ ન હોય એ સ્થિતિ સારી નથી, પણ એ પદ્ધતિમાં જે

દૂષણ છે તે તો એ છે કે કેટલીક જગાએ ઠરાવેલી રકમ ખરેખર આવતા ખર્ચ જેટલી જ લગભગ હોય છે, અને એવા દાખલાઓમાં તે રકમ ખરા ખર્ચ કરતાં વધી જવાનો કોઇક વખત પણ સંભવ છે. વિદ્યાર્થીઓને મદદ કરવાની દૃષ્ટિથી રસોડામાં સંસ્થા ખોટ પૂરે એ સમજી શકાય એવું છે. રસોડામાં થતો પૂરેપૂરો ખર્ચ લે એ પણ યોગ્ય છે પણ જયારે તેમાંથી બચત કરે ત્યારે તે નિંદ્ય બને છે. એવી બચતનો બચાવ સંસ્થાએ પહેલાં કોઇવાર ભોગવેલી ખોટને આગળ કરી કહી ન શકાય. આનો અર્થ એવો કોઇ ન કરે કે અમારી જોયેલી સંસ્થામાંની કોઇમાં પણ આવું બને છે. અમે તો માત્ર હિસાબની ચોખવટની ચર્ચા કરીએ છીએ એટલે તે પ્રસંગે આ વાત પ્રસ્તુત હોઇ તેનો નિર્દેશ કર્યો છે. જે સંસ્થા વિદ્યાર્થીઓ પાસેથી મુદ્દલ પૈસા લેતી નથી, તે સંસ્થામાં પણ હિસાબો તો ખાતાંવાર અલગ જ રહે એ ઇષ્ટ છે. આ બધું કહેવાનો હેતુ એટલો કે આપણા રસોડાના હિસાબ રાખવાની પદ્ધતિ એવી હોવી જોઇએ કે જેમાંથી માથા દીઠ વરો અને ખર્ચ ગમે ત્યારે જાણી શકાય.

જ્યાં આગળ વિદ્યાર્થી પાસે પૈસા લેવામાં આવતા નથી અથવા જ્યાં ઉચ્ચક રકમ લેવામાં આવે છે ત્યાં માસિક ખર્ચ વિગતવાર ગણવાની જરૂર પડતી નથી, પણ એવા દાખલાઓને બાજુએ રાખી જ્યાં આગળ ખરેખર થતું ખર્ચ લેવાની પદ્ધતિ છે ત્યાં માસિક ખર્ચનો આંકડો નક્કી કરવામાં કયી કયી વિગતો ગણવી જોઈએ તેનો વિચાર કરવો ઉપસ્થિત થાય છે. અનાજનો વરો, નોકરોનો પગાર, શાક વગેરેનું પરચુરણ ખર્ચ, દૂધ વગેરે કુલ ખર્ચનો સરવાળો કરવો. તેમાંથી મહેમાનની અને બીજી કોઈ પરચુરણ આવક હોય તો તેટલી રકમ બાદ કરી બાદબાકીને વિદ્યાર્થીઓની કુલ માસિક હાજરી વડે ભાગવી. એ રીતે એક વિદ્યાર્થી દીઠ એક દિવસનું ખર્ચ નક્કી કરવું.

આ માસિક ખર્ચનો આંકડો વિદ્યાર્થીઓની જાણ માટે જાહેર કરવામાં આવે એ યોગ્ય છે. એ આંકડના પત્રકમાં નીચેના નમૂના મુજબની વિગતો પૂરેલી હોવી જોઇએ.

## શ્રી પ્રાણજીવન વિદ્યાર્થીભવનના

રસોડાના માગશર માસના માસિક ખર્ચના આંકડાની યાદી

| | | |
|---|---|---|
| તા. ૨-૧૨-'૨૯ થી<br>તા. ૩૦-૧૨-'૨૯ સુધી | તૈયાર કરનાર<br>**શાન્તિલાલ જીવણલાલ ગાંધી**<br>વ્યવસ્થાપક | માગશર સુદ ૧ '૮૬ થી<br>માગશર વદ ૦)) '૮૬ સુધી |
| દરરોજનું ખર્ચ<br>દૂધ સાથે રૂ. ૦-૫-૬<br>દૂધ સિવાય રૂ. ૦-૪-૬<br>કુલ દિવસ ૨૯ | **એક જમનાર દીઠ**<br>**કુલ માસિક ખર્ચ**<br>**રૂ. ૧૧-૮-૦** | માસિક ખર્ચ<br>ખાધા ખર્ચ રૂ. ૯-૧૫-૬<br>વ્યવસ્થા ખર્ચ રૂ. ૧-૩-૬<br>સરસામાન ખર્ચ રૂ. ૦-૫-૦<br>કુલ રૂ. ૧૧-૮-૦ |

| ક્રમાંક | નામ | હાજરી | માસિક ખર્ચ | પરચુરણ | મહેમાન | દૂધ કૂપન | ઘી કૂપન | નાસ્તા કૂપન | કુલ | અગાઉથી જમા | લેવાના | દેવાના | શેરો |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | કાકાસાહેબ | ૨૯ | ૧૧-૮-૦ | ૪-૧૧-૦ | ૧-૦-૦ | ૨-૦-૦<br>૨-૦-૦ | ... | ... | ૨૧-૩-૦ | ... | ૨૧-૩-૦ | ... | ... |
| ૨ | લક્ષ્મણ | ૨૯ | ૧૧-૮-૦ | ૦-૭-૬ | ... | ... | ... | ... | ૧૧-૧૫-૬ | ... | ૧૧-૨-૬ | ... | ૧-૧૩-૦ દિવસ ૨૯ના દૂધ શેર ૧૪ાના ઓછા |
| ૩ | નગીનદાસ | ... | ... | ૮-૭-૯ | ૦-૪-૦ | ... | ... | ... | ૮-૧૧-૯ | ... | ૮-૧૧-૯ | ... | ... |

આમાં ખોરાકી ખર્ચના ખાનામાં હાજરી અને દૈનિક ખર્ચના આંકડાનો ગુણાકાર હોવો જોઇએ. પરચુરણના ખાનામાં વિદ્યાર્થીએ માસ દરમ્યાન કોઠારમાંથી સાબુ, કેરોસીન વગેરેની જે કંઇ વસ્તુઓ ઉધાર ખરીદ કરી હોય તેનો આંકડો લખવો જોઈએ. કૂપનોના ખાનામાં માસ દરમ્યાન વિદ્યાર્થીઓએ ઉધાર ખરીદેલાં કૂપનની કિંમત આપવી જોઇએ. અગાઉથી જમાના ખાનામાં એણે જો કંઇ પહેલી અનામત આપી હોય તો તે નોંધવી જોઇએ.

ઉપરનાં પત્રકમાં મથાળે માસિક ખર્ચનું તારણ આપેલું છે તેમાં આવતી વ્યવસ્થા ખર્ચ અને સરસામાન ખર્ચની વિગત વિષે જરા ખુલાસો કરવાની જરૂર લાગે છે. વ્યવસ્થા ખર્ચમાં રસોડાને અંગે રોકેલા રસોઈયા અને બીજા કામકરનારાઓનો પગાર આવી જાય છે. સરસામાન ખર્ચમાં રસોડાને અંગે ખરીદેલાં વાસણો અથવા એવાં બીજાં ખર્ચોનો સમાવેશ થાય છે. સરસામાન ખર્ચ ને અંગે લેવાતી માસિક પાંચ આનાની રકમ નિયત જ છે. કોઇ મહિને ખર્ચ વિશેષ આવે કે ઓછું આવે તોયે એ રકમમાં ફેરફાર થતો નથી. આમ સરસામાનને અંગે ચોક્કસ રકમ વિદ્યાર્થીઓ પાસે લેવાની પદ્ધતિ અમને યોગ્ય લાગે છે.

રસોડું એ વિદ્યાર્થીઓની સગવડને માટે ચાલે છે, એટલે રસોઈયા અને નોકરોનું ખર્ચ જેમ વિદ્યાર્થીઓ ભોગવે છે તેમ રસોડાને અંગે ખરીદાતા જરૂરી સરસામાનનું ખર્ચ પણ વિદ્યાર્થીઓ ભોગવે એ જ યોગ્ય છે. સંસ્થા મકાન અને શરૂઆતનાં જરૂરી વાસણ પૂરતી સગવડ કરી આપે એટલું બસ છે. ત્યારપછીનો ઘસારો અને નવી જરૂરિયાતો વિદ્યાર્થીઓને શિર રહે, એમાં કાંઇ ખોટું નથી. કેટલીક જગાએ સરસામાન ખર્ચ લેવામાં એવી નીતિનો સ્વીકાર કરવામાં આવ્યો હોય છે કે જે મહિને જેટલો ખર્ચ થયો હોય તે મહિને તેટલો ખર્ચ લેવો. આમાં પૂરતો ન્યાય સચવાતો નથી. જે મહિને એ મોટાં તપેલાં કે નળા ખરીદ્યા હોય તે મહિને સરસામાન ખર્ચ પુષ્કળ વધી જવાનું, જ્યારે એ વસ્તુઓનો ઉપયોગ તો એ માસ પછી આવનારા વિદ્યાર્થીઓ પણ લાંબો વખત સુધી લેવાના, એટલે જો એ વસ્તુઓનો ખર્ચ માત્ર તે જ મહિને જમતા

વિદ્યાર્થીઓને જ માથે નાખવામાં આવે તો તેઓને તે ભારે પડવાનો સંભવ છે. આથી સાચી પદ્ધતિ તો એ છે કે સામાન્ય રીતે વર્ષમાં જેટલો સરસામાન ખર્ચ થતો હોય તેની માસિક સરેરાશ કાઢી એક આંકડો નક્કી કરવો, સરસામાન ખર્ચમાં વાસણો કલાઇ કરાવવાનો, રસોઇયા અને નોકરનાં કપડાં અને પાગરણનો ખર્ચ ગણી લેવો જોઈએ. રસોડાંનું કાચું પાકું મકાન બંધાવવાના કે એવું બીજું મોટું ખર્ચ કાઢવાના લોભે સરસામાન ખર્ચનો માસિક આંકડો મોટો ઠરાવવો એ કોઈ પણ રીતે ઇષ્ટ કે ન્યાય્ય નથી.

જુદાં જુદાં રસોડાંના હિસાબો જોતાં અમને એમ લાગે છે કે રસોડાંના હિસાબમાં કયી કયી વિગતોનો સમાવેશ થવો જોઈએ એનો સ્પષ્ટ નિર્દેશ કરવાની જરૂર છે. ૧. અનાજ, ૨. શાકભાજી, ૩. ઘીતેલ, (એમાં રસોડાને અંગે વપરાતાં કેરોસીનનો સમાવેશ કરી લેવો.) ૪. બળતણ, ૫. પાણી, (ઘણી જગાએ આખી સંસ્થાને અંગે આ ખર્ચ ગણી લેવામાં આવે છે પણ તેમ ન કરતાં રસોડાંને હિસ્સે જેટલું ખર્ચ આવતું હોય તેટલું તે ખાતે ગણી લેવું જોઇએ.) ૬. નોકરોનો ખર્ચ, (કેટલીક સંસ્થાઓમાં કારકુનના પગારનું ખર્ચ સંસ્થાને માથે નંખાયેલું જોવામાં આવે છે. અમો એમ માનીએ છીએ તે કારકુન સંસ્થાનું અને રસોડાંનું કામ જે પ્રમાણમાં કરતો હોય તે પ્રમાણમાં તેના પગારનું ખર્ચ ફાળવી નાખવું જોઈએ.) ૭. સરસામાન ખર્ચ, ૮. પરચુરણ ખર્ચ (આમાં વાહન ખર્ચ, મજૂરી, નોકરોના સાબુ વગેરેનો સમાવેશ કરવામાં આવે છે).

## ૮

## ઉપસંહાર

અમારા અલ્પ અનુભવ ઉપરથી છાત્રાલયનાં રસોડાંની વ્યવસ્થા સંબંધી જે કંઈ વિચારો અમને સૂઝ્યા હતા તે આપ સમક્ષ બને એટલી સ્પષ્ટ ભાષામાં રજૂ કરવાનો અમોએ પ્રયત્ન કર્યો છે. રસોડું એ જીવતી સંસ્થા હોઈ અને એ દ્વારા જીવનવ્યવહારની કેળવણી અપાતી હોઈ એની વ્યવસ્થા પણ જડ ન હોઈ શકે.

જેમ જેમ આપણી કેળવણીમાં અને જીવનમાં નવા નવા પ્રશ્નો અને સિદ્ધાંતો જાગતા રહેશે તેમ તેમ રસોડાંની વ્યવસ્થામાં પણ અનુરૂપ સુધારા વધારા થતા જ રહેશે. એટલે કોઈ પણ માણસ એ વિષે સ્થળકાલથી અબાધિત એવી સૂચનાઓ રજૂ ન કરી શકે એ સ્વાભાવિક છે. આ નિબંધમાં સમાયેલી સૂચનાઓને માત્ર દિશાદર્શક જ ગણવામાં આવે એવું અમો ઇચ્છીએ છીએ. આ નિબંધના વાચનને પરિણામે કોઈ પણ છાત્રાલયમાં સ્વચ્છતાનું ધોરણ લેશ પણ સુધરશે અથવા નોકરો પ્રત્યેના વર્તનમાં સહૃદયતા કે માનવભાવનો લેશ પણ ઉમેરો થશે તો તેટલાથી પણ અમો અમારી મહેનતને ચરિતાર્થ થઈ ગણીશું.

પ્રાણજીવન વિદ્યાર્થીભવન,
ભોજનાલય.
ગુજરાત વિદ્યાપીઠ,
અમદાવાદ.

**નગીનદાસ પારેખ**
**શાંતિલાલ ગાંધી**

તા૦ ક૦ નિબંધમાં પાણીનો પ્રશ્ન છેડચો જ નથી. વાસણ માંજવાની વ્યવસ્થા પ્રસંગે જે સૂચના કરી છે તે જ્યાં પાણી માણસને કૂવેથી કાઢવાનું હોય છે તેવાં છાત્રાલયો વિષે છે. જ્યાં નળનું પાણી મળતું હોય ત્યાં તો પૂર છૂટથી ઉપયોગ થઈ શકે. વળી રાંધવાનું તેમજ પીવાનું પાણી ઘટ્ટ ખાદીના કટકાથી ગાળેલું હોય. પાણીનાં વાસણ ઉઘાડાં કે ગંધ ન રહે એ તો સામાન્ય દેખરેખની વાતો છે. વળી મોટાં રસોડાંમાં તો પીવાનું પાણી ભરવા માટે ગોળા કે નળા કરતાં ટાંકી જ અમને વધારે અનુકૂળ લાગી છે. ટાંકીની બાંધણી સ્વચ્છતા જાળવવામાં સગવડકર્તા થાય એવી રાખવી એટલે કે ખૂણા બધાય ગોળ કરાવી દેવા, તળિયું અનુકૂળ રીતે ઢાળ પડતું અને ઢાંકણ સજ્જડ રાખવાં.

—લેખકો.

## ૬

# છાત્રાલયોમાં ભોજનનું દાન

( 'ભટ્ટ ભાસ્કર' માટે આપેલું )

પ્રશ્ન : મરણ પાછળ બ્રાહ્મણોને, અનાથાશ્રમોને અને કોમી છાત્રાલયોને ભોજન અપાય છે. કેટલીકવાર પાછલી એ સંસ્થાઓમાં તો દરેક શ્રાદ્ધતિથિએ મરનારને નિમિત્તે ભોજન આપવા માટે ટ્રસ્ટફંડો મુકાય છે. મરનાર જો બાળક હોય તો જ્ઞાતિનાં, અનાથાશ્રમનાં, જ્ઞાતિ છાત્રાલયનાં અને કેટલીકવાર મરનારનાં માતાપિતા જે ગામમાં ધંધારોજગારને અર્થે રહેતાં હોય તે ગામનાં ગમે તે જ્ઞાતિનાં છોકરાંને દૂધ પવાય છે, મીઠાઇ અપાય છે, ફળફળાદિ અપાય છે, દૂધભાત અગર ભાત, ઘી અને ખાંડનું ભોજન અપાય છે. આ બધા પ્રેત ભોજનના જ પ્રકારો હોઈ જ્ઞાતિ ભોજનની જેમ જ સદંતર બંધ કરવાયોગ્ય નથી? ન હોય તો કેટલે અંશે નથી?

ઉત્તર : માણસ અન્ન ખાય છે તે ભૂખ નિવારણને અર્થે, શરીરપોષણને અર્થે. એમાં નિયમમર્યાદા અને વ્યવસ્થિતપણું હોવું જોઈએ. મળે છે એટલા માટે ખાવું, કોઈ આપે છે એટલા માટે લેવું એ તો ઉકરડાનો ધર્મ થયો. જેને જે નાખવું હોય તે ઉકરડો લેવા તૈયાર છે; એની પાસે બીજો વિવેક નથી હોતો. આપણી જાહેર સંસ્થાઓને આપણે જો ઉકરડો ન માનતા હોઈએ, એ સંસ્થામાં ભણતા છોકરાઓને જો ભીખારી ન માનતા હોઈએ તો આપણી મરજીમાં આવે ત્યારે અને તે જાતનો ખોરાક એમને ન

જ ખવડાએ. દાનમાં પણ શોભા, ઉપયોગિતા અને પ્રતિષ્ઠા હોવાં જોઈએ. શિક્ષણ-સંસ્થાને કે છાત્રાલયને જે આપવાની ઇચ્છા હોય તે આપણે આપી દઈએ. અને વ્યવસ્થાપકોને કહીએ કે તમારી ઇચ્છા પ્રમાણે અથવા તમારા નિયમ પ્રમાણે આનો જે ઉપયોગ થતો હોય તે કરી અમને કૃતાર્થ કરશો. આપણા દેખતાં જ આટલા બ્રાહ્મણ ઠાંસી ઠાંસીને ખાય અથવા આપણા દીકરાનું નામ લઈ અમુક છોકરાઓ સમયે કસમયે ગળફી જાય એવી ઇચ્છા રાખવી એ આપણને શોભે નહિ અને મીઠાઈ તો ખરાબમાં ખરાબ વસ્તુ છે. બગડી ગયેલા પેંડા અને માવામાંથી ઘી કાઢી એમાં તેલ ચરબી મેળવીને પણ બરફીપૂરી વગેરે કેટલીક વસ્તુઓ તૈયાર થાય છે; અને સ્વચ્છતાનું તો એમાં નામસરખું નથી હોતું. અને જ્યાં મીઠાઈ ઉઘાડી રાખેલી હોય છે ત્યાં તો રસ્તા પરના નરકમાંથી ઊડીને માખીઓ સીધી મીઠાઈ પર બેસે છે. સાફ મીઠાઈ નથી મળતી એમ નથી પણ એની દરકાર લોકોને ભાગ્યે જ હોય છે. સ્વાદ ખાતર સ્વચ્છતા અને શુદ્ધતા ભૂલી જવી એમાં માણસાઈ નથી.

જાણે માણસ ખાવા માટે જ જન્મ્યો છે, જ્યાંથી મળે ત્યાંથી ખાઈ જ લેવું એવા આદર્શ ને વળગી રહી જમનાર જમાડનાર લોકો ધર્મ, અર્થ, કામ, મોક્ષ કશું મેળવતા નથી. બધું જ ડૂબાડે છે. सुज्ञेषु किं बहूना ।

**દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર**

## ૭

# વિદ્યાર્થીસ્વરાજ્ય

છાત્રાલયો વિદ્યાર્થીઓને કેવળ ખાવાપીવાની તથા સૂવા-બેસવાની સગવડ આપનારાં સાધનો છે એમ હવે તો કોઈ નહિ જ માને. છેલ્લા દશકાથી છાત્રાલયોની કેળવણીની સંસ્થાઓમાં ગણતરી થવા માંડી છે. જેમ શાળામહાશાળાઓ વિદ્યાર્થીઓની બૌદ્ધિક અને શારીરિક શક્તિઓનો વિકાસ કરનારી સંસ્થાઓ ગણાય છે, તેમ હવે છાત્રાલયો વિદ્યાર્થીઓને સામાજિક અને નૈતિક તાલીમ આપનારાં સાધનો મનાયાં છે.

છાત્રાલયને અંગે અનેક પ્રવૃત્તિઓ ઊભી કરી શકાય છે. બાળકના સામાજિક અને વ્યાવહારિક જીવનનો પાયો છાત્રાલયમાંથી જ શરૂ થાય છે એમ કહીએ તો પણ ચાલે. અનેક સામાજિક ગુણોની તાલીમ લેવાનો અહીંઆં જ ખરો અવકાશ બાળકને મળે છે. ભાવિ જીવનમાં જેટલા અને જેવા પ્રકારના વ્યવહાર મનુષ્યને કરવાના હોય છે તેની રૂપરેખા આ છાત્રાલયજીવનમાં દૃષ્ટિએ પડે છે.

દશકા પહેલાં છાત્રાલયજીવનમાં વિદ્યાર્થીઓને પોતાની શકિત ખિલવવાનો બિલકુલે અવકાશ નહોતો એટલું જ નહિ પણ ઊલટું તેમની કેટલીયે નૈસર્ગિક શકિતઓને ગૂંગળાવી નાંખી કુમાર્ગે વાળી દેવાનું વાતાવરણ હતું અને હજુ પણ કેટલાક અપવાદો સિવાય છાત્રાલયજીવનની સ્થિતિ સુધરી ગઈ છે એમ ન જ કહી શકાય.

છાત્રાલયજીવનમાં વિદ્યાર્થીસ્વરાજ્યની વાતો આપણે સાંભળી રહ્યા છીએ. છાત્રાલય સંમેલનની સાથે હવે તો છાત્રસંમેલન પણ ભરાવા માંડયું છે. કેટલાંક છાત્રાલયોમાં વિદ્યાર્થી સ્વરાજ્યના સફળ અખતરા થતા જોઈ રહ્યા છીએ. અને તે સબંધીના અનુભવાત્મક લેખો પણ વાંચી રહ્યા છીએ.

છાત્રાલયજીવનના વ્યવહારમાં અમુક હદમાં વિદ્યાર્થીઓને સ્વરાજ્ય આપવામાં નિઃશંક અનેક ફાયદાઓ રહેલા છે. વિદ્યાર્થી ઉપરનું કૃત્રિમ દબાણ હળવું થવાના પરિણામે તે સ્વયંસ્ફૂર્તિથી જવાબદારીપૂર્વક પોતાનાં કાર્યો કરે છે. આ ઉપરાંત અન્ય વિદ્યાર્થીઓ સાથે મળી સંઘશકિત કેળવી કાર્યો કરતાં શીખે છે. વિદ્યાર્થી સ્વતંત્ર વિચાર કરતો થાય છે. વ્યવહારમાં આવી પડતી ગૂંચોનું તેને પ્રત્યક્ષ દર્શન થાય છે અને તે ઉકેલવા પોતાની શકિતનો ઉપયોગ કરવા મથે છે.

જે છાત્રાલયે વિદ્યાર્થીઓને સ્વરાજ્ય આપ્યું છે તેના ગૃહ-પતિઓનું દૈનિક ( routine work ) કામ જરૂર ઓછું થયું હશે. વિદ્યાર્થીઓની હાજરી પૂરવાનું, નિયમિત ઘંટ વગાડવાનું, પીરસવાનું, પ્રાર્થનાની વ્યવસ્થા કરવાનું, ફરજિઆત કસરતનું, રસોડાની સાફસૂફ તથા સીધાસામાનનું, શિક્ષાનું વગેરે કાર્ય વિદ્યાર્થીસ્વરાજ્ય જરૂર ઉપાડી શકે અને તે સફળતાપૂર્વક ચલાવી પણ શકે. આ બધું કાર્ય વિદ્યાર્થીસ્વરાજ્ય ઉપાડી લે એટલે ગૃહપતિને કશુંય કાર્ય કરવાનું બાકી નથી રહેતું એમ માનવાની ભૂલ રખે કરતા. ઉપરનાં કાર્યો વિદ્યાર્થી પાસે જતાં એક બાજુથી ગૃહપતિનો બોજો જેમ ઓછો થાય છે, તેમ બીજી બાજુથી તે બમણો વધે છે, કારણ એ છે કે વિદ્યાર્થીઓને સોંપેલાં આ બધાં કાર્યો ભાડૂતી નોકરો પાસે કરાવીએ તે પ્રમાણે કરાવવાનાં નથી હોતાં. આ કાર્યો વિદ્યાર્થીઓને સોંપવાનો ઉદ્દેશ એ નથી કે ગૃહપતિનાં કાર્યો ઓછાં થાય. આવાં વ્યાવહારિક કાર્યો કરી વિદ્યાર્થી જીવનની તાલીમ મેળવે એ જ હેતુથી આ કાર્યો સોંપી શકાય. આ કાર્યોની પાછળ વિદ્યાર્થીને જીવન અને સમાજની તાલીમ આપવાનો હેતુ રહેલો છે તે ભૂલવું જોઈતું નથી. ભલે ગૃહપતિ પ્રત્યક્ષ કાર્ય ન કરે પણ તેની નજર તો વિદ્યાર્થીના

પ્રત્યેક કાર્ય ઉપર ફરતી જ હોય છે. આ કાર્યો દ્વારા વિદ્યાર્થી અન્ય વિદ્યાર્થીઓના સહવાસમાં આવે છે, તેમની સાથે અનેક વ્યવહારમાં ગૂંથાય છે. પ્રસંગે મીઠાતીખા શબ્દોની આપલે પણ થાય છે. હવે ગૃહપતિને આ નાનાં કાર્યો જતાં બીજાં મોટાં અને મહત્ત્વનાં કાર્યો સંભાળવાનાં આવી પડે છે. વિદ્યાર્થીસ્વરાજ્ય કેવી રીતે ચાલી રહ્યું છે તેના ઉપર જો ગૃહપતિની તીવ્ર નજર ન હોય તો તેમાં અનેક અનિષ્ટોનો સંચાર થાય છે. ગૃહપતિની કુશળ અને કેળવાયેલ દૃષ્ટિ જો વિદ્યાર્થીઓને સુમાર્ગે વાળવા અસમર્થ બને તો વિદ્યાર્થીસ્વરાજ્ય ફળદાયી ન જ નીવડે.

વિદ્યાર્થીઓ પણ માનવી બાળકો છે. મનુષ્યને સુલભ નિર્બળતાઓ તેઓની અંદર રહેલી છે. આ નિર્બળતાને જો ઉચ્ચ સંસ્કારી વાતાવરણ હઠાવવા સમર્થ ન થાય તો તે બાળકના મન ઉપર હલ્લો કરે છે અને દિનપ્રતિદિન તેને નીચે ને નીચે લઈ જાય છે.

હવે થોડીક અનુભવની વાતો લઈએ. વિદ્યાર્થીસ્વરાજ્ય આગળ જો સ્પષ્ટ કાર્યની રૂપરેખા નથી હોતી તો તે ટીકાખોર મંડળ બને છે. જે સંસ્થાની હૂંફમાં રહેવાનું હોય છે તે સંસ્થાનાં કાર્યોની વગોવણી પણ થાય છે. દીર્ઘ દૃષ્ટિના અભાવે આ વિદ્યાર્થીસ્વરાજ્ય સમષ્ટિ કરતાં વ્યક્તિને વધુ વજૂદ આપે છે. સંસ્થાના હિત કરતાં વિદ્યાર્થીઓના તાત્કાલિક હિત તરફ જ તેની દૃષ્ટિ હોય છે. આવે પ્રસંગે થતી ચર્ચાને સુમાર્ગે દોરનાર અને સાચી દૃષ્ટિ આપનાર વડીલ વર્ગ હાજર ન હોય તો ઘણા પ્રસંગોમાં અવળો રસ્તો પકડાય છે અને વિદ્યાર્થીઓનાં કુમળાં મગજો ઉપર ન ભૂંસાય તેવી ખોટી છાપ બેસે છે.

વિદ્યાર્થીસ્વરાજ્ય એટલે મોટા વિદ્યાર્થીઓનું નાના વિદ્યાર્થીઓ ઉપરનું મુરબ્બીરાજ ન થઈ જાય એ ખાસ જોવાનું છે. સામાન્ય રીતે છાત્રાલયમાં ગૃહપતિ કરતાં મોટા વિદ્યાર્થીઓના વિચારો અને વર્તણૂકની નાના વિદ્યાર્થીઓ ઉપર સચોટ અસર થાય છે. રાતદિવસના સહવાસને લીધે એક જીવાળ વિદ્યાર્થી બીજા વિદ્યાર્થીને જેટલું શિખવાડી શકે તેટલું એક કુશળ અને ચારિત્રવાન ગૃહપતિ

પણ નથી શિખવાડી શકતો. એટલે વિદ્યાર્થીસ્વરાજ્યના કારભારમાં એ તો ખાસ જોવાનું હોય છે કે મોટા વિદ્યાર્થીઓના મનમાં અને રીતભાતમાં મુરબ્બીપણાની ગંધ ન પેસી જાય.

મિત્રો માટે પક્ષપાત અને પોતપોતાની આગલી ટોળીઓની રચના એ વસ્તુ પણ વિદ્યાર્થી સ્વરાજને સુલભ હોય છે. આ વસ્તુ જો વધતી જાય અને તેને અટકાવવા પગલાં ન લેવાય તો પરિણામ ગંભીર આવે છે. અંદરઅંદર પક્ષાપક્ષી, તડાં પડી જઈ આ વિદ્યાર્થીઅવસ્થામાંથી જ કેટલા વિદ્યાર્થીઓને જીવન-ભરનાં વેર બંધાઈ જાય છે.

વિદ્યાર્થીસ્વરાજ્ય જરૂર સંઘશક્તિ કેળવે છે, પણ જો આ શક્તિનો ઉપયોગ ખોટા આશયો માટે થાય તો તે ભયંકર નીવડે છે. અન્યાયનો બચાવ કરવામાં અને સ્વચ્છંદતાને પોષવામાં આવી સંઘશકિતનો દુરુપયોગ થઈ જાય છે.

"અમે વિદ્યાર્થીઓ કેટલું બધું કામ કરીએ છીએ, કેવો સુંદર કારભાર ચલાવીએ છીએ" એવું અભિમાન કોઈક વખત વિદ્યાર્થી-સ્વરાજ્યમાં જાગે છે. અને જ્યારે આવું અભિમાન પૂરબહારમાં ખીલે છે ત્યારે તે પોતાની નિયત હદ વટાવી જઈ મુરબ્બીઓની ત્રુટિઓ અને દોષો જુએ છે અને એક પ્રકારની ટીકાખોર વૃત્તિ કેળવે છે. વિનયપૂર્વક પ્રેમથી વડીલની ભૂલ ન બતાવતાં રોષ-પૂર્વક અસભ્ય ભાષા વાપરવામાં આ અભિમાન ગલગલિયાં માને છે. જેમજેમ નવી શક્તિનો સંચાર થાય તેમતેમ સ્વભાવ નમ્ર થવો જોઈએ તેને બદલે ઉગ્ર અને અક્કડ થાય છે.

વિદ્યાર્થીસ્વરાજ્યમાં રહેલાં કેટલાક જોખમો પ્રત્યે આ પ્રમાણે અંગુલિનિર્દેશ કર્યા પછી પણ મારે કહેવું જોઈએ કે ગમે તે જોખમે પણ આ જમાનામાં વિદ્યાર્થીસ્વરાજ્યનું સાહસ ખેડ્યા સિવાય છૂટકો નથી જ. કારણ કે આ પ્રમાણે વિદ્યાર્થીસ્વરાજ્યનું સાહસ ન ખેડવામાં ગૃહપતિઓ અને છાત્રાલયસંસ્થાના ચાલકો ભયંકર સાહસ ખેડી રહ્યા જ છે. કઈ વખત ધડાકો થશે એ જણાતું નથી. તેના કરતાં તો વ્યવસ્થિત અને જાણી શકાય એવાં સાહસો ખેડવાં એ હજાર દરજ્જે સારું જ છે.

ઉપર જણાવેલાં વિદ્યાર્થીસ્વરાજ્યમાં રહેલાં જોખમોના ઉપાયો પણ છે જ. પણ મને લાગે છે કે આ ઉપાયો સર્વ-સામાન્ય તો ન જ થઈ શકે. બધાંય છાત્રાલયોને, છાત્રોને પાંખમાં લઈ આંખના પલકારાથી અને સ્નેહભીની અમીદષ્ટિથી ઊડી શકે એવા ગૃહપતિ મળી શકતા નથી. આજકાલ તો દુનિયાના સામાન્ય વ્યવહારકુશળ માણસો કે કાં તો નિશાળમાં છોકરાંને ભણાવનાર મહેતાજીઓ પાસે જ આ ગૃહપતિનો ધંધો આવી પડ્યો છે. આવા ગૃહપતિઓ પાસે મોટીમોટી આશાઓ અત્યારે તો આપણે ન જ રાખી શકીએ.

સીધો રસ્તો તો એ છે કે છાત્રાલયમાં રહેતા વડીલોની આંતરબાહ્ય રીતભાતમાંથી વિદ્યાર્થીવર્ગ ઘણું જ ચૂસે છે. વડીલોના વ્યવહારની છૂપી અસર આ વિદ્યાર્થીઓ ઉપર પડે છે અને તે વડે તેમનાં જીવન અને રીતભાત ઘડાય છે, અને તેનાથી જ તેમનાં મનનાં વલણ અને વૃત્તિઓ ઘડાય છે. વિદ્યાર્થી-સ્વરાજ્યમાં બતાવેલાં અનિષ્ટ વલણો અને વૃત્તિઓને નિર્મૂળ કરવાનો ઉપાય લાંબાંલાંબાં ભાષણોમાં કે ધાર્મિક પુસ્તકોના વાચનમાં રહ્યો નથી. પરંતુ વિદ્યાર્થીઓ જે જીવતાજાગતા વડીલોના પ્રત્યક્ષ વ્યવહાર પોતે જોઈ રહ્યા છે તેમની રીતભાત જ વિદ્યાર્થીઓની વૃત્તિઓને ફેરવી શકશે. ગૃહપતિનું સ્વચ્છ અને તેજસ્વી જીવન જ આ ઊગતા બાળકોને સાચી દિશાએ વાળી શકશે.

વિદ્યાર્થીસ્વરાજ્યની સફળતાનો મુખ્ય આધાર ગૃહપતિ ઉપર જ છે. તે પોતાના હૃદયમાંથી જેવાં આંદોલનો બહાર ફેંકી શકશે તે પ્રમાણે તે વિદ્યાર્થીસ્વરાજ્યને જવાબદાર અને સાચી સંસ્થા બનાવી શકશે. ગૃહપતિ ગમે તેટલા બાહોશ હશે કે ગમે તેટલાં ચારિત્ર્યવાન હશે છતાં જો તે બહુશ્રુત નહિ હોય તોપણ નહિ જ ચાલે. વિદ્યાર્થીની દરેક પ્રકારની વૃતિને સંતોષી શકે એવો ગૃહપતિ જ્યાં સુધી વિદ્યાર્થીઓ મેળવી ન શકે ત્યાં સુધી વિદ્યાર્થી-સ્વરાજ્યનું ટટ્ટુ બહુ દૂર ન જ જઈ શકે.

આ પ્રમાણે વિદ્યાર્થીસ્વરાજ્યમાં જણાતા કંટકોને દૂર કર્યા પછી, અને તેની ભયસૂચક લાલબત્તીઓ તરફ સાવધાન રહ્યા પછી જો આપણે વિદ્યાર્થીસ્વરાજ્યમાં રહેલા અનંત લાભોનો વિચાર કરીશું તો જરૂર આપણને આનંદ થયા વિના નહિ જ રહે.

જે કાર્યો મોટેરાંઓ ન કરી શકે તે કાર્યો વિદ્યાર્થીસ્વરાજ્ય સહેજે સાધી શકે છે. અણખેડાયેલાં અનેક પ્રકારનાં ક્ષેત્રો વિદ્યાર્થીસ્વરાજ્ય આગળ ખડાં પડેલાં જ છે. વિદ્યાર્થીની શક્તિ ઉપર પૂર્ણ શ્રદ્ધા અને વિશ્વાસ હોય તો ઘણુંયે થઈ શકે.

વિદ્યાર્થીઓમાં છૂપી પડેલી અનેકવિધ શક્તિઓને કેળવવી એ કુશળ ગૃહપતિનો ધર્મ છે. વિદ્યાર્થીની શક્તિઓને કેળવવી એ સમુદ્રમંથનતુલ્ય છે. સમુદ્રમંથનમાં દેવોનો આદર્શ અમૃતપ્રાપ્તિ હતો. અનેક વિઘ્નો અને સંકટોથી ન ડરતાં અંત સુધી ધીરજથી જેમ દેવો સમુદ્રમંથનનું કાર્ય કરે ગયા તે જ પ્રમાણે જો આપણે કેળવણીકારો આ વિદ્યાર્થીસ્વરાજ્યના કોયડાને ઉકેલવા કટીબદ્ધ થઈશું તો જ અમૃતતુલ્ય પરિણામ પ્રાપ્ત કરી શકીશું. ઘડીભર દેખાતાં અનેક વિપરીત પરિણામોથી જો હિંમત હારી બેસી નિરાશ થઈશું તો કંઈ પણ સાધી શકીશું નહિ.

रत्नैर्महार्हैस्तुतुषु र्न देवा न भेजिरे भीमविषेण भीतिम् ।
सुधां विना न प्रयुयुर्विरामं न निश्चितार्थाद् विरमन्ति धीराः ॥

अस्तु ॥

શ્રી સર્વ વિદ્યાલય,
કડી.

બાપુલાલ વિ. ગાંધી

## ૮

# છાત્રાલયની સ્વચ્છતા

છાત્રાલયના સામાજિક કે રાજકીય આદર્શ બાબત મતભેદ હોય. પણ, છાત્રાલયનાં આરોગ્ય તથા સ્વચ્છતા વિષે એવો મતભેદ અકલ્પનીય છે.

આ લેખમાં છાત્રાલયની સ્વચ્છતાનો મુખ્યત્વે વિચાર કરેલો છે. છાત્રાલયના આરોગ્યને ગૌણ સ્થાન આપ્યું છે.

### પ્રશ્નનું મહત્ત્વ

સ્વચ્છતા અને આરોગ્યના સિદ્ધાંતોનું અજ્ઞાન અને ઉલ્લંઘન આજે આપણા સમાજમાં ભયંકર છે. એટલે છાત્રાલયો દ્વારા એ બાબત કાંઈ પણ કરી શકાય તો આજની સ્થિતિમાં એ ઓછી સમાજસેવા કરી ન ગણાય. એ દૃષ્ટિએ આપણે છાત્રોને માટે આરોગ્યવિજ્ઞાનના અને સ્વચ્છતાપાલનના વર્ગો રાખી કેટલુંક આવશ્યક જ્ઞાન આપી શકીએ, પરંતુ આ વિષયનું ખરું જ્ઞાન તો સ્વચ્છતા રાખીને અને આરોગ્ય સાચવીને, અનુભવથી જ, આવે છે.

વળી, સ્વચ્છતા અને આરોગ્ય સંસ્કારના વિષયો છે. આંખ એવી અધૂરી કેળવાયેલી હોય તો જ તે અસ્વચ્છ અને અસુખ વસ્તુને જોઈ શકે. નાસા એવી બહેર મારી ગઈ તો જ તે સમાજનાં ગંધાતાં અને ગલીચ પેશાબપાયખાનાં સહી શકે. અને કળાની ભૂખ જાગી ન હોય તો જ અસ્વચ્છતા અને અનારોગ્યથી થતો કળાભંગ સહ્ય થઈ શકે. એટલે સ્વચ્છતાનો પ્રશ્ન એક કેળવણીનો જ પ્રશ્ન છે. જે બાળકને સ્વચ્છ અને હવાઅજવાળાવાળા ઘરમાં ઉછેરવામાં આવ્યું હોય, શાસ્ત્રશુદ્ધ

પાયખાનાં અને પેશાબખાનાં વાપરવા મળ્યાં હોય, મકાનમાં બધે વ્યવસ્થા અને સુઘડતાની કળા જ ભાળવા મળી હોય—તેવું બાળક મોટપણમાં એથી ઊલટું કાંઈ સહી શકે? આ જાતની કેળવણી ગૃહ સારામાં સારી રીતે આપી શકે. આમ વિચારતાં આ પ્રશ્નનું મહત્ત્વ આપણે માટે વિશેષે કરીને છે.

## સ્વચ્છતાનાં અંગો

હવે આપણે સ્વચ્છતાનાં અંગો તરફ વળીએ. ગૃહપતિની દૃષ્ટિએ તે મુખ્યત્વે આટલાં હોય:

૧. રસોડાની સ્વચ્છતા.
૨. પાયખાનાં તથા પેશાબખાનાંની સ્વચ્છતા.
૩. છાત્રોની ઓરડીની સ્વચ્છતા.
૪. ચોગાન, ઓટલા, કૂવા, નાવણિયાં વગેરે સાર્વજનિક ઉપયોગી ચીજોની સ્વચ્છતા.
૫. છાત્રોની સ્વચ્છતાવિષયક કુટેવો.

## યોગ્ય સાવધાની

આ અંગોનો એકેએક વિચાર કરતા પહેલાં બધાંને લાગુ પડતી એવી બેએક વાતો તપાસી જઈએ. પહેલું તો એ ધ્યાનમાં રાખવું જોઈએ કે જો સ્વચ્છતા સાચવવી હોય તો તેને માટે અનુકૂળ રાચરચીલું અને સાધનો વસાવવાં જોઈએ. કચરાપેટી ન રખાય અને કચરો ગમે તેમ પડેલો કે ઊડતો જોવામાં આવે તો તેમાં નવાઈ નથી. પેશાબખાનું ન હોય અને ભીંતો કે ખૂણાખોચરા ગંધાતા કરી મુકાય તો તેમાં કોનો દોષ? પાયખાનાં ન હોય એને પરિણામે આસપાસ દુર્ગંધ થાય અને સામાન્ય રીતે આપણામાં રહેલી શરમનો નાદાન ભંગ વિદ્યાર્થીઓ શીખે તો તેમાં કોનો વાંક? એટલે ઓછામાં ઓછી આટલી સવડ તો છાત્રાલયે રાખવી જ ઘટે:

૧. પાયખાનાં જોઈતી સંખ્યામાં હોય.

૨. પેશાબખાનાં અલગ રાખવાં જોઇએ અને અનુકૂળ જગાએ હોવાં જોઈએ.

૩. કચરાપેટીઓ હોય.

૪. નહાવાધોવાની જગાના પાણીનો યોગ્ય નિકાલ કરવા નીકો વગેરે હોય.

૫. દાતણ, સાબુ વગેરે નિયમિત મળવાની સવડ રખાય.

બીજું, જે સાધનો વસાવવામાં આવે છે તે બહોળો સમુદાય વાપરવાનો છે, તેને વાપરવામાં કેટલાક બેદરકાર અને અણજાણ પણ હોય — એ બધું વિચારીને સાધનોને સ્વયંસૂચક (self-corrective) અને દુરુપયોગનો અવકાશ ઓછો રહે એવાં અને એટલાં રાખવાં જોઈએ. તેમની રચના એવી હોવી જોઈએ કે તે બરાબર ઉપયોગ સારે, અને કશી ગંદકી સંઘરી કે ઢાંકી રાખી ન શકે.

અને અનુભવથી જોયું છે કે આવાં સાધનો વસાવવા ભારે ખરચમાં ઊતરવું પડે છે એમેય નથી. તે બાબતમાં સરકારી ઈસ્પિતાલો તો આપણો આદર્શ હોય નહિ. આપણા ગરીબ દેશનાં ગામેગામ તેનો પ્રચાર કરવો હોય તો તે સાદાં અને સુલભ હોવાં જોઈએ, અને તેનું ખરચ પોસાય એવું હોવું જોઈએ.

અને છેવટમાં, આ સાધનોનો યોગ્ય ઉપયોગ કરવા સારુ વાપરનારને માટે જોઈતી સૂચનાઓ તેની તેની જગાએ રાખવી જોઈએ. વિદ્યાપીઠમાં અપાતી સૂચનાઓ પરિશિષ્ટ ૧ માં નમૂના દાખલ આપેલી છે.

## રસોડાની સ્વચ્છતા

હવે આપણે એકેએક અંગ તપાસીએ. રસોડાનો સ્વતંત્ર લેખ છે તેમાં તેની સ્વચ્છતાની વીગતો જોવા મળશે. એટલે અહીં તો એકબે વાતનો ઇસારો કરવો બસ માન્યો છે.

માંખ અને કીડી તથા જીવડાં આપણી અસ્વચ્છતાની ખામી દેખાડી દે છે. એટલે રસોડાની સ્વચ્છતાનું માપ કાઢી આપનારા એમને ગણવાં. અંધારું અને ચોંટેલો એંઠવાડ તથા બંધિયાર હવા હોય ત્યાં માંખોને રહેવું અનુકૂળ આવે છે. કીડી, મંકોડા કે બીજાં જીવડાં કોઠારની ખામી બતાવનારાં છે. એ જંતુઓનો ઉપદ્રવ દરેક રસોડે ટાળવો જોઈએ.

બીજું કૂતરાંને આશ્રય આપવાની ભૂલ જો રસોડું કરે છે તો રાતે ઊંઘ તો ખોવી પડે છે; પણ તે ગમે ત્યાં મોઢું ઘાલી જાય એ બીક રહે છે. એટલે રખડતાં કૂતરાંને પોષવાનું પાપ આપણે ન વહોરવું. અને છાંડથી પૈસાનો બગાડ તો થાય છે. ઉપરાંત એઠવાડ વધે છે. તે ઢોરને ખવડાવી દેવો જોઈએ અથવા દાટી દેવો ઘટે. જો ગમે ત્યાં ફેંકવામાં આવે તો કૂતરાં બગાડે, કહોવાટ થાય અને ગંધ મારે. એટલે એને દાટી જ દેવો જોઈએ. હું માનું છું કે અંત્યજ કે એવી હલકી વર્ણના માણસને આપવાનું હીણપદ તો હવે અદશ્ય થયું જ હશે.

અને રસોડાનું પાણી સ્વચ્છ ગળણે ગળાઈને વપરાય, ઉઘાડું ન રહે, વાસણો સાફ રહે વગેરે તેની સામાન્ય બાબતોનો ઉલ્લેખ માત્ર બસ થશે.

## પાયખાનાં વગેરે

પાયખાનાં વગેરે કેટલીક જગાએ નથી હોતાં તે અસહ્ય ગણાવું જોઈએ. અમૂલ્ય ખાતર તો ગયું. પરંતુ દુર્ગંધ અને સામાજિક બેદરકારી ઉપર મળે એ તો અસહ્ય જ છે.

પાયખાનાં પેશાબખાનાં કેવાં રાખવાં એના પર એમની સ્વચ્છતાનો મોટો આધાર છે. પાયખાનાં બાબતમાં સત્યાગ્રહાશ્રમની પદ્ધતિ ઉત્તમતાનો દાવો ભોગવે છે. વિદ્યાપીઠમાં સામાન્ય એક ટબની પદ્ધતિનાં જાજરૂ વપરાતાં. જ્યારથી બે ડોલ રાખી માટી વાપરવાની આશ્રમપદ્ધતિ અંગીકાર કરી છે ત્યારથી જાજરૂની સ્વચ્છતા અને સહ્યતામાં મોટો ફરક પડેલો છે.

પેશાબખાનાંની બાબતમાં ત્યાંની પદ્ધતિ ઉત્તમ તો છે. પરંતુ તે જાજરાં જેટલી સફળ નથી. તેનું એક કારણ તો આ છે કે વાપરનાર ઓછી કાળજી રાખે છે અને પૂરતું પાણી જે રેડવું જોઈએ તે રેડતો નથી.

પરંતુ બેરૂ પદ્ધતિમાં, તેમનો જો બરાબર અમલ કરવામાં આવે તો, માખી બેસવા તથા દુર્ગંધ થવા બિલકુલ અવકાશ નથી.

જાજરૂ તથા પેશાબખાનાંમાં હવા તથા પ્રકાશનો ખૂબ આવરો હોવો જોઈએ. બેસવાને માટે અનુકૂળ પડે એવડાં હોવાં જોઈએ. સવડ હોય તો શિયાળા ઉનાળામાં તેમના છાપરા પરથી નળિયાં કાઢી લઈ ઉપરથી ઉઘાડાં કરી લેવાય તો સારું છે.

આની વ્યવસ્થા વિદ્યાપીઠમાં પ્રત્યક્ષ જોવાની મળનાર હોવાથી અહીં લંબાણ નથી કર્યું.

## છાત્રોની ઓરડી

પોતાની ઓરડી પોતે વાળે અને પોતાનાં કપડાં પોતે ધૂએ એ તો ઓછામાં ઓછું સ્વાવલંબન દરેક છાત્રાલયે રાખવું ઘટે. તે દ્વારા છાત્રોનાં સ્વચ્છતા-પ્રેમ અને સુરુચિનું ઠીક માપ મળી આવે. ઓરડી વાળવા ઉપરાંત તેની સજાવટ કરવા કેટલીક કુનેહ કેળવવી પડે, કેટલોક વિચાર કરવો પડે, પરિગ્રહ પર સંયમ શિખાય—આ બધા ફાયદા નાનાસૂના નથી. એ જાણવું જોઈએ કે ઓરડીની દીદાર્શતા મનની દીદશતાની સૂચક છે.

અને જ્યાં એક મોટા ઓરડામાં ઘણા છાત્રો સાથે રહે છે ત્યાં તો જો વ્યવસ્થાસર ચીજો ન ગોઠવાય તો વિદ્યાર્થીઓમાં એક જાતનો અંદરઅંદર અસંતોષ અને ચીડ રહે છે. કાંઈક વ્યવસ્થાશીલ વિદ્યાર્થીને અવ્યવસ્થિત વિદ્યાર્થી સાથે રહેવું પડે એ ભારે સજા થઈ પડે છે.

એટલે, ગૃહપતિએ, પોતે રોજ કરવાના છાત્રાલયનિરીક્ષણમાં, આ ઓરડીનું નિરીક્ષણ અને તેને અંગે વ્યક્તિગત સૂચન અવશ્ય ધ્યાન રાખવાં જોઈએ.

## સાર્વજનિક સફાઈ

જે બધાનું તે કોઈનું નહિ એમ સાર્વજનિક સફાઈમાં બનવા સંભવ છે. પોતાના ઘરનો કચરો ઊમરા બહાર નીકળ્યો એટલે ઇતિકર્તવ્યતા આવી એમ મનાય છે. એ કુટેવ આપણા સમાજને અનેક રીતે નડી છે. છાત્રોમાં આ કુટેવ ઘણેભાગે હોય છે. તે કાઢવા ખાસ દરકાર લેવાવી જોઈએ.

કચરો તો કચરાપેટીમાં જ હોય; તેને ગમે ત્યાં સરકાવી દેવો નહિ જોઈએ. રખડતો કચરો મળે તો ઉઠાવી ઠેકાણે પાડવો.

અને થૂંકવા તથા નાક સાફ કરવા બાબત: મકાનમાં ન જ થૂંકાય કે નાક ન નસીકાય. કોઈનો પગ ન પડે એવી જગાએ કરાય. થૂંકી કે નાક સાફ કરી જો ધૂળ વાળી દેવાય તો ઉત્તમ. આ બધું, એમ જ નાવણિયાં તથા કૂવાના ઉપયોગનો વિવેક છાત્રોને શીખવવો જોઈએ. એકવાર ટેવ પડ્યા પછી એ નહિ જાય. પણ ટેવ પાડવા મહેનત કરવાની હોય છે.

આ સાર્વજનિક સ્વચ્છતા આપણે નોકરો મારફતે કરાવતા આવ્યા છીએ. એટલે એ બાબત બેદરકાર રહેવાની અને સૂગ ચડાવવાની આપણને કુટેવ પડી ગઈ છે, અને એમાં રહેલા મહાન દ્રોહનું આપણને ભાન થવા નથી પામતું. એનો ઉઘાડો ઉપાય તો સત્યાગ્રહાશ્રમવાસીઓએ દેખાડ્યો છે કે એ કામ આપણે જાતે કરવું. પણ એ કરવા તૈયાર થઈએ એ દહાડા દૂર છે, એટલે નોકરવર્ગ દ્વારા એ કામ લેવાવાનું. કેટલા નોકર રાખવા એ આપણે જાતે કરી શકીએ છીએ. તેટલું કર્યા પછી રહેતા ભાગ પરથી દરેક છાત્રાલય પોતાની મેળે નિર્ણય કરી શકે.

## છાત્રોની કુટેવો

છાત્રોની સ્વચ્છતા અને આરોગ્યવિષયક કુટેવો બાબત ગૃહપતિએ વારંવાર જોતા રહેવું પડે છે. કેટલાક વિદ્યાર્થીઓને દાતણ કરવાનું ગમતું નથી; કેટલાકને બરાબર આવડતું નથી હોતું. એટલે દરેક બરાબર દાતણ કરે એ જોતા રહેવાનું હોય છે. અંત્યજ છાત્રાલયોમાં જ્યાં ઓછા છાત્રો તે કરે છે ત્યાં એની કવાયત ગોઠવવી જોઈએ.

નિયમિત શૌચ જવાની ટેવ તો બહુ ઓછાને હોય છે. નાના વિદ્યાર્થીઓ રમતમાં ચડી જઈને શૌચ અને પેશાબને રોકે નહિ એ કહેવાનું હોય છે. એવું જ નહાવાધોવામાં. રોજ ન નહાવું અને બેત્રણ દહાડે કપડાં એકઠાં કરીને ધોવાં એ કુટેવ છાત્રોમાં જોવામાં આવે છે.

સૂવામાં, માથેમોઢે ઓઢવું, ઊંધા સૂવું, સાવ ચત્તા સૂવું, મોઢું ખુલ્લું રાખવું, દાબડી જેવી ઓરડી કરીને સૂવું, અડીઅડીને સૂવું, ગમે તેની પથારીમાં પડવું, પથારી સૂકવતા ન રહેવું, ચાદર બદલતા ન રહેવું—આવી અનેક બાબતોનું ધ્યાન ખેંચતા રહેવું પડે છે.

વાળ, નખ, કાન, નાક, આંખ વગેરેની સ્વચ્છતાના પણ સંસ્કાર પાડવાના હોય છે.

વાંચવામાં ઊંધા પડીને વાંચે, પડયાપડયા વાંચે, નીચા નમીને વાંચે એ બધું ટોકીટોકીને કઢાવવું જોઈએ. ફાનસ યોગ્ય રીતે મૂકી પૂરતો પ્રકાશ રાખીને વાંચવું. રોજ તેની મેંશ કાઢી સાફ કરવું—આ પણ કેટલાકને કહેતા રહેવાનું હોય છે.

સમાજમાં બેઠા હોઈએ ત્યારે છીંક કે બગાસું ખાતી વેળાએ મોઢા પર હાથ કે રૂમાલ રાખવો એ સ્વચ્છ ટેવ છે. અને વાછૂટનો અવાજ તો અસભ્ય મનાવો જોઈએ. બોલતાં શ્વાસ ગંધાતો હોય કે થૂંક નીકળતું હોય તેમને ચેતવવા જોઈએ. નાક કે આંખ ત્યાં સાફ કરવાં, મોંમાં આંગળાં નાંખવાં એ ઠીક નથી લાગતું.

## સ્વચ્છતાનિરીક્ષણ

શરૂઆતમાં ગણાવેલાં અંગોને એકેએક તપાસી ગયા. હવે એકબે બીજી બાબતો પર ધ્યાન ખેંચી આ નિબંધ પૂરો કરું છું.

સ્વચ્છતા ઉપર સતત દેખરેખ નથી હોતી તો તે જોતજોતામાં શિથિલ પડવા લાગે છે એ બધાનો અનુભવ હશે. એટલે વિદ્યાપીઠમાં તેને સારુ એક નિરીક્ષક નીમવામાં આવે છે. બધે એકવાર તે રોજ આંટો મારી આવે છે. નોકરોના કામ ઉપર દેખરેખ રાખે છે. વિદ્યાર્થીઓને સ્વચ્છતા બાબત સતેજ રાખે છે. આને પરિણામે સ્વચ્છતામાં ઠીક ફેરફાર પડયો છે અને શિથિલતા પેસવા પામતી નથી. તેમણે પોતાના નિરીક્ષણ વિષે વીગતવાર સૂચનાઓ તૈયાર કરી છે તે પરિશષ્ટ રમાં નમૂના દાખલ આપી છે.

## વિદ્યાર્થીસ્વરાજ્ય

અંતમાં વિદ્યાર્થીસ્વરાજ્ય અને સફાઈખાતા વિષે બે બોલ કહેવાના રહે છે. છાત્રાલયજીવનને વ્યવસ્થિત અને સમૃદ્ધ બનાવવા છાત્રોનો સહકાર જોઈએ. એ સારુ એમના સ્વરાજ્યની યોજના ઘડવી જોઈએ. એ યોજનામાં સફાઈખાતું અગત્યનું સ્થાન ભોગવી શકે. એટલે જો વિદ્યાર્થીઓ ચાહે તો તેઓ સફાઈનાં જુદાંજુદાં અંગોમાં કામ કરીને પ્રત્યક્ષ અનુભવ મેળવે; તેનું નિરીક્ષણ કરીને તેમની આંટીઘાંટીઓથી વાકેફ થાય; અમુક અંગોનો વહીવટ પોતે ઉઠાવી લે તો તેમનો સ્વચ્છતાનો અભ્યાસ સંગીન થાય અને વિદ્યાર્થીસ્વરાજ્યનો મર્મ પણ સમજાય. એટલે વિદ્યાર્થી-સ્વરાજ્યની યોજનામાં સફાઈખાતાને પણ સ્થાન અપાવું જોઈએ. સફાઈકામની સૂગ અને તેમાં હલકાઈ જે આજે માનવામાં આવે છે એ પણ એ દ્વારા કાઢી શકાય.

ગુજરાત વિદ્યાપીઠ,
અમદાવાદ

**મગન પ્રભુદાસ દેસાઈ**

## પરિશિષ્ટ ૧

### अ સ્વચ્છતા અને આરોગ્યના નિયમો

૧. દાતણના કાંટા ગમે ત્યાં ન કાઢતાં બાવળના ઝાડ પાસે વાડમાં જ કાઢવા.

૨. દાતણની ચીરીઓ ગમે ત્યાં ન નાંખતાં ધોઈને કચરાપેટીમાં દાતણ માટે દાટેલી ડોલમાં જ નાંખવી.

૩. પેસાબ માટે મુતરડીઓનો જ ઉપયોગ કરવો.

૪. શૌચક્રિયા એવી રીતે કરવી કે જેથી મળમૂત્ર બન્ને તેને માટે રાખેલાં પાત્રોમાં જ પડે.

૫. શૌચક્રિયા કરી રહ્યા પછી માટી મળ ઉપર અવશ્ય નાંખવી.

૬. સ્નાન કરવાની ઓરડીઓમાં લીંટ, બળખા કે સાબુના ટુકડા પડી રહેવા દેવા નહિ.

૭ સ્નાન કરતી વખતે પાણીના છાંટા કૂવામાં ન પડવા જોઈએ.

૮. સાબુવાળી ડોલ કૂવામાં નાંખવી નહિ.

૯. કપડાં એવી રીતે ધોવાં કે જેથી તેના છાંટા કૂવામાં પડે નહિ.

૧૦. કૂવાના થાળા ઉપર માટી કે બીજી વસ્તુઓથી ગંદકી કરવી નહિ.

૧૧. ઘરમાંથી વાળેલો પૂંજો કચરાપેટીમાં નાંખવો અથવા ભંગીને આપવો. ઓસરીમાં ન જ નાંખવો.

૧૨. કાગળ, કાચ, લોખંડ, પતરાં, રૂ, સૂતર વગેરે નિરુપયોગી વસ્તુઓ રસ્તામાં છૂટી ન ફેંકતાં કચરાપેટીમાં જ નાંખવી.

૧૩. કોઈ પણ સ્થળે બહુ પાણી ઢોળવું નહિ.

૧૪. કોઈ પણ સ્થળે ખાડા કે ટેકરા કરવા નહિ, અને રાખ કે કોલસા ફેંકવા નહિ.

૧૫. એઠવાડ, ફળ કે શાક વગેરેની છાલ ઇત્યાદિ છૂટાં કે કૂતરાંને ન નાંખતાં ગોશાળામાં મોકલવાની કે દાટી દેવાની વ્યવસ્થા કરવી.

૧૬. પેનસીલ, ચાક, કોલસા, ઇંટ વગેરેથી મકાનનો કોઈ પણ ભાગ બગાડવો નહિ.

૧૭. દાતણની ચીરીઓ પાયખાનાની આસપાસ ન નાંખવી.

૧૮. આખાં દાતણ ગમે ત્યાં ન ફેંકતાં કચરાપેટીમાં જ નાંખવાં.

૧૯. પાટ, ડોલ ઇત્યાદિ કોઈ પણ વસ્તુ ઓસરીમાં ન રાખવી.

## આ પાયખાનાં વાપરવાની સૂચનાઓ

૧. જે ડોલ ઢાંકણવાળી છે તે પેશાબ અને બીજું પાણી ઢોળવા માટે છે.

૨. ઢાંકણ વિનાની ડોલ મળ માટે છે.

૩. પેશાબ અને મળ તેને માટે નકકી કરેલી ડોલોમાં જ પડવાં જોઈએ.

૪. મળત્યાગ કરી રહ્યા પછી મળ ઢંકાઈ જાય એટલી પૂરતી માટી અવશ્ય નાંખવી.

૫. પાટિયા ઉપર કે નીચે માટી વેરાવી ન જોઈએ, પાણી ઢોળાવું ન જોઈએ.

૬. પાયખાનામાં કોઈ પણ જાતની ગંદકી કરવી નહિ.

## ૬ મુતરડી વિષે સૂચના

૧. બહાર છાંટા ન ઊડે એવી રીતે પેશાબ કરવો.

૨. જે બાજુથી પેશાબ કરતા હો તે બાજુના ઢાંકણાના ઢાળ પર પેશાબ કરવાથી બહુ છાંટા ઊડતા નથી.

૩. પેશાબ કરી રહ્યા પછી ફરતું પાણી અવશ્ય રેડવું.

૪. કોઈ પણ જાતની ગંદકી કરવી નહિ.

## ૭ શૌચપેટી તથા મૂત્રપાત્ર વાપરવા વિષે સૂચનાઓ.

૧. મૂત્રપાત્રમાં પેશાબ કરી રહ્યા પછી થોડું પાણી અવશ્ય રેડવું.

૨. પેશાબ પાત્રની બહાર ન પડે એની ખાસ કાળજી રાખવી.

૩. મૂત્રપાત્ર ઉઘાડું ન જ રાખવું.

૪. શૌચક્રિયા કરતી વખતે મળમૂત્ર જુદાંજુદાં વાસણોમાં પડે તો સારું.

૫. શૌચપેટી વાપરતી વખતે પાણીનો બહુ જ ઓછો અને આવશ્યક ઉપયોગ કરવો.

૬. શૌચક્રિયા કરી રહ્યા પછી પૂરતી માટી અવશ્ય નાંખવી અને પેટી બંધ કરવી.

૭. ઓરડીમાં પાણી, માટી કે બીજી વસ્તુથી કોઈ પણ જાતની ગંદકી કરવી નહિ.

# પરિશિષ્ટ ૨

## સ્વચ્છતાનિરીક્ષણ

૧. મકાનોની અંદરની તેમજ બહારની બાજુએથી કાગળ, ઇ વગેરે કચરો વીણી લેવાવો જોઈએ.

૨. કચરાપેટીઓ રોજ સાફ થવી જોઈએ.

૩. રસોડા તથા બીજાં મકાનોની આસપાસથી કચરો સાફ થવો જોઈએ.

૪. દવાખાનું રોજ વળાવું જોઈએ.

૫. વાચનાલય રોજ વળાવું જોઈએ.

૬. જાજરૂ સવારે અને સાંજે બેવાર સાફ થવાં જોઈએ.

૭. મુતરડીઓનો પેસાબ અને જાજરૂઓનો મળ ખાડામાં જ દટાવો જોઈએ

૮. જાજરૂ અને મુતરડીઓ રોજ સવારે ધોવાવાં જોઈએ—પાટિયાં સુદ્ધાં.

૯. જાજરૂમાં હમેશાં પૂરતી માટી રહેવી જોઈએ એટલે કે ઓછામાં ઓછું અર્ધું ખાનું માટીથી ભરેલું હોય જ.

૧૦ કૂવા પરની કચરા માટે દાટેલી ડોલો રોજ સાફ થવી જોઈએ. થાળું રોજ ધોવડાવું જોઈએ. ગટર સાફ રહેવી જોઈએ.

૧૧. તમામ કચરો ગમે ત્યાં ન ફેંકતાં નિયત કરેલે એક જ સ્થળે રોજ બાળી નંખાવો જોઈએ.

૧૨. દર અઠવાડિયે નહાવાની ઓરડી, જાજરુ, મુતરડી વગેરેમાંથી જાળાં પાડવાં જોઈએ.

૧૩. સત્રમાં બેએકવાર જરૂખા અને ઓસરીની ઉપરના ભાગમાંથી તથા બાજુની દીવાલ પરથી જાળાં કાઢી નાંખવાં જોઈએ.

૧૪. વિદ્યાર્થીઓની ઓરડીમાં જાળાં ન હોવાં જોઈએ.

૧૫. ઓરડીનો કચરો ઓસરી કે ઝરૂખામાં ન નંખાતાં કચરાપેટીમાં જ નંખાવો જોઈએ.

૧૬. કાર્યાલયનો કચરો પણ કચરાપેટીમાં જ જાય.

૧૭. રસોડાના એઠવાડને ઠેકાણે પાડવાની વ્યવસ્થા દુર્ગંધ ન મારે એવે સ્થળે થવી જોઈએ.

૧૮. દૈનિક સ્વચ્છતા—સફાઈ ઉપર સતત નિરીક્ષણ રહેવું જોઈએ.

૯

# ગૃહપતિનું કામ અને છાત્રો સાથેનો ગજગ્રાહ

## ૧

શાળાના અધિપતિઓ તેમના વિદ્યાર્થીઓનું ભણતર માત્ર ધ્યાનમાં રાખતા રહે તોય ચાલે. પરંતુ છાત્રાલયના અધિપતિઓથી તેમ ન ચલાવાય. છાત્રાલયમાં જીવનનાં સર્વ પાસાં ઘડાય છે; તે યથાયોગ્ય ઘડાય છે કે નહિ તે ગૃહપતિએ જોવું જોઈએ છે. એટલે તેને તો છાત્રોના જીવનનાં બધાં અંગોનું, વ્યક્તિવાર, સહૃદય જ્ઞાન હોવું જોઈએ; તો જ તે છાત્રોમાં પ્રવેશ પામી શકશે.

કેટલીકવાર ગૃહપતિઓ છાત્રો બાબતનું જ્ઞાન પોલીસ-પદ્ધતિએ મેળવવા જાય છે. એટલે, છાત્રોમાંથી કેટલાકને પોતાના ગુપ્તચરો બનાવે છે. અને બીજી બાજુએથી કેટલાક છાત્રો ગૃહપતિને પોતાના સાથીઓની બાતમી આપે છે. એમાં કેટલીકવાર તેઓનો ગૃહપતિના વહાલા થવાનો ઇરાદો હોય છે. ખાસ કરીને જ્યાં ગૃહપતિ પાસેથી કાંઈ ખાટવાની લાલચ હોય છે કે ગુસ્સો વહોર્યાથી ભય હોય છે ત્યાં કેટલાક છાત્રો આવું હીણપદ કરવાનું શીખે છે. ઉભય પક્ષે આ વસ્તુ નિંદ્ય છે.

પણ એ ઉપરથી કહેવાનું પ્રસ્તુત એ છે, કે ઉપર જે જ્ઞાન ગૃહપતિએ મેળવવું જોઈએ એમ કહ્યું તે આ જ્ઞાન નથી. આ

જ્ઞાન તો છાત્ર અને ગૃહપતિ વચ્ચેના અનિષ્ટ ગજગ્રાહનું મૂળ છે. અને એવો ગજગ્રાહ ખેલવાનો એમાંથી કોઈનો ધર્મ નથી. જે જ્ઞાનની ઉપર આવશ્યકતા કહી તે જ્ઞાન તો છાત્રોના સર્વાંગીણ વિકાસની દૃષ્ટિએ ગૃહપતિના સહૃદય નિરીક્ષણ દ્વારા મળે છે. એને સારુ છાત્રના વ્યક્તિત્વને આદરપૂર્વક નિહાળવાનું હોય છે. એમ કરીને એને મદદ દેવાનો પ્રસંગ આવે ત્યારે યોગ્ય મદદ આપવાની શક્તિ મેળવવાની છે.

એથી, એમ પણ નથી સમજવાનું કે ગૃહપતિએ છાત્રને જ્યાંત્યાં, પ્રસંગ ઓળખ્યા વગર, મદદ દેયા કરવાની છે. એમ કરવા જતાં તો ઊલટું જ પરિણામ આવીને ઊભું રહે. કોણ પોતાના જીવનમાં વગરનોતરી દરમિયાનગીરી સહી શકે ? એવી દરમિયાનગીરી કરનાર આકરો લાગે અને પછી યોગ્ય અવસરે મદદ પહોંચાડવી ય અશક્ય થઈ જાય. એટલે એ બાબત તો એટલું જ કરવાનું હોય છે કે જ્યારે મદદ આપવાનો પ્રસંગ આવે —(અને તે બે રીતે બને: છાત્ર તેની મૂંઝવણ લઈને આવે ત્યારે; અથવા અકારા લાગ્યા વિના પહોંચવા જેટલો ગૃહપતિ જીવનકુશળ હોય.)—ત્યારે છાત્રના જીવનની એટલી ઓળખ ગૃહપતિ પાસે હોવી જોઈએ કે જેથી તેને મદદ આપીને તેનો સદાનો વિશ્વાસ પામી શકાય.

આવા પ્રકારનું જ્ઞાન મેળવ્યા વિના, મને લાગે છે, કે છાત્રાલયનું તંત્ર યોગ્ય રીતે ચલાવવામાં અનેક મુશ્કેલીઓ આવવાની. આવા જ્ઞાનથી ગૃહપતિને અનેક જાતની આંખ આવી જાય છે. પ્રથમ તો એ ફાયદો થાય છે કે એ જ્ઞાનથી, છાત્રો સાથે સમાગમમાં આવવા જે નાજુકાઈ અને કુનેહ જોઈએ છે તે આપોઆપ આવવા લાગે છે. બે વચ્ચે ગજગ્રાહ થવાને તો ભાગ્યે જ સ્થાન રહે છે, કેમકે એકબીજાને ઠીકઠીક ઓળખતા થાય છે. એટલે, સજા કરવાના પ્રસંગો ઓછા થઈ જાય છે. અને એથી મહત્ત્વનો ફાયદો તો એ થાય છે કે દંડશાસ્ત્રના સૂક્ષ્મ વિવેકમાં તેને સૂજ પડે છે. અને આ મોટો ફાયદો છે. ગજગ્રાહનો ઉકેલની આમાં ચાવી રહેલી છે.

૨

છાત્ર અને ગૃહપતિ વચ્ચેનો ગજગ્રાહ બેઉ તરફી અજ્ઞાન અને અવિચારમાંથી જન્મે છે. અને તે ગજગ્રાહનું બળ બેઉ તરફની બાતમીઓ દ્વારા સંગ્રહાય છે. ગજગ્રાહ ચાલે ત્યારે બધાં કામો બાજુએ મૂકીને એક જ કામ કરવાનું હોય છે: છૂપી વાતો મેળવતા રહેવું; તેને વાગોળતાં રહેવું; અને એક પક્ષે જે કર્યું તેથી ઊલટું કરવાના વ્યૂહ રચતા રહેવું. આ બધાના પાયામાં પોતાના ખરા કામનું અજ્ઞાન અને ગમે તેવી વાતો પરથી નિર્ણયો બાંધવાનો અવિચાર છે. અને પછી આખો કજિયો ચક્રદોષમાં આવીને પડે છે.

આમાંથી એક જ ઉગારો છે કે કોઈ એક પક્ષે પોતાનાં અજ્ઞાન અને અવિચાર છોડવાં. વધારે સમજુ પક્ષ એ કરે એ નિર્વિવાદ છે. એટલે આવા અનિષ્ટ ગજગ્રાહની સ્થિતિ માટે ગૃહપતિને જવાબદાર ગણવો જોઈએ. એક જ પક્ષ જોર કરે તો ગજગ્રાહ ન ખેલી શકાય.

આપણે એ પણ જોયું કે ગજગ્રાહનો બધો મશાલો ગુપ્તતામાં રહેલો છે. એ યાદ રાખવું જોઈએ કે એવા પ્રકારની ગુપ્તતા સર્પ સમાન ઝેરી અને રોગ સમાન ચેપી હોય છે. ગાંધીજીએ રાજકીય ક્ષેત્રમાં ગુપ્તતાના ત્યાગનો સિદ્ધાંત સફલ દેખાડયો છે. તેનો લાભ બીજાં અનેક ક્ષેત્રોમાં લઈ શકાય. ગૃહપતિથી ગુપ્તચર ન રાખી શકાય, અને છાત્રે ગૃહપતિના ભય કે લાલચને વશ થઈ ચાડી ખાતાં ન શીખવું જોઈએ. જે કાંઈ જાણવાની જરૂર લાગે તે યોગ્ય સ્થળેથી ઉઘાડી અને સ્વચ્છ રીતે મેળવવું જોઈએ. એમ મળી શકે છે; અને અનુભવથી દેખાશે કે એમ જે નથી મળી શકતું તેવું જ્ઞાન જ ઘણેભાગે ગજગ્રાહનું કારણ બને છે.

આ ગુપ્તતા બીજી રીતે એ વાંધાભરેલી છે કે ઉપર જે સહૃદય નિરીક્ષણની વાત આપણે જોતા આવ્યા એની એ વિઘાતક છે. આપણું પુસ્તક છાત્ર છે. છાત્રનાં કાર્યો એની લિપિ છે,

અને એનો ગૃહપતિની સાથે સમાગમ એ એની ભાષા છે. સહૃદયતા વિના, નથી એ ભાષા સાંભળવા મળતી કે, નથી એની લિપિમાં ગમ પડતી. અને સહૃદયતા અને ગુપ્તાઈ સાથે શી રીતે રહી શકે? જો છાત્રોનું વ્યક્તિત્વ નિહાળવું હોય તો તે જોવા મળવું જોઈએ. અને વ્યક્તિત્વ કાંઈ પેટીમાંનો સામાન નથી કે તેને ખોલીને જોઈ લેવાય. એટલે છાત્ર દેખવા દે તો તે દેખવા મળે. પણ ગુપ્તતાના વાતાવરણમાં, અસહિષ્ણુતાના ડરમાં, તથા સજાના ભયમાં છાત્રો પોતાપણું સંકોચે છે, અથવા તેને ઉઘાડવા ગુપ્ત સ્થળ, ગુપ્ત પ્રસંગ ખોળે છે. આ ત્રણે વસ્તુઓ સહૃદયતાની વિરોધી છે એ સમજાવવાની જરૂર નથી. એથી પણ ગુપ્તતા અને તેમાં રહેલી પરાયાપણાની ભાવના હાનિકારક છે.

૩

ઉપર કહ્યું કે છાત્રનાં કર્મો એના જીવનની લિપિ છે. એ બધાને જ માટે સાચું છે. પણ છાત્રની સરળતા જોઈને એને માટે સવિશેષ સાચું છે. છાત્રોના નિરીક્ષણની દૃષ્ટિએ એનાં કામો લિપિ છે, અને એના ઘડતરની દૃષ્ટિએ એ બધાં એનાં ઘટક છે. એમ બેઉ રીતે જોતાં એનાં કામોમાં કાંઈક યોજના, કાંઈક પૂર્વ સંકલના, કાંઈક શાસ્ત્રીય વ્યવસ્થા કરવી જોઈએ. તો છાત્રના ઘડતરને સર્વાંગીણ બનવા અનુકૂળતા આપી શકાય, અને ગૃહપતિને તેના ઘડતરનો ગજ મળી રહે. આ અર્થે છાત્રાલયોમાં કામોનું વૈવિધ્ય શાસ્ત્રશુદ્ધ યોજવું જોઈએ. માત્ર ભણતરની અનુકૂળતા માટે નહિ, પરંતુ છાત્રની બધી શક્તિઓની ખીલવણી માટે અનુકૂળતા હોવી જોઇએ. શાળા જે અનુકૂળતાઓ આપે છે એની પૂર્તિ કરવાનું છાત્રાલયને માથે છે. આ પૂર્તિમાં ઉદ્યોગ મુખ્ય અંગ હોવું જોઇએ કેમકે ઘણેભાગે આજે શાળાઓ તેને સ્થાન નથી આપતી. આથી કરીને જો છાત્રાલય સાથે શાળા પણ હોય છે તો વધારે ફાવે છે.

કામોની સવડ આપવા ઉપરાંત તેમની વ્યવસ્થા માટે છાત્રોને કેટલાક નિયમો દેખાડવાના રહે છે. બનવું તો એમ જોઈએ કે

પોતાનાં કામો ઓળખી છાત્રો આપોઆપ નિયમબદ્ધ થઈ જા
પણ આમ કરવું એ ખાવાપીવા જેવી સ્વભાવસિદ્ધ વસ્તુ નથ
અને ખાવાપીવામાં ય નિયમોના સંસ્કાર લેવાના હોય છે. એટ
નિયમો એ છાત્ર અને ગૃહપતિના ગજગ્રાહનું રમુજી ક્ષેત્ર થઈ પ
છે. આવી અથડામણમાં છાત્રો બૂમ પાડવા લાગે છે કે અમા
સ્વયંસ્ફૂર્તિ અને સ્વાતંત્ર્ય જોખમમાં છે, અને બેદા બળવા
બેઠી વાતોએ વળગે છે. ગૃહપતિ પોતાના વડીલપણાની, એટ
અજ્ઞાન બાળકો પરના પોતાના સ્વયંસ્થાપિત હકની, વાત કર
લાગે છે. સ્વાતંત્ર્ય અને સ્વયંસ્ફૂર્તિને નામે કેટલીકવાર છાત્ર
પોતાના સ્વચ્છંદો ય ઢાંકે છે, અને વડીલપણાના હકની રૂએ ગૃહપ
અને માબાપો પોતાના વહેમો ઘુસાડવા, અથવા કટાઈ ગયેલ
રિવાજો ચલાવવા માગે છે. છાત્રો માને છે કે ગૃહપતિ ગુલા
બનાવે છે; ગૃહપતિ માને છે કે છોકરાઓ નાદાની કરી
દુ:ખી થશે એ ન થવા દેવાનો પોતાનો ધર્મ છે. આવા ઝઘ
હમણાં હમણાં ખૂબ થવા લાગવાના. એના ઉકેલ સારુ ઉપ
જણાવી તે સહૃદયતા જ કામ લાગે છે. એ વિષે ઉપર કહ
આવ્યા છીએ એટલે અહીં પિષ્ટપેષણ નથી કર્યું.

૪

પણ આ ઝઘડાના વિષયમાંથી તરી આવતા એક તાત્ત્વિ
સવાલને આપણે છોડવો ન જોઈએ. ઉપર આપણે જોયું
ઝઘડામાં બેઉ પક્ષ પોતાનો તાત્ત્વિક વિરોધ રજૂ કરે છે. એન
તત્ત્વતઃ ઉકેલ શો હોય? એ વિચારતાં પહેલાં એને લગતી એક
વાતો ધ્યાનમાં લેવાની જરૂર છે.

એ યાદ રાખવું જોઈએ કે વિદ્યાર્થીનું ઘડતર ઉંમર સા
આવતું જતું નથી. તેને માટે સંસ્કાર પાડવા મથવું પડે
દરેક વિદ્યાર્થીના વ્યક્તિત્વને વિચારમાં રાખીને આપણને અમુ
ઘડતર તો સાધારણ અવિભાજ્ય અવયવ જેવું મળી આ
જેમકે, વિદ્યાર્થીમાં ઉદ્યોગ અને ચારિત્ર્ય, નિયમિતતા, કાર્ય
ઉકેલ, ખંત વગેરે. વિદ્યાર્થી અને ગૃહપતિનો આ વિષે તત્ત્વ

ન હોય. એટલે એ સંસ્કારો પ્રાપ્ત કરવા વિદ્યાર્થીએ તૈય રહેવું જોઈએ. માબાપ તથા શિક્ષકે એ બાબત તેની દયા ખા ન ઘટે. બેઉ પક્ષમાં આ સ્થિતિ બરાબર ન સમજાય તો કેટલી અથડામણ ઊભી થવા પામે છે. પોતાના ધર્મની ખરી સમ મેળવીને છાત્રે અને ગૃહપતિએ અથડામણ અટકાવવી જોઈએ છાત્રે પોતાની સંસ્કારપ્રાપ્તિ કરવાનું અંગીકાર કર્યું છે. ગૃહ પતિએ તે સતત અને નિયમિત ચાલે એ જોવું જોઈએ. ર કામમાં બેઉ એકપક્ષ જ છે. એટલે અહીં ગજગ્રાહ ઉચિત નથ છતાં જે જોવામાં આવે છે તે, મને લાગે છે કે, આવશ્યક અને એ ખેલવામાં કેળવણીકારનું કર્તવ્ય સમાયેલું છે.

જીવન ઘડવાનું કામ સતત અથડામણ વિના નથી બન એ અથડામણ આપણે જાતે જોઇ લઇને અંગીકાર કરીએ, આપણી આગળ ઊભી કરવામાં આવે. જીવનની કિંમતનું ભા થયે આ અથડામણ એની મેળે પ્રત્યક્ષ થાય છે. જીવનમાં આદર્શ તેની ચીવટ, તેને માટે ધગશ જ્યાં સુધી નથી આવતાં ત્યાં સુ જે સ્વયંસ્ફૂર્તિ હોય છે તેમાં અને પશુનીમાં ભારે ફેર ન પા શકાય, અને એમના વિના સ્વાતંત્ર્ય હોય છે તે સ્વચ્છંદમાં ખપે એવું હોય છે. આવી ચીવટ અને ધગશ વિના—પછી ગમે તેવા આદર્શને માટે હોય—વિદ્યાર્થીનું વ્યક્તિત્વ ખીલતું ન અને તેનાં સ્વયંસ્ફૂર્તિ અને સ્વાતંત્ર્યને પાંખો આવતી નથી. ર ધગશ ને ચીવટ તેનામાં ન ઊપજે ત્યાં સુધી વાતાવરણમાંથી જીવન-પોષણ મળે છે તેને તે વશ રહી વર્તે છે. વાતાવરણ ધગશ અને ચીવટ જેવાં હોય તેવાં આપોઆપ એનાં થ જાય છે.

સ્વતંત્ર પ્રજાઓના જીવનમાં અને વાતાવરણમાં એટલી બ ધગશ અને આદર્શનો વેગ હોય છે કે ત્યાંના વિદ્યાર્થીઓ તે બ ગળથૂથીમાં જ મેળવે છે એમ કહેવાય. વાતાવરણ જ એ વિદ્યુન્મય અને ક્રિયાશીલ હોય છે. આપણા જીવનમાં આ ગુલામી છે, અને તે માત્ર રાજકીય નહિ પરંતુ બીજા ક્ષેત્રો પણ. એવે પ્રસંગે સ્વયંસ્ફૂર્તિ ભૂલાવામાં પાડે અને સ્વાતંત્ર્ય ઉ

માર્ગે લઈ જાય. એટલે આપણે માટે તો સ્વાતંત્ર્ય અને સ્વયંસ્ફૂર્તિના મૂળમાં રહેલું જે જીવન તેની ક્રાંતિનો વખત છે. એને માટે ગજગ્રાહ ખેલવા છાત્રો અને ગૃહપતિને સ્વતંત્રતા હોવી જોઈએ. બેઉને એ ખેલવા સ્વયંસ્ફૂર્તિ થવી જોઈએ. છાત્રો ધારે તો આજે પ્રજાના હૃદયમાં ઉછળી રહેલા અનેક સવાલોના નિર્ણયો કરાવી શકે. ગૃહપતિ ધારે તો એ સવાલો છાત્રોની આંખ આગળથી ખસવા જ ન દે. આવી ખેંચતાણ, આવો ગજગ્રાહ (જો તેને કહેવાય તો, કેમકે આમાં તો બેઉ પક્ષ એક જ બાજુએ ખેંચનારા છે) આજની સ્થિતિમાં અનિવાર્ય હોવો જોઈએ.

આ ગજગ્રાહમાં એટલું ધ્યાન રાખવું જોઈએ કે જે સહૃદયતા અનિષ્ટ ગજગ્રાહમાંથી આપણને ઉગારે છે તે જ સહૃદયતા આ ઈષ્ટ ગજગ્રાહનું ઈષ્ટત્વ છે. એ સહૃદયતા ગૃહપતિ પાસે હોવી જ જોઈએ. તો તે છાત્રોને દોરવા સમર્થ થાય છે, તો તેમનો વિશ્વાસપાત્ર બને છે, તો ગજગ્રાહની અનેક આંટીઘૂંટીઓ ઉકેલતાં એને આવડે છે.

આ ઈષ્ટ ગજગ્રાહમાં ગુમાઈને સ્થાન નથી. તેમાં તો વિચાર, દલીલ તથા વિવેક કામ આવે છે. અસહિષ્ણુતા તેમાં કાંઈ કામ નથી કરી શકતી, અને સજા તો નિષ્ફળ જ છે. આવો ગજગ્રાહ ખેલવા કોણ પહેલ કરશે?

ગૂજરાત વિદ્યાપીઠ
અમદાવાદ

મગન પ્રભુદાસ દેસાઈ

૧૦

# છાત્રાલયમાં ધર્મપાલન અને ધર્મશિક્ષણ

છાત્રાલયને અંગે ધર્મના શિક્ષણ અને પાલનનો વિચાર કરતાં પહેલાં ધર્મ વિષે થોડો સ્પષ્ટ વિચાર કરી લઇએ, એ જરૂરનું છે. ધર્મ શબ્દ વ્યાપક અર્થમાં પણ વપરાય છે. અને સંકીર્ણ અર્થમાં પણ વપરાય છે. તેનો વ્યાપક અર્થ મનુષ્યોની ફરજ એવો થાય છે. અને સંકીર્ણ અર્થ એ ફરજને પહોંચી વળવાને ભિન્ન ભિન્ન પ્રકારના વિધાનોનું આચરણ એ છે.

છાત્ર, સમાજનું અંગ છે, અને ભવિષ્યની ઉત્ક્રાન્તિની બધી જવાબદારી તેના ઉપર જ રહેલી છે. તેથી મનુષ્ય તરીકેની જે જે ફરજો હોય તે બધી તેણે અદા કરવી જોઇએ. એ ફરજોમાં મુખ્ય સત્ય અને સંયમ એ બે છે. સંયમમાં શરીરનું અને મનનું આરોગ્ય આવી જાય છે. અને સત્યમાં પ્રામાણિકપણું, પોતાની સ્થિતિનું ભાન, અન્યાયને ન સહી લેવાની વૃતિ અને મૈત્રીવૃત્તિ વગેરે સમાઈ જાય છે. આ વ્યાપક અર્થવાળા ધર્મનું પાલન કે' શિક્ષણ તો પ્રત્યેક છાત્રાલયમાં આવશ્યક છે. પણ એ શિક્ષણ ચોપડીઓ દ્વારા કે પ્રવચનો દ્વારા અપાય એવું લાગતું નથી. એ શિક્ષણ માટે તો શિક્ષકોનું આચરણ જ બસ છે, શિક્ષકો પોતાના ઉગ્ર આચરણથી છાત્રાલયની હવામાં એવું તત્ત્વ ભરી દે કે જેથી તે હવા લેનાર વિદ્યાર્થીઓમાં આપોઆપ એ વસ્તુ ઊગી નીકળે. લખવું તો ઘણું સહેલું છે. પણ આવું આચરણ ઘણું જ દુષ્કર છે. એ ગમે તેવું દુષ્કર હોય તોપણ એમ કર્યા સિવાય કોઈ પણ કાળે વિદ્યાર્થીઓમાં વ્યાપક ધર્મનું પાલન આપણે જોઈ શકીશું નહિ.

કેટલાંક છાત્રાલયોમાં વ્યાપક ધર્મના પાલન માટે માન્યતા પ્રમાણે જુદી જુદી બાહ્ય યોજનાઓનું પાલન કરાવવામાં આવે છે. જેમકે જૈન છાત્રાલયોમાં દેવપૂજાવિધિઓ પર સજ્જડ ભાર મૂકવામાં આવે છે. કેટલીક વાર એવું પણ હોય છે કે છાત્રાલયનો મંત્રી એમાંના નિયમો ન પાળતો હોય તો પણ છાત્રો પાસે તે નિયમોનું કડક પાલન કરાવવા મથે છે. રાષ્ટ્રીય છાત્રાલયોમાં બીજી વિધિઓ કદાચ નહિ હોય પરંતુ પ્રાર્થનાઓની અને ધાર્મિક પ્રવચનોની ભરમાર હોય છે. અને એ ભરમાર પણ દેવપૂજાદિ વિધિઓની જેમ રૂઢ થઈ ગયેલી હોય છે. બીજી કોમના છાત્રાલયોમાં એકાદશી, ગાયત્રી, સંધ્યા વગેરે વિધિઓના પાલન તરફ જ ખૂબ લક્ષ આપવામાં આવે છે. વિચાર કરતાં અને અને અનુભવથી પણ એમ જ જણાય છે કે જ્યાં શિક્ષકો અને છાત્રપતિ વ્યાપક ધર્મને સમજતા નથી હોતા, તેમ તેમના પોતાના આચરણ વિષે નહિ જેવુંજ લક્ષ રાખતા હોય છે ત્યાં ગમે તેવા બાહ્ય નિયમો કડક રીતે પળાવવાનો પ્રયત્ન થતો હોય તે બધો મડદાના શણગાર જેવો છે. કેટલીકવાર તો એવા કડક નિયમપાલનના પરિણામો ભયંકર આવે છે, અને આવેલાં પણ છે. તે પરિણામો એકવાર તો છાત્રને અમર્યાદ બનાવી ઉન્મત બનાવી મૂકે છે.

મને બીજાં છાત્રાલયોનો ખાસ અનુભવ નથી, પરંતુ જૈન છાત્રાલયો વિષે જરૂર હું કંઈક કહી શકું એમ છું. કેટલાંક વર્ષ પહેલાં એક જૈન સંસ્થામાં જૈન ગ્રંથો વિષે વિવેચન લખવાનું હું કામ કરતો હતો. તે સંસ્થામાં એવો નિયમ હતો કે પ્રત્યેક વિદ્યાર્થીએ દેરાસરમાં જઈ પૂજા કરવી જ જોઇએ. કેટલાક છાત્રો મૂઢભાવે આ વસ્તુનું પાલન કરતા. જે છાત્રો વિચાર શક્તિવાળા હતા તેઓની તે શક્તિએ આ નિયમને લીધે વિપરીત માર્ગ લીધો. તે માર્ગ પણ એવો કે જે નિયમને અનુરૂપ હતો. એટલે કે જૈન સંપ્રદાયમાં એવી માન્યતા છે કે હાડકાને અડનારાઓ મંદિરમાં જઈ પૂજા ન કરી શકે. આ વિધાનનો લાભ લઈ કેટલાક અંગ્રેજી વૈદું ભણનારા છોકરાઓ પોતાની પાસે હાડકાં

ભરેલી એક પેટી રાખી જ મૂકતા. અને આમ કરીને તેઓ મંદિરની બલામાંથી ટળી જતા. બીજો દાખલો એવો છે કે ગળ્યા સિવાયના પાણીથી જૈનો સ્નાન કરે એ એમની માન્યતાની વિરુદ્ધ લેખાય છે. એથી જૈન છાત્રાલયોમાં સામાન્ય રીતે નદી-સ્નાન કે સાગરસ્નાનનો નિષેધ હોય છે. વિદ્યાર્થીઓ મુંબઈમાં સમુદ્રકિનારે રહેનારા હોય અને તેમના ઉપર આવું નિયમન લાદવામાં આવે એનું પરિણામ અપ્રામાણિકતા પોષવા સિવાય બીજું શું આવે? કેટલીયે વાર મેં નજરે જોયું છે કે છાત્રો કોઈ ન જુએ એવે સમયે—એટલે સવારમાં વહેલા ઊઠીને સાગર સ્નાન કરીને ચૂપચાપ છાત્રાલયોમાં પેસી જતા. આ છાત્રો કંઈ નાના નહોતા પરંતુ કોલેજમાં ભણનારા હતા.

હું મારી પોતાની જ વાત કરું તો કાશીમાં બાર બાર વર્ષ રહેવા છતાં પણ ગંગાસ્નાનનો આનંદ હું અનુભવી શક્યો નથી. એકાદ વાર બાલટી તથા ગળણું સાથે લઈને ગંગાને ઘાટે નાહ્યો હોઈશ. પણ એમાં શો ઉલ્લાસ! સામે હજારો માણસો ગંગામાં ઉલ્લાસભેર તરતાં હોય અને આમ એક ખૂણે બેસીને નહાવામાં મઝા ક્યાંથી આવે? મને તો યાદ આવે છે કે જ્યારે હું આવી રીતે નહાવા ગયેલો ત્યારે ત્યાં સ્નાન કરનારાઓએ મને મુસલમાન કે ભંગી ગણેલો.

કેટલીક સાંપ્રદાયિક સંસ્થાઓમાં તે તે રૂઢ સંપ્રદાયનું શિક્ષણ આપવા માટે અમુક અમુક પુસ્તકો ચોક્કસ કરેલાં હોય છે. અને તે માટે વિદ્યાર્થીઓને એક સમય આપવો જ પડે છે. નહિ તો વિદ્યાર્થી સંસ્થામાં રહી ન શકે. ચલાવવામાં આવતાં પુસ્તકોની હકીકતો ઘણી એવી હોય છે કે જે બુદ્ધિ અને અનુભવથી બાધિત જેવી હોય. આવી સ્થિતિ છતાં વિદ્યાર્થીઓએ એ હકીકતોને માનવી અને પાળવી એ કઈ જાતના ધર્મનું શિક્ષણ છે એ સમજાતું નથી. ધર્મનું શિક્ષણ તો મનુષ્યને સ્વતંત્ર બનતાં શીખવે છે. એથી બુદ્ધિ અને અનુભવો વધતાં જ ચાલે છે. અને ખુશામતનું તો એ વિરોધી હોય છે. ત્યારે આ ચાલુ શિક્ષણ તો સંપ્રદાયની ખુશામતને પોષનારું છે, અને બુદ્ધિ અને અનુભવોનું લિલામ કરાવે

એવું છે. કેટલીક સંસ્થાઓનો નિર્વાહ આ જાતના ધર્મશિક્ષણ ઉપર જ ચાલે છે. વિદ્યાર્થીઓ વિનયમંદિરો( હાઈસ્કૂલો )માં કે મહાવિદ્યાલયો( કોલેજો )માં ત્યાંના અભ્યાસક્રમને પહોંચી વળવા સતત મહેનત કરતા હોય અને એમ કરતાં તેઓને અવકાશ જ ન મળતો હોય તોપણ ઉપરના ધર્મશિક્ષણનો ભાર માત્ર સંસ્થામાં પૈસા આપનાર ખુશી રહે તે માટે તેમના ઉપર લાદવામાં આવે છે. આના પરિણામમાં કોઈ વિદ્યાર્થીમાં ધાર્મિક આચરણ તો દૂર રહ્યું પણ ધર્મનો શાબ્દિક અભ્યાસ સરખો પણ મળી શકતો નથી, અને સંસ્થાનો ઉદ્દેશ જે ધાર્મિક વિદ્વાનો ઉત્પન્ન કરવાનો હોય છે તે હમેશાં સાધ્ય સ્થિતિમાં જ રહે છે. બીજું વિદ્યાર્થીઓ માત્ર ધર્મશાસ્ત્રનો જ અભ્યાસ કરે એનું જ નામ ધાર્મિક શિક્ષણ અને એઓનો બીજા વિષયોનો અભ્યાસ કેમ જાણે અધાર્મિક ન હોય એવા ખ્યાલે સમાજમાં ઘર કર્યું છે અને તે હજુ પણ દૃઢમૂળ છે. જે સંસ્થામાં હું વિદ્યાર્થી તરીકે હતો તે સંસ્થાના સંચાલકે સંસ્થા માટે સમાજ પાસેથી પૈસા લેવાને આવી યુક્તિઓનો ઉપયોગ કર્યો હતો જેમકે—અહીંના વિદ્યાર્થીઓ હમેશાં ગરમ પાણી પીએ છે, ભોંય ઉપર સૂએ છે, બ્રહ્મચર્ય પાળે છે, કંદમૂળ વગેરે અભક્ષ્ય ખાતા નથી, મહિનામાં એકાદ ઉપવાસ, આયંબિલ, કે એકાસણ તો ચાલુ જ હોય છે. આવી યુક્તિઓથી પ્રેરાઈને સમાજ, સંસ્થાને પૈસા આપે છે, અને પોતે ધર્મ કર્યો એમ સમજે છે. આજે પણ જૈનોનાં છાત્રાલયો આવી જ યુક્તિઓ પર નભે છે. એટલે જૈનસમાજને શુદ્ધ શિક્ષણની કેટલી કિંમત છે તેનો ખ્યાલ સહજમાં આવી શકશે. બીજા બીજા સંપ્રદાયોની સંસ્થાઓમાં પણ જો આવું ન હોય તો પ્રશંસનીય છે. પણ સાંપ્રદાયિક સંસ્થાઓ આ જાતના વાતાવરણથી બચી શકવી મુશ્કેલ છે.

આ ઉપરથી કોઈ એમ ન ધારે કે ધર્મશિક્ષણ કે પાલનની જરૂર છાત્રાલયોમાં નથી. આતો ચાલી રહેલા ધર્મશિક્ષણની એક બાજુ બતાવી. હવે બીજી બાજુ પણ જોઈ લઈએ. ધર્મનું પાલન કે શિક્ષણ બીજી બધી સંસ્થાઓ કરતાં છાત્રાલયોમાં તો અત્યંત આવશ્યક છે. પણ તે આપવાની રીતમાં પરિવર્તનને

ઘણો અવકાશ છે જે આવશ્યક છે. જે છાત્રાલયો રાષ્ટ્રીય છે— એટલે જેમાં કોમી ભાવને જરા પણ અવકાશ નથી, એવાં છાલત્રાયોમાં આચાર્ય, ગૃહપતિ અને શિક્ષકો—એ બધાં ઉપરઉપરથી નહિ પણ સાચા હૃદયથી ધર્મપરાયણ હોવા જોઈએ. એ બધાંમાં ઉપર જણાવેલા વ્યાપક ધર્મનું પાલન જેટલું બને તેટલું ઉગ્ર, તેજસ્વી અને નિર્દંભ હોવું જોઇએ. નાનાં બચ્ચાંઓને ઉછેરીને તેમાં સુસંસ્કારો રેડવા માટે જેમ માતાપિતાએ સુસંસ્કારી વર્ત્તન રાખવું ઘટે છે તેવું જ વર્તન એ આચાર્ય વગેરેનું હોવું જોઈએ. આ ઉપરાંત શિક્ષણકામમાં જેમ ઇતિહાસ શીખવાય છે તેવું ધર્મનું શિક્ષણ હોવું જોઈએ. એટલે કે દરેક ધર્મના ઉદ્દેશો, પરસ્પર સમાનતા અને વિરોધ ન ઉપજાવે તેવી ભિન્નતા તથા ધર્મનો પ્રામાણિક ઇતિહાસ છાત્ર સામે રજૂ થવો જોઈએ. ટૂંકામાં વિદ્યાપીઠના ધ્યેયમાં જે એક ધ્યેય ભિન્ન ભિન્ન ધર્મો પ્રત્યે શિક્ષણની અને આચારની દૃષ્ટિએ રાખવામાં આવ્યું છે તે બરાબર વ્યવહારમાં મુકાવું જોઈએ.

હવે જે છાત્રાલયો કોમી ભાવનાવાળાં છે, એટલે કે જૈન-ધર્મનાં, વૈષ્ણવધર્મનાં, શૈવધર્મનાં, મુસલમાન કે પારસી ધર્મનાં છે તેઓનો પણ જો તેના છાત્રોને શુદ્ધ સંસ્કારી બનાવવાનો ઉદ્દેશ હોય તો વ્યાપક ધર્મનું શિક્ષણ તો ઉપર પ્રમાણે જ અપાવું જોઈએ, અને પોતપોતાના ધર્મનું શિક્ષણ માત્ર વિદ્યાર્થીને ધર્મના રીતરિવાજોનો પરિચય થાય એ રીતે એટલે જેમ આપણે ઇતિહાસ શીખવીએ છીએ તેમ હોવું જોઇએ. અને સાથે વિશ્વમૈત્રીનું ધ્યેય રાખીને બીજા બીજા ધર્મોનો પરિચય પણ એ રીતે જ અપાવો જોઇએ. બીજા ધર્મ તરફ તિરસ્કાર અને પોતાના ધર્મ તરફ વિશેષ આગ્રહ એ બન્ને મોળાં પડવાં જોઇએ, અને વિદ્યાર્થીઓને ધર્મના વિષયમાં જે જે પ્રશ્નો ઊઠે તેનો નિરોધ ન કરતાં શકયતા પ્રમાણે સમાધાન કરવું જોઈએ અને એ રીતે પોતાના સમાજમાં ‘કેળવણી આપવી એ જ ધર્મ છે.’ ‘માત્ર એકલાં ધર્મપુસ્તકોમાં જ ધર્મ છે એમ નથી,’ એ વસ્તુને વારંવાર લેખો દ્વારા અને પ્રવચનો દ્વારા સ્ફુટ કરવી જોઈએ—

એટલે સમાજમાં શુદ્ધ જ્ઞાનની દૃષ્ટિ જાગે અને તેનો પ્રચાર થાય. એ માટે પ્રબલ પ્રયત્નો કરવા જોઈએ. અને સંકીર્ણ વિધિવિધાનોનું નિયમન તો ન જ હોવું જોઈએ. કદાચ એ વિધાનો આચરવાનો આગ્રહ છાત્રપતિ કે ગૃહપતિ રાખે તો ભલે. પણ સંસ્થાના નિયમોમાં એનો ગંધ સરખો પણ ન હોવો જોઇએ.

જે જે નિયમો રાષ્ટ્રીય કે કોમી છાત્રાલયોમાં ધર્મના પાલન કે શિક્ષણને લગતા હોય તે વિદ્યાર્થીઓની માનસભૂમિકાને અનુસાર હોવા જોઈએ. આપણે જેમ આહારમાં પચી શકે એવા હલકા અને શરીરને બરોબર પોષણ આપે એવા ખોરાક તરફ પૂરતું લક્ષ રાખીએ છીએ તેમ ધર્મના નિયમો પણ વિદ્યાર્થીઓને પચે તેવા અને એઓની મનોભૂમિકાને અનુસાર ઘડાવા જોઈએ. પ્રત્યેક છાત્રાલયોમાં છેવટે વધારે નહિ તો એટલું તો આવશ્યક છે કે ત્યાંનો વિદ્યાર્થી વ્યવહારમાં મુકાતાં માત્ર ધાર્મિક ખોટી અસ્મિતાને લીધે જગત સાથે અથડાઈ પડે અને રાષ્ટ્રનો વિઘાતક થાય એ જાતની ધાર્મિક તાલીમ ન જ અપાવી જોઈએ.

આ માટે કેળવણીકારો ખૂબ મનન કરીને કંઇક રસ્તો કાઢશે એવી વિનંતિ કરીને વિરમું છું :

ગૂજરાત વિદ્યાપીઠ,
અમદાવાદ.

**બેચરદાસ જીવરાજ દોશી**

૧૧

## કોમી છાત્રાલય

વિચાર વાયુકાય છે. ગગનચુંબી ઉડ્ડયનો કરવાં કે ાતાળઊંડાં અવગાહનો કરવાં એ એને માટે નિમિષમાત્રમાં ાક્ય છે. પણ એ વિચારોને અમલમાં ઉતારવા એ એટલું ાહેલું કામ નથી. એને તો સૈકાઓ અને કેટલીકવાર તો યુગો ોઈએ છે. અને એટલા કાળને અંતે પણ વિચારો પોતાના ુદ્ધ યા મૂળ સ્વરૂપે ભાગ્યે જ અમલમાં આવી શકે છે. એને ૃથ્વીનાં જડતત્ત્વોમાં વ્યાપતાં અને એ તત્ત્વોને પોતાના પ્રાણે ાણવંતાં કરતાં અવનવાં સ્વરૂપો ધારણ કરવાં પડે છે.

એ ન્યાયે એમ ઇચ્છવું કે હિંદમાંથી ન્યાતજાતના અસ્તિત્વ, દંતર અદૃશ્ય થાય એ જેટલું સહેલું એટલું શ્રેય ભલે હોય અને ે દિશામાં આપણે જેટલા પ્રયત્ન કરી શકીએ એ જરૂર ાાવકારલાયક છે પરંતુ એ સ્વપ્ન સૈકાઓને અંતે, કદાચ ગોને અંતે પણ દૂરને દૂર ભાગતું જોય તો નવાઈ નહિ એટલું ાસ્તવિકતાની દૃષ્ટિએ આપણે સમજી લેવું ઘટે છે. એટલું સમજી ઇએ તો આપણા અમલી કાર્યક્રમમાં આપણે આપઘાતની કરાડ પર ન ઊભું રહેવું પડે, આપણને જોઈતી ધીરજ અને કાર્ય-ાળતા ખીલવવાને અવકાશ રહે.

આ દૃષ્ટિએ વિચારતાં ન્યાતજાત આ પૃથ્વીના પડ પર ાસ્તિત્વ ધરાવે છે ત્યાં સુધી એની ભૂંજર રૂપ અનેક કોમી સ્થાઓ કોઇને કોઈ સ્વરૂપમાં ચાલુ રહેવાની જ છે એ નિર્વિવાદ . પરંતુ કોમી છાત્રાલય એક એવી અર્થાત્ ન્યાતજાત રહે ત્યાં ધી ચાલે એવી સંસ્થા છે કે નહિ એ વિચારવું ઘટે છે. એ

એવી સંસ્થા ન હોય તો એને ટૂંક સમયમાં દફનાવી દેવા મજબૂત પગલાં લેવાં ઘટે છે અને જો એ એવી સંસ્થા હોય તો તેમાં ધીરે ધીરે બાહ્યાંતર શા શા ફેરફાર કરવાની તાત્કાલિક જરૂર છે એટલું જ વિચારવું ઘટે છે.

આ પ્રશ્નનો વિચાર કરતાં પહેલાં આપણે કોમી છાત્રાલયની ઉત્પત્તિ અને ઉપયોગિતા નિરુપયોગિતા વિચારી જવી જોઈશે.

પ્રથમ ઉત્પત્તિ વિચારીએ. અંગ્રેજોના આગમન પહેલાં કોમી છાત્રાલયોનું અસ્તિત્વ નહોતું એ સિદ્ધ વાત છે. એ અંગ્રેજી રાજ્યની અથવા પશ્ચિમની સંસ્કૃતિની આપણી સમાજ પરની અસરનું જ એક પરિણામ છે. અને એનું કારણ અંગ્રેજોના અમલથી અને સમસ્ત દુનિયાના વિચારપ્રવાહો સાથે પરિચય વધવાથી બંધાયેલું કેળવણી વિષેનું નવું દૃષ્ટિબિંદુ છે.

વિદ્યા એટલે મોક્ષ મેળવવા માટે જોઈતાં જ્ઞાન અને કળા એ ખ્યાલ હવે અતિ સંકુચિત મનાય છે. શાસ્ત્રી પંડિતો કે ભક્ત વૈરાગીઓનાં ભેજાં સિવાય અન્ય કોઈ મગજમાં વિદ્યા શબ્દથી અત્યારે સામાન્ય રીતે એવો ખ્યાલ ઊભો થતો નથી. એવી રીતે વિદ્વાન એટલે બ્રાહ્મણ, ભણવું એ તો બ્રાહ્મણનું કામ એવું પણ નથી રહ્યું. વિદ્યાને અત્યારે ન્યાતજાતનાં, કે આલોક પરલોકનાં બંધન નથી રહ્યાં. દરેક ન્યાત અને દરેક જાત દરેક વિષયની વિદ્યા મેળવી શકે છે. દરેક ન્યાત, અને દરેક જાત દરેક સાર્વજનિક શાળા મહાશાળામાં જઈ શકે છે. શાળા મહાશાળામાં જે ન્યાત કે જાતના વિદ્યાર્થીઓ વધારે હોય છે તે જ ન્યાત કે જાત સંસાર વહેવારમાં, રાજકારણમા, ટૂંકમાં જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં આગળ પડતો ભાગ લઈ શકે છે, અને તેની જ પ્રતિષ્ઠા થાય છે. કેળવણી વિના ઉદ્ધાર નથી એવા ચારે કોર ગગનભેદી પોકારો પડી રહ્યા છે. હિંદમાં અક્ષરજ્ઞાન ધરાવતા લોકોના ટકા અતિ અલ્પ છે એ હિંદની શરમનો વિષય મનાય છે.

પરંતુ કેળવણીની મોંઘવારીનો પાર નથી. જૂના જમાનામાં જેટલું મહત્ત્વ બ્રાહ્મણનું હતું એટલું જ અત્યારે ધનનું છે. બોલે બોલે પૈસા એ આ જમાનાનો જાપમંત્ર છે. ધન વિના પુરુષ

કન્યા ન મેળવી શકે એ સમજાય એવી વાત છે, ધન વિના આપણે ઘેર છપ્પર પલંગ અને ગાલમશૂરિયાં ન વસાવાય યા તો આપણે ઘેર ઘડિયાળાં ન વાગે, ગાડીઘોડા, વાડીવજીફા અથવા તો મોટર કે એરોપ્લેન ન હોય એ સમજાય એવી વસ્તુ છે. પરંતુ ધન વિના અર્થાત ગરીબને વિદ્યા–કેળવણી ન મળે એ તો પશ્ચિમની સંસ્કૃતિના આગમન પછી જ કદાચ હિંદના તો અનુભવમાં આવ્યું હશે. ગુરુસેવા અથવા તો ગુરુકૃપાથી સર્વ કાંઈ મેળવી શકાતું એ હવે જૂના જમાનાની વાત છે. અત્યારે તો ધન હોય તો જ સર્વ કાંઈ થઈ શકે છે–મેળવી શકાય છે. ધન હોય તો મોટામોટા ગુરુઓ–પ્રોફેસરો ઘેર બોલાવી શકાય છે. અને ધન હોય તો દેશ પરદેશની મોટામાં મોટી ‘યુનિવર્સીટીઓ’ અને ‘હોસ્ટેલો’માં અમનચમન કરતાં પણ વિદ્યા મેળવી શકાય છે. પારણામ એ આવ્યું છે કે કેળવણી જનતાના એકે એક મનુષ્યે લેવી જોઈએ, બધાએ ભણવું જોઈએ એ ખ્યાલ પુષ્કળ પ્રચાર પામ્યો છે પરંતુ એ ખ્યાલથી પ્રેરાઈ જેટલા ભણવા નીકળે છે એ બધાને ભણવું ધન વિના અતિ દુર્લભ થઈ પડ્યું છે.

આવી સ્થિતિમાં આધુનિક કેળવણીનો લાભ સમાજના વધારેમાં વધારે માણસોને આપવો હોય તો સામાજિક સંગઠનની પરમ આવશ્યક્તા છે. આપણા સમાજમાં ન્યાતજાત રૂપે ચાલ્યાં આવતાં જૂના જમાનાનાં સંગઠનો ચાલુ છે. એક કેળવણીકારે એક જગાએ લખ્યું છે એમ પોતાના કોમી કામ માટે માણસો જેટલા પૈસા આપે છે એટલા જાહેર કામો માટે તેઓ આપતા નથી. આવી સ્થિતિમાં દરેક ન્યાતો અને દરેક કોમો પોતપોતાનાં છાત્રાલયો ચલાવે અને પોતામાં વધારેમાં વધારે કેળવણીપ્રચાર કરે એ ન્યાતજાતપ્રધાન ભરતખંડ માટે કેળવણીપ્રચારનો જેટલો સ્વાભાવિક અને અનુકૂળ નિકાલ છે એટલો જ અનિવાર્ય અને સફળ નિકાલ છે. અને એ નિકાલ આપણા સમાજે પોતાની સ્વાભાવિક સમયસૂચકતાથી કાઢી લઈ અમલમાં મૂકયો છે. પરિણામે આજે આપણે જોઈએ છીએ કે લગભગ દરેક ન્યાત-જાતનાં કયાંક ને કયાંક વિશિષ્ટ છાત્રાલયો અને કેળવણી મંડળો

છે. શાળા મહાશાળાઓ સાથે જોડાયેલાં છાત્રાલયો કે હોસ્ટેલો જેટલા છાત્રો સમાવી શકે છે એટલા તેમના ખર્ચને પહોંચી વળનાર વર્ગમાંથી તેમને મળી રહે છે અને બાકીનો વર્ગ પોતપોતાના કોમી છાત્રાલયમાં રહે છે યા તો પોતાની કોમી સંસ્થાઓ તરફથી આર્થિક મદદ મેળવી લે છે.

આમ કોમી છાત્રાલયની ઉત્પત્તિ આપણી કેળવણીપ્રચારની વધેલી ધગશનું જ એક પરિણામ છે, પરંતુ એક વાર ઉત્પન્ન થયા પછી સંજોગો અનુસાર તેણે આપણે નથી ઇચ્છતા એવું કોમી સ્વરૂપ લીધું છે. સાર્વજનિક કેળવણીનું વલણ ન્યાતજાતનાં બંધનોને શિથિલ કરી તોડી ફોડી મેદાન કરી એક રાષ્ટ્રની રચના કરનારૂં છે. જ્યારે કોમી છાત્રાલયો તે તે કોમના સારાં માઠાં વિશિષ્ટ તત્ત્વો પોષનારાં, ન્યાતજાતની રૂઢિઓ કાયમ કરવા મથનારાં અને કોમીવાદ પોષનારાં બન્યાં છે. ગરીબ કોમોનાં છાત્રાલયો અનાથાશ્રમો જેવાં બન્યાં છે; જ્યારે ધનિક કોમોનાં છાત્રાલયો સરકારી 'હોસ્ટેલો' જોડે હરિફાઈ કરે છે. ક્યાંક તે કોમના અંદર અંદરના ઝઘડાના અખાડા બન્યાં છે. અને જ્ઞાતિમા ઝેરવેરનાં કેન્દ્રસ્થાન થઈ પડયાં છે. ધર્મના શિક્ષણને નામે એમાં અનેક ઢોંગ અને દંભને સ્થાન મળે છે એવી પણ સખત ફરિયાદ છે.

પરિણામે ભાવનગરમાં મળેલા છાત્રાલય સંમેલન વખતે શ્રી-છગનલાલ જોષી, શ્રી. નરહરિભાઈ પરીખ અને શ્રી. મોતીભાઈ અમીન જેવા રાષ્ટ્રપ્રેમીઓને કોમી છાત્રાલય વિરુદ્ધ મોરચા માંડવા પડયા હતા. શ્રી. છગનલાલ કહે છે:

જ્યારે દેશમાં હિન્દુ મુસલમાન ઐક્યની વાત થાય ત્યારે કેળવણીમાં રસ લેનારાઓ પોતાની કોમનાં છાત્રાલયોને સમૃદ્ધ કરવા પ્રયત્ન કરે એ એમની સંકુચિત વૃત્તિ બતાવે છે. નાતની સંસ્થા અત્યારે નિષ્પ્રાણ બની છે. આજે દેશના દરેકે દરેક મનુષ્યે રાષ્ટ્રની ઉન્નતિ તરફ ધ્યાન આપવું જરૂરનું છે અને નહિ કે પોતાની નાની કોમ તરફ આજે દેશના શ્રીમંતોએ પોતાની જ કોમનો નહિ પણ બીજી કોમનો પ્રશ્ન અને તેમ કરીને દેશનો પ્રશ્ન વિચારવો જોઈએ.

આજે કોમી છાત્રાલયો અનાથાશ્રમ જેવાં થઇ પડ્યાં છે. આજે કહેવાતી ઊંચી કોમો પોતાની જ કોમની ઉન્નતિ કરવામાં રોકાઈ રહે છે, તેથી આપણા પતિત ભાઈઓની શી દશા થઇ છે તેનો કોઈને ખ્યાલ સરખો પણ નથી. દેશનાં સાત કરોડ પતિતોનો વિચાર કોમી છાત્રાલયોને પોષણ આપનારાઓના મનમાં આવ્યો છે ખરો ? આજે તો શહેરમાં વસતી ઊંચી કોમના શ્રીમંતો પોતાની કન્યાને યોગ્ય વર મળે એટલા માટે કોમી છાત્રાલયોની સગવડ પૂરી પાડે છે.×

શ્રી. મોતીભાઈ કહે છે:

હું કોમી છાત્રાલયની વિરુદ્ધ છું. જ્ઞાતિઓને હું રાષ્ટ્રની એકતાને હરકત રૂપ માનું છે. આજે જ્ઞાતિઓ ઘટતી જવી જોઈએ તેને બદલે વધતી જાય છે. આજે કોમી છાત્રાલયો અનાથાશ્રમ જેવાં બની ગયાં છે અને તેમાં રહેનાર ગરીબ વિદ્યાર્થી ગરીબ જ રહે છે.

કોમી છાત્રાલયોમાં ધર્મના શિક્ષણને નામે અનેક ઢોંગ અને દંભને સ્થાન મળે છે. આવાં કોમી છાત્રાલયો મારફત સ્વતંત્ર પ્રજા નહિ બની શકે. કોમી છાત્રાલયો એ ગુલામી પોષવાના અખાડા છે.

કોમી છાત્રાલયનો એક બીજો ગેરલાભ છે અને કદાચ એ મોટ માં મોટો ગેરલાભ છે. તે એ કે કોમી છાત્રાલયથી દેશના જુવાનો જુદી જુદી ન્યાતના જુવાનો સાથે રહેતા, હળમળતા, એક બીજાના સંસ્કાર પામતા અને એક બીજાની ખામીઓ ટાળતા અટકે છે.

મોડર્ન રિવ્યુના વિદ્વાન અને અનુભવવૃદ્ધ તંત્રી લખે છે:

મોટા થઈને બધી કોમના લોકોને સાથે જ રહેવાનું છે અને પડોશી તરીકે તથા એક રાષ્ટ્રના અંગ તરીકે સાથે જ કામ કરવાનું છે તેથી ભિન્ન ભિન્ન ધર્મના વિદ્યાર્થીઓએ નાનપણથી જ એકઠા કેળવાવું જોઈએ, મિત્રાચારી બાંધવી જોઇએ, એકબીજાના સંસ્કાર પામવા જોઈએ, એકબીજાની ખામીઓ ટાળવી જોઇએ તથા ઉદાત્ત, સહિષ્ણુ ને વિશાળ હૃદયના થવું જોઈએ.*

---

× દક્ષિણામૂર્તિ પુ. ૧, પૃ. ૫૮૯

* As grown-up persons of all creeds have to live and work as neighbours and fellow-citizens, they should be educated together in their early years and form freindships, know each other's good points, rub off each other's angularities, and grow into liberal, tolerant, and broad-minded cultured persons by mutual emulation and limitation. — મોડર્નરિવ્યુ વો. ૩૯ પૃ. ૬૦૫

આ ટીકા ભિન્ન ભિન્ન ધર્મના વિદ્યાર્થીઓ વિષે જેટલી સાચી છે એટલી જ ભિન્ન ભિન્ન ન્યાતોના અને જાતોના વિદ્યાર્થીઓ વિષે પણ સાચી નથી એમ કહેવાય એમ નથી.

આની વિરુદ્ધ કોમી છાત્રાલયના પક્ષમાં નીચેનાં કથનો છે.

શ્રી. ખુશાલભાઈ પારેખ કહે છે:

"કોમી છાત્રાલયો એ ગુલામી પોષવાના અખાડા છે એમ કહેવું એ ઠીક નથી. કોમી છાત્રાલયમાંથી જેને માટે આખો દેશ અભિમાન લઇ શકે એવા સારા સારા પુરુષો નીકળ્યા છે. ડો જીવરાજ મહેતા અને શ્રી. કરસનદાસ ચીતળિયા વગેરેને કોમી છાત્રાલયોએ જ આપ્યા છે.

"કોમને ઉપયોગી શિક્ષણ તો કોમી છાત્રાલય મારફત જ આપી શકાય. વણિક કોમને વેપાર ઉદ્યોગનું શિક્ષણ અને વાતાવરણ તે કોમનાં જ છાત્રાલય મારફત વધારે સારું મળી શકે. ખેડૂતોને ઉપયોગી ખેતીના શિક્ષણની અનુકૂળતા પટેલ કોમનાં છાત્રાલય મારફત જ થઇ શકે. ઉપરાંત જ્ઞાતિના છાત્રાલયમાંથી જ્ઞાતિમાં બંધુભાવ અને પ્રેમભાવ વધે છે."

શ્રી. ઓધવજી હીરજી બધેકા કહે છે:

આખો હિંદુ સમાજ એક થઈ જાય અને તમામ જ્ઞાતિ ભેદ તુટી જાય એવું થતાં તો ઘણાં વર્ષો લાગશે. . . . એવું ન થાય ત્યાં સુધી તો કોમી છાત્રાલયો રહેવાનાં જ.

"કોમી છાત્રાલય નીકળે એમ નથી અને કાઢવાં એ ઠીક પણ નથી. કોમી છાત્રાલય થવાથી કોમની અને વ્યવહારની સરલતા થાય છે. અહીં એમ કહેવામાં આવ્યું છે કે શ્રીમંતો પોતાની જ કોમને મદદ આપે છે એ યથાર્થ નથી. દાતાઓ પોતાની કોમમાં મદદ આપવા ઉપરાંત બીજી સંસ્થાઓને પણ મદદ આપે છે. આજે એકદમ કોમી છાત્રાલયો કાઢીનાખવાનો વિચાર કરવા કરતાં તેમાં શો ફેરફાર કરવો ઇષ્ટ છે એ વિચારવું જરૂરનું છે.

આમ આપણે કોમી છાત્રાલયની ઉત્પત્તિ અને સ્થિતિ અને તેથી થતા લાભ ગેરલાભોનું દિગ્દર્શન કરી ગયા છીએ. હવે મૂળ સવાલ પર આવીએ. કોમી છાત્રાલય શું એવી સંસ્થા છે કે ન્યાત જાત આ પૃથ્વીના પડ પર અસ્તિત્વ ધરાવે છે ત્યાં સુધી કોઈ ને કોઈ સ્વરૂપમાં અસ્તિત્વ ધરાવશે જ? કોમી છાત્રાલયની ઉત્પત્તિનું મૂળ કારણ આપણે બરાબર સમજ્યા હોઈએ તો આપણને એમ

લાગ્યા વિના નહિ રહે કે કોમી છાત્રાલય સ્પષ્ટતઃ એવી સંસ્થા નથી જ નથી. એ કેવળ ખાસ સંજોગોનું જ પરિણામ છે. એ સંજોગો બદલાય તો એવી જરૂર રહેજ નહિ અને કોમી છાત્રાલય આપોઆપ બંધ થાય.

એ સંજોગો બદલવા આપણે એમ તો નહિ જ ઇચ્છીએ કે ભણવાનો ઇજારો બ્રાહ્મણ જેવી એકાદ ઊંચ કોમને આપી દઇને આપણે મૂળ સ્થિતિ પર જઈએ. દુનિયામાં એ જમાના પછી ઘણા મહત્ત્વના ફેરફારો થયા છે અને એ નર્થા નકામા થયા કે નથી એળે જવા સર્જાયા. આપણે ભરતખંડમાં કેળવણી સાર્વત્રિક કરીશું જ. અમુક ધોરણ સુધીની કેળવણીનો લાભ જનતા સમસ્તને, જનતાની પ્રત્યેક વ્યક્તિને હસ્તામલકવત્ હોય એવું કરવાની તો આપણી મહા ઉમેદ છે અને રહેવાની જ.

આ મહા ઉમેદનો પરિપૂર્ણ અમલ સ્વરાજ્ય વિના અશક્ય છે. અને સ્વરાજ્ય દ્વારા એ ઉમેદ પાર પાડવાની અમલી વ્યવસ્થા ન થાય ત્યાંસુધી કોમી છાત્રાલય રહેવાનાં એ પણ ચોક્કસ છે. વસ્તુની આવશ્યકતા ન મટાડો ત્યાંસુધી તેની ઉત્પત્તિ અટકાવી શકાય નહિ.

એ દિવસ નજીક આવે એ માટે આપણે હમણાં તો નીચેના ધોરણોએ પ્રયત્ન કરવા રહ્યા.

૧. ધનિક કોમોનાં છાત્રાલયોમાં ઓછામાં ઓછા ૩૩ ટકા પછાત કોમના છાત્રો સ્વીકારાવવા મથવું.

૨. ગરીબ પછાત કોમનાં છાત્રાલયોને દરેક કોમે અને જાહેર કાર્યકર્તાએ મદદ આપી અનાથાશ્રમો જેવાં બનતાં અટકાવવાં.

૩. આ પ્રમાણે ગરીબ પછાત કોમનાં છાત્રાલયોને મદદ કરવાથી તે તે છાત્રાલયોમાં આદર્શ ફેરફારો કરાવવાનો, ધર્મને નામે ઢોંગ થતો અટકાવવાનો, સારામાં સારા ગૃહપતિઓ મેળવી આપવાનો ઇ૦ અધિકાર આપણને પ્રાપ્ત થશે. અને એ એવી રીતે ચાલશે કે કદાચ ધનિક કોમોનાં છાત્રાલયોને પણ એમાંથી શીખવાનું મળશે.

૪. ગરીબ પછાત કોમના વિદ્યાર્થીઓ માટે શિષ્યવૃત્તિ, ફ્રી, પુસ્તકો ઇત્યાદિની મદદ માટે જાહેર ફંડોની સંખ્યા વધારવા મથવું; તથા ગરીબ વિદ્યાર્થીઓ જાત મહેનત કરી સ્વાશ્રયી બની શકે એવા અમુક વખતના કામધંધાની અને ઉદ્યોગની વ્યવસ્થા કરવા મથવું.

૫. ખાસ જાહેર છાત્રાલયો કાઢવાં કે જ્યાં ગમે તે કોમના વિદ્યાર્થીઓ ઓછા ખર્ચમાં રહી શકે અને રાષ્ટ્રીય વાતાવરણમાં ઊછરે તથા ચારિત્ર્યવાન બને. આવાં છાત્રાલયની ઘણી જ ખોટ છે. શાળા મહાશાળાઓને લગતાં છાત્રાલયો હોય છે પરંતુ તે ખર્ચાળ હોય છે. તેનો લાભ સ્વાભાવિક રીતે જ અમુક શાળામાં ભણનારાને મળી શકે છે. આવા છાત્રાલય માટે જોઈતાં નાણાં ન મળે એવો ભય છે, પરંતુ છાત્રાલય સંમેલન વખતે આવાં જાહેર આદર્શ છાત્રાલયો સ્થાપવાનાં જોશપૂર્ણ આંદોલનો થાય, આવાં છાત્રાલયો સ્થાપવા માટે દરેક ક્ષેત્રમાં કાયમી મંડળ સ્થપાય અને શરૂઆત કરવામાં આવે તો જરૂર સ્થાપી શકાય. અને ઉપયોગી દરેક સંસ્થાને અત્યારે પૈસા મળી રહે છે એમ એને પણ મળી રહે. માત્ર કાર્યકર્તાને અભાવે જ આ ક્ષેત્ર લગભગ અણખેડાયેલું રહ્યું છે.

૬. કેળવણી અમુક ધોરણ સુધાની—વિનીત સુધીની તો સાવ સસ્તી થઈ જાય એવી વ્યવસ્થા કરવી.

આટલું કરીએ તો ટૂંક સમયમાં કોમી છાત્રાલયની જરૂર ઘણી ઓછી થઇ જાય. વણિક છાત્રાલયમાં વણિકો પેદા કરવાની કોઇ ખાસ વ્યવસ્થા થાય છે યા પાટીદાર છાત્રાલયમાં ખેડૂતો પેદા કરવાની કોઇ વ્યવસ્થા કે વાતાવરણ રચાય છે એ સાચું નથી. કેળવણી તો શાળા, મહાશાળા, વિદ્યાપીઠ કે પાઠશાળા જે આપે છે એ જ વિદ્યાર્થીઓ લે છે. છાત્રાલયમાં કોમ કોમની વિશિષ્ટ કેળવણી માટે લગભગ કશો જ પ્રબંધ નથી હોતો. ઘણે ઠેકાણે તો એ કેવળ સસ્તી વીશી યા સુખેદુઃખે પડી રહેવાના છાપરાની જ ગરજ સારે છે. શું પાટીદાર છાત્રાલયો કે શું વણિક છાત્રાલયો, સર્વ છાત્રાલયો, મેટ્રીકો, ગ્રેજ્યુએટો, વકીલો, દાક્તરો

અને સરકારી નોકરો જ પેદા કરવામાં રોકાયેલાં છે. ત્યાં રહેતા છાત્રો એથી કાંઇ પણ ભિન્ન બને છે તો તે, છાત્રાલયોને લીધે નહિ પરંતુ છાત્રાલયને જેની સાથે કાંઇ પણ સંબંધ નથી એવાં સ્વતંત્ર કારણોને લીધે જ. વિદ્યાપીઠ કે દક્ષિણામૂર્તિ ભવન કે એવી વિશિષ્ટ આદર્શો વાળી કેળવણી આપનારી સંસ્થાઓ સાથે જોડાયેલાં છાત્રાલયોમાં જ પરિસ્થિતિ અને પરિણામ જુદાં છે.

કોમી છાત્રાલયોથી કોમી સેવકો પેદા કરવાનું શક્ય છે અને રાષ્ટ્રને અવિરોધી એવી કોમી સેવા માટે તેવા સેવકો ત્યાં પેદા કરવામાં આવે તો તેમાં કશું હીણાપણું કે સંકુચિતપણું નથી. જ્ઞાતિઓ શ્રી. છગનલાલ ધારે છે એટલી નિષ્પ્રાણ નથી થઇ. દેશ આખામાં જેટલી નિષ્પ્રાણતા છે એટલી જરૂર જ્ઞાતિઓમાં અને એની વ્યક્તિઓમાં છે જ. બાકી જ્ઞાતિઓ હજી જીવતી સંસ્થાઓ છે. હજી જ્ઞાતિઓ મારફતે તો બારડોલી જેવા પરિણામકારક રણસંગ્રામો ખેલી શકાય છે. જ્ઞાતિઓ હવે કોમ પરકોમનું ખાવા માટે અમુક મર્યાદામાં અથવા સંજોગોમાં આંખ આડા કાન કરે છે એ એની નિષ્પ્રાણતાનાં નહિ પણ સપ્રાણતાનાં લક્ષણ છે. જ્ઞાતિઓમાં સુધારાનાં આંદોલનો, ફેરફારો અને ક્રાંતિઓ ન જ કરી શકાય એ આ દેશમાં તે તે વસ્તુઓ ન જ સાધી શકાય એના જેટલું જ નિરાશાવાદી કથન છે. દેશમાં અને જ્ઞાતિઓમાં સામાન્ય કેળવણી ઓછી છે. દેશની નવી પરિસ્થિતિ અને એની નવી જરૂરિયાતો સમજવા માટે જોઇતું જ્ઞાન જનતામાં ઓછું છે અને સાચા કાર્યકર્તાઓની ખોટ મોટી છે એથી જ દેશ પછાત છે, એવી જ રીતે જ્ઞાતિઓ પોતાની સંકુચિતતા મૂકી દેશસેવામાં વધારે ભાગ નથી આપી શકતી એનું કારણ પણ તે તે જ્ઞાતિઓની વ્યક્તિઓમાં ભરેલું અગાધ અજ્ઞાન જ છે. એ અજ્ઞાન દૂર કરી શકાય, ખૂણે ખૂણે અને હૃદયે હૃદયે જ્ઞાનના દીપકો પ્રગટી શકાય તો જ્ઞાતિઓ ભલે રદ ન કરી શકાય, એમને નવી જરૂરિયાતોને અનુસરતી તો જરૂર કરી શકાય. એમ કરવા માટે જ્ઞાતિ બહારના

કાર્યકર્તાઓની જેટલી જરૂર છે એટલી જ કદાચ જ્ઞાતિઓની અંદરના કાર્યકર્તાઓની પણ જરૂર છે. આપણા રાષ્ટ્રના માણસો દરેક ઉપયોગી—યુદ્ધોપયોગી (stratagic) સ્થળ પર નહિ બેસાડેલા હોય તો અણીને વખતે કદાચ તેની મોટી ભીડ પડશે. રાષ્ટ્રની ઉન્નતિ એટલે કોઈ કાલ્પનિક ઉન્નતિ નથી. રાષ્ટ્રના અંગે અંગની ઉન્નતિ એજ રાષ્ટ્રની ઉન્નતિ છે અને જો જ્ઞાતિ રાષ્ટ્રના—જનતાના એક અંગ તરીકે પોતાના વર્ગમાં રાષ્ટ્રોપયોગી વિચારો કે કેળવણી ફેલાવતી હોય તો તેને સંકુચિત દૃષ્ટિ ન ગણતાં આપણે એને ક્ષેત્ર મર્યાદા જ માનવી જોઈશે. એટલે જ્ઞાતિઓ અને જ્ઞાતિની સંસ્થાઓ પોતપોતાના ક્ષેત્રમાં રહીને પણ રાષ્ટ્રોપયોગી વિચારો ધીમે ધીમે પણ ફેલાવતી હોય તો તે આવકારલાયક માનવું જોઈએ અને તેના પર નજર રાખી રાષ્ટ્રને નુકશાન કરનારાં તત્ત્વો જ્યાં જ્યાં અને જ્યારે જ્યારે પેઠેલાં વા પેસતાં દેખાય ત્યારે ત્યારે તે ચીંધી બતાવીને તે તે નામશૂન્ય કરવા દેશસેવકોએ પ્રેરણા કરવી જોઈએ. એટલે કોમી છાત્રાલયોમાં પણ, એની જરૂર ન રહે ત્યાં સુધી, ગમે તેવા માણસો ન પેશી જાય, કાંઈકને કાંઈક રાષ્ટ્રસેવા કરવાની ઉમેદવાળા માણસો જ પ્રવેશ પામે એની ચોકી કરવી ઘટે છે. અને આપણે તે કરવાનો આધિકાર ગરીબ કોમોનાં છાત્રાલયોમાં તો સહેજે મેળવી શકીએ. કારણ ત્યાં પૈસા જ નથી. તે કોમો કોમી અપીલથી પણ નહિ જેવી આર્થિક મદદ કરી શકે છે. એ અમુક કોમના જ વિદ્યાર્થીઓને લે છે પરંતુ એમનો નિર્વાહ મુખ્યત્વે તો અન્ય કોમોના ઉદારચરિતોની આર્થિક મદદથી જ થાય છે.

જે કોમ પોતાના કોમી છાત્રાલય માટે પોતે જ પૈસા આપે છે તે જ પોતાની સકુંચિતતા યા રૂઢિમૂઢતા પોતાના છાત્રાલયના છાત્રોમાં પણ પળાતી જોવા તત્પર છે. પરંતુ શાળા મહાશાળામાં જે કેળવણી મળે છે અને જમાનાનું જે વાતાવરણ છે તે બધું જ તેની વિરુદ્ધ છે. ઇચ્છાએ કે અનિચ્છાએ પણ છાત્રો જુદી જુદી કોમોના છાત્રોના સંબંધમાં આવે જ છે, જુદીજુદી કોમના

ગુણદોષ નિહાળે જ છે અને ગ્રહણ પણ કરે જ છે. એટલે જમાના વિરુદ્ધનું જે કામ સાધવા ધનવાન કોમો પોતાના છાત્રાલય દ્વારા મહેનત કરે છે એમાં એને નિષ્ફળતા જ મળે છે. શ્રી. મોતીભાઈ અમીન જે ધર્મઢોંગ અને ધર્મદંભનો ઉલ્લેખ કરે છે એ પણ એ નિષ્ફળતાનું જ સૂચક છે. એ ધર્મઢોંગો અને ધર્મદંભો બુઝાતા દીપકોના છેલ્લા ચમકારા માત્ર જ છે અને જમાનાના ઘસારાથી એ મોડાવહેલા કોમી છાત્રાલયોમાંથી રદ થશે.

છાત્રાલયના જીવનની છાત્રના જીવન પર નિશાળ કે મહાવિદ્યાલય કરતાં સિદ્ધાંત કે આદર્શની દૃષ્ટિએ ભલે ગમે એટલી મોટી અસર હોય. અત્યારે કોમી છાત્રાલયો જે રીતે ચલાવાય છે એ રીતે એની અસર ઝાઝી નથી જ. નિશાળ કે મહાવિદ્યાલયની અસર જ સૌથી વિશેષ છે. અને કોમી છાત્રાલયમાં ભણતા છાત્રો પણ કોમી છાત્રાલયને એક અનિવાર્ય આપત્તિ તરીકે જ મોટે ભાગે સ્વીકારી લે છે. આમ કોમી છાત્રાલયો ગુલામી પોષવાના અખાડા છે એ કથનમાં પુષ્કળ અતિશયોક્તિ છે. એટલે સુધી કહી શકાય કે છાત્રોને શાળા મહાશાળામાં જે શિક્ષણ અત્યારે અપાય છે તેમાં જ એવી જાતના અખાડાનાં તત્ત્વો વિશેષ છે. અને જે મોટો ફેરફાર કરવાની જરૂર છે એ શિક્ષણને રાષ્ટ્રીય કરવાનો જ છે.

ગૂજરાત વિદ્યાપીઠ,
અમદાવાદ.

ચુનીલાલ પુ. બારોટ

## ૧૨

## રાષ્ટ્રીય છાત્રાલય

સામાન્ય રીતે બે જાતનાં છાત્રાલયો જોવામાં છે. શહેરોમાં કે મોટા ગામોમાં માધ્યમિક શાળા કે મહાવિદ્યાલયમાં ભણતા બહારના વિદ્યાર્થીઓને રહેવાની સગવડ કરી આપનારાં શાળાનાં પરિશિષ્ટરૂપ છાત્રાલયો અને જ્યાં કેળવણી પણ આપવામાં આવતી હોય એવાં સ્વતંત્ર છાત્રાલયો. બીજી જાતનાં છાત્રાલયો ઘણુંખરું કેળવણીમાં પ્રયોગો કરનારી પ્રયોગ શાળાઓ હોય છે અને એમાં રાષ્ટ્રીય કેળવણીનું કંઈક તત્વ રહેલું હોય છે. પ્રાચીન આશ્રમો—ઋષિકુળો અને ગુરુકુળો–તથા આજની હોસ્ટેલો એ બેની વચ્ચેની એવાં છાત્રાલયોની સ્થિતિ હોય છે.

આ બન્ને જાતનાં છાત્રાલયો કોમી અથવા સાર્વજનિક હોઈ શકે છે. (આ બે જાત ઉપરાંત બન્નેનું મિશ્રણ કરનારાં છાત્રાલયો પણ ઊપજતાં જોવામાં આવે છે પણ એ જવા દઈએ.) કોમી છાત્રાલયો જ્ઞાતિ અથવા સંપ્રદાયના ધોરણ પર રચાયલાં હોય છે. ખરું જોતાં એ જ્ઞાતિ છાત્રાલયો છે. એવાં છાત્રાલયો વિષે અહીં વિચાર કરવાનો ઈરાદો નથી.

આજે જે સાર્વજનિક છાત્રાલયો કહેવાય છે એ સર્વાંશે સાર્વજનિક નથી. એ છાત્રાલયો કદાચ એક મોટી કોમનાં કહી શકાય. એ જૈન કે પાટીદાર છાત્રાલય ન હોય તો હિંદુ કે મુસ્લીમ કે પારસી છાત્રાલય હશે પણ સાર્વજનિક તો નહિ જ. એટલે આજના સાર્વજનિક છાત્રાલયો સંપ્રદાય કે જ્ઞાતિની નહિ પણ ધર્મ કે કોમની સીમાવાળાં હોય છે.

તો રાષ્ટ્રીય છાત્રાલય કોને કહેવાય અથવા તે કેવું હોય?

રાષ્ટ્રીય કેળવણીના પ્રયોગો આપણે ત્યાં શરૂ થયા ત્યાર પછી છાત્રાલયોના પ્રયોગો પણ શરૂ થયા હતા. આર્યસમાજીઓના ગુરુકુળોનો એમાં સમાવેશ કરી શકાય.

પણ રાષ્ટ્રીય કેળવણીની ખરી શરૂઆત અથવા તો એની કસોટી ૧૯૧૯થી થઈ. એ વખતે કેટલીયે કહેવાતી રાષ્ટ્રીય સંસ્થાઓમાં ફેરફાર કરવા પડયા અથવા તેઓની ગણત્રી રાષ્ટ્રીય તરીકે થતી બંધ થઈ. રાષ્ટ્રની ભીડના વખતમાં જે કામ ન આવે તે સંસ્થા રાષ્ટ્રીય કેહેવાય જ નહિ.

રાષ્ટ્રીય શિક્ષણની સંસ્થા કેવી હોય એની કલ્પનાનો વિકાસ ત્યાર પછી બહુ ઝડપથી થયો. આજે આપણને એનો ઠીક ઠીક ખ્યાલ છે એમ કહી શકાય. દેશની આર્થિક, ધાર્મિક તથા રાજકીય સ્થિતિ ધ્યાનમાં રાખીને આખા દેશમાં વ્યાપક થઈ શકે અને દેશનાં બધાં બાળકો કે યુવક યુવતી સહેલાઇથી મેળવી શકે એવી કેળવણી —જ રાષ્ટ્રીય કહી શકાય. અને એવી કેળવણી જ્યાં આપવામાં આવતી હોય અથવા તેના પ્રયાસો અને પ્રયોગો જ્યાં થતા હોય તે જ રાષ્ટ્રીય શિક્ષણની સંસ્થા કહી શકાય. એ કેળવણી શાસ્ત્રશુદ્ધ તો હોય જ.

છાત્રાલય રાષ્ટ્રીય થવા માટે શું આવશ્યક છે એનો વિચાર હવે સહેલાઈથી થઇ શકશે.

આપણો જમાનો યુદ્ધનો છે એટલે શિક્ષણ સંસ્થાઓનો ઉદ્દેશ કેવળ સારા નાગરિકો બનાવવામાં જ પર્યાપ્ત નથી થતો પણ સાચા સૈનિકો અથવા સેવકો ઘડવાનું કામ પણ એ સંસ્થાઓનું જ છે.

શાળાના પરિશિષ્ટરૂપ જે છાત્રાલયો હોય અથવા જે સ્વતંત્ર છાત્રાલયો હોય તે બન્નેમાં રાષ્ટ્રીય છાત્રાલયને આવશ્યક ગુણો હોવા જોઈએ એટલે આપણે એ બે ભેદોને અહીં ન ગણીએ.

રાષ્ટ્રીય છાત્રાલયમાં હિન્દુ, મુસલમાન, પારસી તથા અન્ય કોમોના વિદ્યાર્થીઓ સાથે રહી શકે એવી સગવડ હોવી જોઈએ.

આમાં ઘણી મુશ્કેલીઓ આવે એમ છે, મુખ્ય તો ખાવા-પીવાની. મોટી શાળા કોલેજોની હોસ્ટેલો હોય છે એમાં હિન્દુ, મુસલમાન, પારસી બધા જ સાથે રહી શકે છે પણ એટલાથી જ એ રાષ્ટ્રીય બનતી નથી. એ વિદ્યાર્થીઓનાં રસોડાં કોમ પ્રમાણે જુદાં પાડવામાં આવેલાં હોય છે. શિક્ષણસંસ્થામાં એક સર્વ-સામાન્ય રસોડું હોય એ અત્યંત આવશ્યક છે. આને માટે માંસ ખાનારાઓએ તે છોડવું જ જોઈએ. માંસ છોડવું એમાં દયાધર્મ છે, એમાં કંઈ ધાર્મિક લાગણી ઘવાતી નથી કે આર્થિક કે રાજકારણી ભોગ પણ આપવો નથી પડતો એટલે જે જાતના ખોરાકમાં કોઈને બાધ ન આવતો હોય એવો ખોરાક એ રસોડામાં મળવો જોઈએ.

એ રસોડામાં બીજી મુશ્કેલી રસોઇયાની નડશે. હિન્દુ છાત્રાલયોમાં સામાન્ય રીતે બ્રાહ્મણ રસોઇયા હોય છે. રસોઇયા બ્રાહ્મણ હોય તેનો વાંધો નથી પણ તે એવા હોવા જોઈએ કે તેમને અંત્યજ અને બિનહિન્દુઓને પીરસવામાં વાંધો ન હોય. આવા બ્રાહ્મણો મળવા મુશ્કેલ છે. બ્રાહ્મણ સિવાયના રસોઇયાઓને હાથે જમવામાં હિન્દુ છાત્રોને વાંધો ન હોવો જોઈએ અને ન હોય તો બીજી ન્યાત કે કોમના રસોઇયાઓ રોકી શકાય. આને માટે માબાપો પણ તૈયાર જોઈએ, એટલે સામાજિક માનસમાં મોટો ફેરફાર થયેલો હોવો જોઈએ. આ બધું ન હોય ત્યારે એજ ઉપાય છે કે વિદ્યાર્થીઓએ જાતે પોતાનો ખોરાક રાંધી લેવો અથવા બ્રાહ્મણ રસોઇયા રાખવા પડે તો તેમણે રાંધી આપેલો ખોરાક વિદ્યાર્થીઓએ જાતે જ પીરસી લેવો. સામાન્ય હિન્દુ નોકર અંત્યજો કે બીજી કોમના વિદ્યાર્થીઓની થાળી પણ ન અજવાળે અને બીનહિન્દુ નોકર હોય તે બ્રાહ્મણ રસોઇયાને બીજી મદદ ન કરી શકે એટલે પોતપોતાની થાળી દરેક જણ અજવાળી લે. રસોઇયા કે નોકરો રાખવાજ ન પડે તો સૌથી સારું. રાષ્ટ્રભાવનાથી ભરેલા અથવા તે લેવા તૈયાર થયેલા જુવાનો આટલું તો સહેલાઈથી કરી લે. આમાં સ્વાશ્રયનાં પણ બીજ રહેલાં છે.

બધી જ કોમના વિદ્યાર્થીઓ એકત્ર રહેતા હોય તો તેમને પરસ્પરના સામાજિક જીવનનો પરિચય થાય અને એકબીજાની સૂગ પણ દૂર થાય. એકતાની ભાવના રાષ્ટ્ર આજે અત્યંત મહત્ત્વની ગણે છે અને તે પોષવાની રાષ્ટ્રીય છાત્રાલયોની ફરજ છે. અંત્યજો અને બીજા ગરીબ કોમોના વિદ્યાર્થીઓ પણ ઊંચ વર્ણના હિન્દુઓ સાથે રહેતા હોય તો અંત્યજોની સેવા કરવી સહેલી પડે અને અંત્યજો પર ઉપકારને ખાતર નહીં પણ મિત્રભાવે એમની સેવા થઈ શકે.

છાત્રાલય જીવન અને ભવિષ્યની દુનયાનું અથવા વાસ્તવિક જીવન વચ્ચે બરાબર મેળ હોવો જોઈએ. છાત્રાલય એ નાનકડી દુનિયા કે દેશ હોય. દેશનું એ નાનું સ્વરૂપ હોય. દેશથી ભિન્ન ન હોય.

આપણા દેશમાં ગરીબોની વસ્તી સૌથી વધારે છે. એવા ગરીબ દેશને છાજે એવું રાષ્ટ્રીય છાત્રાલયનું જીવન હોવું જોઈએ. એમ હોય તોજ ગરીબ વિદ્યાર્થીને પણ એ છાત્રાલય પોતાનો લાભ આપી શકે. એટલે ખાધાખર્ચ જેટલો બને એટલો ઓછો આવવો જોઈએ. ખોરાક સાદો હોય અને પદ્ધતિ બને એટલી સ્વાશ્રયી હોય, પૂરતી દેખરેખ અને વ્યવસ્થા રહેતી હોય તો ખર્ચ સહેજે ઓછો કરી શકાય. ગુજરાત બહાર ઉત્તર દક્ષિણ બન્ને બાજુએ ગરીબાઈ, સાદાઇ તથા સોંઘવારી વધારે હોવાથી ખર્ચ બહુ ઓછો આવે છે. ગુજરાતની સામાન્ય પ્રજા પાસે કંઈ બહુ પૈસો નથી પણ સાદાઇને બદલે શેઠાઈ અને સ્વાશ્રયને બદલે આળસ તથા પરાશ્રય વધારે છે. આ દૂર કરવાં જોઈએ.

પણ બહુ ઓછો ખર્ચ પણ ન આપી શકે એવી સામાન્ય પ્રજાની હાલત છે. એમને અભણ રહેવા દેવા જેટલા નિષ્ઠુર આપણે થઈએ તો આપણી કેળવણી કે આપણાં છાત્રાલયો રાષ્ટ્રીય નથી; કોમી ન હોય તો વર્ગીય (of the classes) છે. પૈસાદારોનું દ્રવ્ય ભેગું કરીએ તો પણ બધાને મફત કેળવણી ન આપી શકાય. એટલે આપણે દ્રવ્ય ભેગું કરવા ઉપરાંત દ્રવ્ય ઉત્પન્ન કરવું જોઈએ. આનો એકમાત્ર ઉપાય ઉદ્યોગ છે. જ્યાં ઉદ્યોગ છે ત્યાં સ્વાશ્રય તો પહેલેથી જ છે.

કેળવણીમાં ઉદ્યોગ દાખલ કરવો એ કેળવણીની દૃષ્ટિએ પણ મહત્ત્વનું છે. એથી ચારિત્ર્ય ઘડાય છે. કેમકે બધો વખત કામમાં રોકાયેલો રહે છે, માણસમાં સ્વાશ્રયનું માન ઉત્પન્ન થાય છે; અને જીવનની વાસ્તવિકતા સાથે સીધો પરિચય થાય છે. પણ કેળવણીમાં ઉદ્યોગ અથવા ઉદ્યોગયુક્ત કેળવણી એ તો એક સ્વતંત્ર વિષય છે એટલે અહીં એની ચર્ચા ન કરીએ.

છાત્રનો રોજનો ખર્ચ આઠ આના કરતાં વધુ ન જ હોવો જોઈએ અને ગરીબ વિદ્યાર્થીને એટલું કમાવાની સગવડ સંસ્થા તરફથી થવી જોઈએ. અભ્યાસના વખત બહાર વિદ્યાર્થી ઉદ્યોગ કરીને એ આઠ આના કમાઇ શકે એવું હોવું જોઇએ. આને માટે આખા છાત્રાલયમાં ઉદ્યોગમય વાતાવરણ હોવું જોઈએ. ઉદ્યોગ વિનાની કેળવણી અપૂર્ણ છે, અને કેળવાયેલા યુવકયુવતીમાં લૂણ ન હશે તો દેશમાં લૂણ ક્યાંથી હશે?

ઉદ્યોગમય વાતાવરણ ઉત્પન્ન કરવા માટે દરેક છાત્ર ઓછામાં ઓછા બેથી ચાર કલાક ઉદ્યોગ કરે એ આવશ્યક હોવું જોઈએ. ટ્યુશન કરીને પૈસા મેળવી લેવાની પ્રથા હાલની સામાન્ય શાળા કોલેજોમાં હોય છે અથવા ગરીબ વિદ્યાર્થીઓને એમની પાસે પૈસા લીધા વિના રાખવાની પણ ક્યાંક સગવડ હોય છે. પણ રાષ્ટ્રવ્યાપી ખોટ આમ પૂરી શકાય એમ નથી. છાત્રો ઉદ્યોગ કરે, રાષ્ટ્ર-પોષક ઉદ્યોગ કરે, એમાંથી કમાય તથા કેળવણી મેળવે. સંસ્થાને જરૂરી વસ્તુઓ છાત્રો ઉત્પન્ન કરે, સંસ્થાનું જરૂરી કામ છાત્રો કરે અને સંસ્થા તેના બદલામાં તેમને મહેનતાણું આપે. સંસ્થા-માં ઓછામાં ઓછા નોકરો રાખવામાં આવે. જીવનની પ્રાથમિક જરૂરિયાતો પૂરી પાડે એવા ઉદ્યોગો હોય, ખેતી હોય, ખાસ શક્તિ કે અભિરુચિવાળા છાત્રોને કંઈક મોટું કામ પણ સોંપાય. ઉદ્યોગની વીગતો અહીં આપવી એ આ નિબંધની મર્યાદાની બહાર છે પણ એની દિશાનો આપણે વિચાર કરીએ. રાષ્ટ્રવ્યાપી કેળવણી એ ગામડાંને અનુકૂળ હોવી જોઈએ અને સ્વરાજને અર્થે પણ એ હોવી જોઈએ. તેથી ગ્રામજીવનની જરૂરિયાતના બધા ઉદ્યોગો દાખલ કરી શકાય, અને ખાસ કરીને કાપડનો ઉદ્યોગ.

"વિદ્યાર્થીઓને માટે ખરી વિદ્યા એ જ છે કે હિંદુસ્તાનનો કાપડનો ભૂખમરો મટાડવો." એટલે ખેતી પછી, કપાસનાં કાલાં વીણવાથી ધોવાઈને ખાદી તૈયાર થાય ત્યાં સુધીની બધી ક્રિયાઓનો છાત્રાલયના ઉદ્યોગમાં સમાવેશ થાય. ખાદીના વેચાણમાંથી પણ પ્રામાણિકપણે થોડી કમાણી થઈ શકે અને એમાંથી વેપાર અને હિસાબનો પણ સારો અનુભવ મળી શકે.

રાષ્ટ્રીય છાત્રાલયમાં ધર્મ અને રાજકારણને કેટલું સ્થાન ?

ધર્મ એટલે સંસ્કૃતિ અને હૃદયની કેળવણી એ અર્થ કરીએ તો ધર્મને રાષ્ટ્રીય છાત્રાલયમાં સ્થાન છે, સંપ્રદાયને નથી. જેમ ઇતિહાસનો અભ્યાસ થાય તેમ સંપ્રદાયનો અભ્યાસ ભલે થાય. પણ વિદ્યાર્થી શુદ્ધ લાગણીવાળો બને, એની બુદ્ધિ કોઈ પણ જાતની લાગણીથી ડોળાઈ ન જાય તેમ જ એ દયા, સહાનુભૂતિ, ઉદારતા કે વીરતા વિનાનો શુષ્ક ગણુત્રાખોર વેપારી ન બને એ જરૂરનું છે. પોતપોતાના ધર્મ તથા સંસ્કૃતિનું દરેક વિદ્યાર્થીને ભાન થાય અને તેમાં ટકાવવા જેટલું કેટલું છે અને ફેંકી દેવા જેટલું કેટલું છે એ જોતાં તેને આવડવું જોઈએ. ધર્મ અને સંસ્કૃતિના વિકાસમાં પોતે બુદ્ધિપૂર્વકનો ફાળો આપી શકે એવો એ થવો જોઈએ. સહિષ્ણુતા એ ભારેમાં ભારે સંસ્કારિતા છે. પણ ધર્મની એકેએક વાત, પછી તે બુદ્ધિને અગમ્ય હોય, અથવા કાલાતીત હોય, તેને પવિત્ર માનીને ચલાવ્યે રાખવી એ તો અણઘડપણાની જ નિશાની છે. છાત્રો એકબીજાના ધર્મો તથા ધર્મભાવના પણ સમજે, તેને માન આપે, છૂટથી અને મીઠાશથી ટીકા પણ કરે (લડે નહિ એની સાવચેતી રાખે) અને વહેમો તથા કુરૂપતા દૂર કરીને સત્ય અને સુંદરતા વિકસાવે તો છાત્રાલયો સમાજનાં મોટાં સેવક બને.

રાજકરણ વિના તો આજે ચાલે એમ જ નથી. ભદ્રંભદ્ર ટ્રેઈનમાં બેઠા પછી શ્વાસ લેવાની કે પાણી પીવાની ના પાડે એ આપણને જેટલું હસવા જેવું લાગે તેટલું જ ભદ્રંભદ્રીય આજે વિદ્યાર્થીઓએ રાજકારણથી અલિપ્ત રહેવું જોઈએ એમ કોઈ કહે તે લાગે. આખા છાત્રાલયમાં શું ચાલી રહ્યું છે, તેમાં શા ફેરફાર

થવા જોઈએ, જે ચાલે છે એ બરાબર ચાલે છે કે નહિ વગેરે બાબતો જેમ દરેક છાત્ર જાણતો હોય, તેમ દેશમાં શું ચાલે છે, તેમાં પોતાનો ફાળો કેટલો છે, કેટલો હોવો જોઈએ, પોતાના હક્કો કેટલા છે, પોતાની સ્વતંત્રતા જળવાય છે કે નહિ વગેરે વાતોથી રાષ્ટ્રીય છાત્રાલયનો છાત્ર અજાણ ન જ રહી શકે. પોતાનો અભ્યાસ અને ઘડતર બરાબર થાય એની પણ ઉપેક્ષા ન થવી જોઈએ પણ રાષ્ટ્રના ઘડતર સાથે છાત્રાલયના ઘડતરને સીધો સંબંધ છે એનું બરાબર ધ્યાન રહેવું જોઈએ.

રાજકારણ અને ધર્મના પરિચય, અને જરૂર હોય ત્યાં, સીધા સંબંધદ્વારા છાત્રોને દેશની વાસ્તવિક પરિસ્થિતિનું ભાન થવું જોઈએ, તેનામાં દેશદાઝ અને દેશસેવાની ભાવના તથા નિશ્ચય જાગવાં જોઈએ અને સ્વમાન, સહિષ્ણુતા અને સ્વતંત્રતા એનામાં આવેલાં હોવાં જોઈએ.

રાષ્ટ્રીય છાત્રાલયમાં વ્યવસ્થાની બાબતમાં વિદ્યાર્થીઓ જાતે જ બધું કામ કરે એટલે તેમનું સ્વરાજ હોય એ તેમના વિકાસ માટે બહુ જરૂરનું છે. વિદ્યાર્થીઓએ છાત્રાલયની મ્યુનિસિપાલિટી જાતે જ ચલાવવી જોઈએ અને સ્વચ્છતાનું બધું કામ તેમણે જાતે જ કરવું જોઈએ. છાત્રાલયમાં ગૃહપતિ હોય તેમનું કામ વિદ્યાર્થીઓને સૂચના અને સલાહ આપવાનું રહે. ગૃહપતિનું સ્થાન પિતાના જેવું હોવાને બદલે મોટા ભાઈના જેવું હોય એ વધારે સારું છે. વિદ્યાર્થીઓની વ્યવસ્થા તથા દેખરેખ માટે એક ખાસ ગૃહપતિ રોકાય એના કરતાં વિદ્યાર્થીઓ જાતે જ બધું કામ કરે અને પોતાના શિક્ષકોમાંથી કોઈ ગૃહપતિનું બહુ ઓછું કામ બાકી રહે તે કરે. વિદ્યાર્થીઓને જવાબદારીનું કામ કરવા દેવાથી તેમનામાં ઘણી શક્તિઓનો વિકાસ થાય છે.

શાળા અને છાત્રાલય બન્ને મળીને એક આખી સમગ્ર સંસ્થા હોય ત્યાં શાળા અને છાત્રાલયના કેળવણીના આદર્શ અને માર્ગમાં અસંગતતા આવવાનો ભય નથી. આવી સંસ્થાઓ ધીમે ધીમે વિકાસ પામતાં આશ્રમનું સ્વરૂપ ધારણ કરે છે. મોટાં મોટાં ગુરુકુળોમાં ( residential universities ) શાળા અને છાત્રાલય

વચ્ચે બરાબર મેળ હોય તો ત્યાંનું જીવન અત્યંત સમૃદ્ધ થઈ શકે. વિદ્યાર્થીના સમયની વહેંચણી બરાબર થઈ શકે અને જેમ ઘેર રહીને ભણતા વિદ્યાર્થીઓ ઘરના તથા શાળાના બન્નેના સંસ્કારો પામી શકે છે તેમ છાત્રાલયના છાત્રોનું પણ બને. આમ હોય તો જ સ્વાશ્રય અને ઉદ્યોગ પણ દાખલ થઈ શકે.

એટલે છાત્રાલયના વિકાસની દિશા આશ્રમ તરફ હોય છે. (એની અધોગતિની દિશા વીશી તરફ હોય છે.) કૌટુંબિક વાતાવરણ, સામાજિક જવાબદારી, સ્વાશ્રય, ઉદ્યોગ, વિદ્યાભ્યાસ એ બધાંનો સમન્વય આશ્રમમાં થાય. આશ્રમ શબ્દ સાથેના ખરાખોટા કોઈ પણ પૂર્વગ્રહ આપણે મનમાં ન રાખીએ એ જરૂરનું છે. પણ શાળાઓમાં ઘરની સગવડ હોવી જોઈએ અને છાત્રાલયો સ્વતંત્ર શિક્ષણસંસ્થાઓ હોવાં જોઈએ એ બન્ને ઘોષનો એક જ અર્થ કરી શકાય કે શિક્ષણસંસ્થાઓમાં જીવનનો સર્વતોમુખી વિકાસ થવો જોઈએ. એવી સંસ્થાને જ આપણે આશ્રમ નામ આપીએ છીએ. રાષ્ટ્રીય છાત્રાલય સાચો આશ્રમ હોવો જોઈએ, અને જ્યાં સ્વતંત્રતાની તાલીમ મળતી નથી તે સંસ્થા રાષ્ટ્રીય નથી.

રાષ્ટ્રીય છાત્રાલયમાં નાગરિક અને સૈનિક બન્નેની તાલીમ મળવી જોઈએ. સ્પાર્ટન ડિસિપ્લિન એમાં હોય પણ સ્પાર્ટન પાશવતા એમાં ન હોય. મર્દની તાલીમમાં ઘરના માઇકાંગલા-પણાને જરાયે સ્થાન નથી તેમ જ તેમાં બેરેકની પાશવતાને પણ સ્થાન નથી. શરીરની શક્તિઓનો પૂરો વિકાસ થાય, સંયમપૂર્વક સંચય થાય પણ તે સેવા અને રક્ષણને અર્થે.

ઊર્મિઓની કેળવણી માટે છાત્રાલયમાં સંગીતને પણ સ્થાન હોય જ. જ્યાં શુદ્ધ સંગીત ન હોય ત્યાં કસરતશાળા જડતા અને પશુબળના અખાડા જ થઈ રહે છે. સંઘશક્તિ કેળવવા માટે કસરતમાં સંઘવ્યાયામ અને વ્યવસ્થિતતા માટે કવાયતની પણ જરૂર છે.

છેવટે, રાષ્ટ્રની પ્રત્યક્ષ સેવારૂપે પણ છાત્રાલયમાં કંઈક થવું જોઈએ. આપણા દેશની વસ્તીને શોભે એવું છાત્રાલયનું જીવન

હોવું જોઈએ. દેશની વસ્તી ગામડાંઓમાં છે એ યાદ રાખીને છાત્રાલયના જીવનની રચના થાય. આપણું મોટામાં મોટું કામ દેશની મુક્તિનું છે એટલે કેળવણીએ પણ પોતાની મહેનતનું ફળ દેશને ચરણે ધરી શકાય એવું પકવવું જોઈએ. યજ્ઞની ભાવના છાત્રોમાં હોવી જોઈએ અને તેને મૂર્ત સ્વરૂપ આપવા દરેક ખાદી તો પહેરતો જ હોય અને દેશની આગળ મૂકવામાં આવેલો યજ્ઞ પણ તે રોજ કરે—રોજ અમુક વખત અવશ્ય કાંતે.

કાંતવાને જેમ આપણે યજ્ઞ કહીએ છીએ તેમ બૌદ્ધિક વિષયોના અભ્યાસમાં હિન્દી ભાષા-રાષ્ટ્ર ભાષાનું—જ્ઞાન મેળવવું અને તેનો પ્રચાર કરવો એ યજ્ઞ છે. કાંતણ અને હિંદી એ બન્ને વસ્તુઓ શાળામાં ન હોય તો છાત્રાલય એ ખોટ પૂરે, જેમ શાળાની બીજી ઘણી ઊણપ છાત્રાલયને પૂરવાની હોય છે.

રાષ્ટ્રજીવનના વિકાસમાં કન્યાઓનું, સ્ત્રીઓનું સ્થાન આપણે ભૂલતા નથી. છાત્રાલયમાં એમનો કેવી રીતે સમાવેશ થઈ શકે? હજી તો આપણે સહશિક્ષણ સુધી જોઈએ એટલા પહોંચ્યા નથી. આજે તો એમને માટે જુદાં છાત્રાલયો કાઢીને આપણે કામ શરૂ કરી શકીએ. એ કેવાં હોય એ તો જુદો વિષય થયો પણ એમાં પણ રાષ્ટ્રીય તત્ત્વો તો હોય જ. પણ છોકરાઓનાં જુદાં અને છોકરીઓનાં જુદાં એ છાત્રાલયો જાતીય છાત્રાલયો ગણાય ને? આપણે બહુ પ્રામાણિક—logical—થઈએ તો એ જાતીય જ કહેવાય. બન્ને સાથે રહી શકે એવાં છાત્રાલયો તો સાચા આશ્રમો જ હોઈ શકે. એમાં પૂરેપૂરું કૌટુંબિક વાતાવરણ હોવું જોઈએ અને ઘરમાં છોકરાછોકરી સાથે રહે એ આપણે સ્વાભાવિક અને નિર્ભય ગણીએ છીએ એટલું સ્વાભાવિક અને નિર્ભય છાત્રાલયનું સહજીવન કરી શકાતું હોય તો જ આ બની શકે. આવું સાહસ પણ ખેડવા લાયક તો છે જ.

અહીં એક વસ્તુ સ્પષ્ટ કરવાની જરૂર છે. આ નિબંધમાં મૂકેલી એકેએક વસ્તુ જે છાત્રાલયમાં ન હોય તે છાત્રાલય રાષ્ટ્રીય નથી એવું અહીં પ્રતિપાદન કરવામાં આવ્યું નથી. કોઈ છાત્રાલયમાં ફક્ત મુસલમાન વિદ્યાર્થીઓ જ હોય, એકલા

હિંદુ વિદ્યાર્થીઓ જ કે એકલી છોકરીઓ જ હોય તેથી તે રાષ્ટ્રીય નથી એમ ન કહી શકાય. પણ એનું વલણ ચોક્કસ રીતે રાષ્ટ્રીય હોવું જોઇએ. શાળામાં, વેપારરોજગારમાં તથા બીજે કેટલેક સ્થળોએ બધા સાથે રહી શકે છે તો છાત્રાલયમાં ન રહી શકે એનાં કંઈ ખાસ કારણ નથી. જે હિંદુ છાત્રાલય, છાત્રાલયના ધારાધોરણ તથા વ્યવસ્થાને માન આપવા તૈયાર હોય એવા અંત્યજ કે બિનહિન્દુ વિદ્યાર્થીને લેવા તૈયાર ન હોય એ પૂરેપૂરું રાષ્ટ્રીય નથી જ. એ બહુ જ સારું છાત્રાલય હોઈ શકે, દેશમાં એવાં છાત્રાલયને મહત્ત્વનું સ્થાન પણ રહે પણ એ રાષ્ટ્રીય નથી.

રાષ્ટ્રીય છાત્રાલયની એક બાહ્ય પણ આવશ્યક શરત એ પણ છે કે જ્યાં સુધી દેશને સ્વરાજ નથી મળ્યું ત્યાં સુધી રાષ્ટ્રીય છાત્રાલયને સરકાર સાથે કોઈ પણ જાતનો સંબંધ ન હોઈ શકે, એ છાત્રાલયનો કોઈ પણ છાત્ર સરકારી શાળામાં ન જતો હોય અથવા સરકારી પરીક્ષા માટે તૈયારી પણ ન કરતો હોય.

છાત્રાલય એ શાળા માટે હોટેલ જ માત્ર નથી. છાત્રાલયનું સ્વતંત્ર વ્યક્તિત્વ છે એટલે છાત્રાલયજીવનની અસર જેટલી ઊંડી અને વ્યાપક થઈ શકે એટલી હોવી જોઈએ. શાળા કે કોલેજના સંસ્કારો જીવનમાં જેટલા ટકે છે એના કરતાં ઘરના કે છાત્રાલયના વધારે ટકે છે. ભણેલા લોકોના જીવનમાં સમાધાન નથી હોતું કેમકે તેમના જીવનમાં અભ્યાસ અને રહેણીકરણી વચ્ચે ક્યાંયે મેળ હોતો નથી. રાષ્ટ્રજીવનના વિકાસ માટે રાષ્ટ્રીય કેળવણીના પ્રયોગો થાય તેમાં માત્ર શાળાઓ જ રાષ્ટ્રીય હોય અને છાત્રાલયો ન હોય તો જીવનનો જૂનો અથવા ચાલુ વિસંવાદ કાયમ રહેશે. એટલે છાત્રાલયો પણ રાષ્ટ્રીય હોવાં જોઈએ અને તે કેવાં હોય એનો વિચાર છાત્રાલય સંમેલનના ક્ષેત્રની બહારનો ન ગણાય. આ નિબંધમાં બધી વીગતોમાં ઊતરવું બની શકે એમ નથી. આદર્શ છાત્રાલય કેવું હોય એનો ચિતાર પણ અહીં ન અપાય. પણ કેળવણીમાં જેમ રાષ્ટ્રીય કે શાસ્ત્રીય એ ભેદ કાલ્પનિક છે અને ખરું જોતાં રાષ્ટ્રીય કેળવણી શાસ્ત્રીય પણ હોઈ શકે તેમ અશાસ્ત્રીય પણ હોય અને એથી ઊલટું શાસ્ત્રીય કેળવણી

રાષ્ટ્રીય પણ હોય કે ન પણ હોય તેમ રાષ્ટ્રીય છાત્રાલય અને આદર્શ છાત્રાલય વચ્ચે ક્યાંયે વિરોધ નથી. રાષ્ટ્રીય છાત્રાલય એ આદર્શ છાત્રાલય નયે હોય અને આદર્શ છાત્રાલય પણ રાષ્ટ્રીય ન હોય એ બનવા જેવું છે. પણ ખરું જોતાં એમ હોવું જોઈએ કે રાષ્ટ્રીય છાત્રાલય આદર્શ છાત્રાલય પણ હોવું જોઈએ, શાસ્ત્રીયતાની દૃષ્ટિએ એમાં જરાએ દોષ ન હોવા જોઈએ. તેમ જ આદર્શ છાત્રાલય રાષ્ટ્રીય પણ હોવું જોઈએ. તેણે રાષ્ટ્રથી નોખો પડી ગયેલો વેદિયાપણાનો અખાડો કે કૂપમંડૂક ન બની જવું જોઈએ. કવિ, વૈજ્ઞાનિક કે પંડિત પાસેથી રાષ્ટ્ર જેમ સેવાની અપેક્ષા રાખે તેમ સંસ્કારિતાની સંસ્થાઓ પર પણ રાષ્ટ્રનો હક છે.

આ નિબંધ હવે ન લંબાવતાં બધા મુદ્દાઓ ફરીથી ગણાવી દઈએ.

રાષ્ટ્રીય છાત્રાલયમાં કોમ કે ધર્મનો પ્રતિબંધ ન હોય, ધર્મો તથા કોમોના પરિચય થાય અને સહિષ્ણુતા અને એકતા કેળવાય. સમાજના વાડા છાત્રાલયમાં ન ચાલે.

ગરીબમાં ગરીબ વિદ્યાર્થીઓ પણ એમાં રહી શકે એવી સગવડ હોય. તે હેતુથી જીવન સાદું, બહુ ઓછું ખર્ચાળ, સ્વાશ્રયી અને ઉદ્યોગપરાયણ હોય; ગરીબને તવંગરની ઈર્ષ્યા ન થાય એવી વ્યવસ્થા અને એવું વાતાવરણ હોય.

છાત્રાલયમાં રસોડું સર્વસામાન્ય હોય. વ્યવસ્થામાં વિદ્યાર્થીઓનું બને એટલું સ્વરાજ હોય.

શરીર, બુદ્ધિ અને હૃદયનો યોગ્ય પ્રમાણમાં વિકાસ થાય એવો જીવનક્રમ તથા અભ્યાસક્રમ હોય; કસરત—કવાયત અને સંગીત અવશ્ય હોય.

દરેક જણ ખાદી પહેરે અને રોજ કાંતે. સ્વદેશીની ભાવનાવાળો બને. હિંદીનું જ્ઞાન દરેકને થવું જોઈએ.

સાચા સ્વતંત્ર નાગરિકો અને સેવકો અથવા સૈનિકો પેદા કરવાનો રાષ્ટ્રીય છાત્રાલયના જીવનનો હેતુ હોય એટલે સ્વમાન, સ્વાશ્રય અને દેશદાઝ વિદ્યાર્થીમાં કેળવાય અને રાષ્ટ્ર તથા સંસ્કૃતિના વિકાસમાં એનો પૂરતો ફાળો હોય.

રાષ્ટ્રીય છાત્રાલયમાં કૌટુંબિક ભાવના વ્યાપેલી રહે અને બીજી કોઈ જાતની ખામીઓ એમાં ન હોય. આદર્શ છાત્રાલયના બધા ગુણો તો એમાં હોય જ.

સ્વરાજ એ દેશનો નિર્ધાર હોવાથી રાષ્ટ્રીય છાત્રાલય એ માટે પ્રયત્નશીલ રહે અને સ્વરાજ ન મળે ત્યાં સુધી સરકાર સાથે કોઈ પણ રીતે સંબંધ ન રાખે. મુક્તિને માટે જ બધી વિદ્યા, બધી સંસ્કારિતા અને બધું જીવન છે.

ગૂજરાત વિદ્યાપીઠ
અમદાવાદ

દિનકર કૃષ્ણલાલ મહેતા.

## ૧૩

# છાત્રાલય અને વ્યાયામ

સર્વાંગીણ રાષ્ટ્રીય વિકાસના આ દિવસોમાં બધા વ્યાયામ વિષે વિચાર કરતા થયા છે, એ એક સમાધાનની વાત છે. જેમ માણસની કિંમત તેનાં કામો ઉપરથી થાય છે, તેમ રાષ્ટ્રની કિંમત તેના છાત્રો ઉપરથી થાય છે. જે રાષ્ટ્રના છાત્રો બૌદ્ધિક ભાવ બતાવતા હોય, માનસિક દૃઢતા રાખતા હોય, અને શારીરિક ચીવટ ધરાવતા હોય, તે જ રાષ્ટ્ર ભવિષ્યમાં ફાવવાનું છે, એમાં શંકા નથી.

આ સંઘપ્રધાન કાળમાં છાત્રો પોતપોતાને ઘેર રહેવાને બદલે એક ઠેકાણે એટલે છાત્રાલયમાં ભેગા થાય છે, એ પણ કેટલીક સગવડ છે. એમનું વૈયક્તિક કે સામાજિક જીવન બંધાવા માટે આ એક સારી તક છે. એવે વખતે બીજી સારી ટેવો સાથે વ્યાયામ નિયમિત કરવાની ટેવ પાડીએ તો છાત્રોને અમાપ ફાયદો થાય. બૌદ્ધિક કે માનસિક બાંધા કરતાં શારીરિક બાંધો મજબૂત કરવો સુકર છે, એ બધાના અનુભવની વાત છે. જેમ સંગીત सद्यः फलति તેમ યોગ્ય વ્યાયામની સારી અસર તે જ ક્ષણથી દેખાઈ આવે છે.

વ્યાયામથી બુદ્ધિમાં મંદતા અને સ્વભાવમાં તુમાખી આવે છે એવો એક વ્યાયામ સામે આક્ષેપ છે. વધારે પડતો વ્યાયામ કરવાથી અથવા ભોજનને વધારે પડતો ન્યાય આપવાથી પહેલું પરિણામ આવેલું દેખાય છે. પણ ઉપરની બન્ને વસ્તુઓ યોગ્ય

પ્રમાણમાં થાય તો બૌદ્ધિક ઉત્સાહ વધેલો દેખાશે. અને વ્યાયામથી મેળવેલી શક્તિનો સેવાકાર્યમાં સદુપયોગ કરવાથી તુમાખી નષ્ટ થાય છે. વ્યાયામથી 'પોઝિશન' બગડે છે એવું કેટલાક 'ભલા' છાત્રોનું કહેવું છે! 'પોઝિશન' અને વ્યાયામનો કોઈ સંબંધ હોય તો એટલો જ છે કે વ્યાયામથી 'પોઝિશન' મળે છે.

વ્યાયામના ચાર પ્રકારો છે: (૧) પ્રાણાયામાદિ, (૨) નમસ્કારાદિ, (૩) મેદાની, (૪) મર્દાની. ચાર પુરુષાર્થ યોગ્ય પ્રમાણમાં સેવવાથી માણસનું જીવન સુપક્વ ફળની પેઠે જેમ સર્વાંગ-પરિપૂર્ણ દેખાય છે તેમ ઉપરના ચારે પ્રકારો યોગ્ય રીતે કરવાથી છાત્ર પણ સર્વાંગપરિપૂર્ણ થાય. વ્યાયામનો સમય સવારનો અર્ધો કલાક અને સાંજનો એક કલાક બસ થશે. સવારે પ્રાણાયામ અને આસનોનો કાર્યક્રમ રાખવામાં આવે. આસનોમાં નીચેનાં આસનો હોવાં જોઈએ: (૧) ઉષ્ટ્રાસન, (૨) અર્ધશવાસન, (૩) ઊર્ધ્વધનુરાસન, (૪) કટ્યાસન, (૫) ધનુરાસન. આવા વ્યાયામથી આરોગ્ય વધશે, ઉત્સાહ આવશે અને શરીરના બીજા સામાન્ય દોષો પણ જશે. પ્રાણાયામથી આયુષ્ય વધે છે. આપણામાં પરરાજ્યને લીધે જેમ ગુલામી વૃત્તિ સામાન્ય છે તેમ છાત્રોમાં કબજિયાતની તકરાર સામાન્ય હોય છે. આસનાદિ વ્યાયામથી આ તકરાર દૂર થવી જોઈએ.

પછીના ત્રણ પ્રકારો સાંજને માટે રાખીએ. એમાંથી જે વખતે જે અનુકૂળ પ્રકાર લાગે તે વ્યાયામ કરાવવો ઠીક છે, નમસ્કારાદિમાં દંડ, બેઠક, કુસ્તી વગેરેનો સમાવેશ થાય છે. આથી શારીરિક બળ વધે છે, શરીર પુષ્ટ થાય છે અને તે માણસ વ્યાધિમાંથી મુક્ત થાય છે. એવો વ્યાયામ સતત કરવાથી સ્નાયુઓ મજબૂત થાય છે અને તેને લીધે કામ કરવામાં ચીવટ આવે છે. મેદાની વ્યાયામમાં રમતો આવે છે. આટાપાટા, ખોખો, હુતુતુ, દોડપકડ, આવી આવી રમતો આ વ્યાયામમાં ગણી શકાય, આવી રમતોથી કસરત તો મળે જ છે, પણ તેની સાથે મનોરંજન, સામુદાયિક પ્રેમ, સમાજપ્રિયતા, ખેલાડીસહજ ઔદાર્ય આવે છે

અને છાત્ર સમાજસુખ અનુભવવા લાગે છે. છાત્રના જીવનમાં આવી રમતો મહત્ત્વની છે. આસનો, દંડબેઠક વગેરેમાં અને રમતોમાં આ ફેર છેઃ પહેલો વૈયક્તિક એટલે એક વ્યક્તિપૂરતો અને બીજો સામુદાયિક છે. વ્યક્તિને જેટલી વ્યક્તિત્વની તેટલી સામુદાયિકત્વની પણ જરૂર હોય છે.

છેલ્લા પ્રકારમાં કુસ્તી, લાઠી, ભાલા વગેરેનો સમાવેશ કરી શકાય. એમાંથી પહેલા બે નિરુપદ્રવી છે, એટલે એમનો સમાવેશ દરેક છાત્રાલયમાં થઈ શકે એમ છે. ભાલા વગેરેના શિક્ષણમાં, કળા છે. કુસ્તી અને લાઠીમાં યુક્તિ અને શિસ્ત વધારે છે.

એમ નિયમિત અને વ્યવસ્થિત રીતે છાત્રાલયમાં વ્યાયામ ચાલે તો છાત્રો પ્રથમ પ્રથમ કદાચ વખતસર આવતાં કંટાળશે, આવે તો પણ વ્યવસ્થિત વ્યાયામ નહિ કરે. પણ ગૃહપતિઓ એને વિષે ઉત્સાહ અને ચીવટ રાખે તો થોડા જ દિવસમાં છાત્રો વ્યાયામમાં રસ લેતા થશે અને ભવિષ્યમાં ગૃહપતિઓને જરૂર ધન્યવાદ આપશે.

ગૂજરાત વિદ્યાપીઠ,
અમદાવાદ

**રામભાઉ પૂર્ણજી પાટીલ**

## ૧૪

# છાત્રોનો નાણાંવ્યવહાર

આપણા ભણેલા લોકો સામાન્ય રીતે નાણાંવ્યવહારની બાબતમાં બહુ બેદરકાર હોય છે અને તેમાંય સરકારી કેળવણી દાખલ થઈ ત્યારથી તો ભણેલાઓમાં હિસાબની ચોકસાઈ બહુ ઓછી થઈ ગઈ છે. કેટલાક માણસો તો પૈસા વિષે ચોકસાઈ રાખવી, પોતાની પાસે આવેલા અથવા ખર્ચેલા પૈસાનો હિસાબ રાખવો એ વસ્તુને બહુ તુચ્છ માને છે, પોતાના દરજ્જાની નીચેની ગણે છે. સોંપેલા નાણાંનો કોઈ હિસાબ માગે તો પોતાનું અપમાન થયું ગણે છે. પરંતુ આ બાબતમાં ઊંડા ઊતરીને વિચારીએ તો જણાશે કે એમ માનનારા નીતિશાસ્ત્રનું એક મહત્ત્વનું તત્ત્વ વિસરી જાય છે. આપણી પાસે જાહેરનાં નાણાં હોય તેનો પાઈએ-પાઈનો હિસાબ આપણે આપવો જ જોઈએ એ વિષે તો મતભેદને અવકાશ જ નથી. પરંતુ આપણા પોતાના પૈસાનો પણ આપણે હિસાબ રાખીએ તો આપણામાં જે ચોકસાઈ આવે છે, જે કરકસર આવે છે, કયાં આપણે નિરર્થક ખર્ચ કરીએ છીએ અને કયાં આપણે કરવું જોઈએ તે ખર્ચ નથી કરતા, એનો જે ખ્યાલ આવે છે, તે બધું કોણ કહી શકશે કે નીતિની દૃષ્ટિએ મહત્ત્વનું નથી?

ઘેર રહેતા વિદ્યાર્થીને નાણાંનો વ્યવહાર કરવાનો પ્રસંગ ન આવે એવું બને પણ વિદ્યાર્થી છાત્રાલયમાં દાખલ થયો કે તરત જ તેના હાથમાં નાણાં આવવાનાં. એ નાણાંનો ચોક્કસ હિસાબ

રખાવવાની આપણને તક મળે છે. વિદ્યાર્થીને મહત્ત્વની કેળવણી આપવાની આવી સુંદર, સુલભ અને લાભદાયી તક કેળવણીકાર કેમ જતી કરે?

આ દૃષ્ટિએ વિચાર કરીને છાત્રાલયમાં નાણુંવ્યવહાર સહેલામાં સહેલી અને વધારેમાં વધારે ચોક્કસ રીતે કેમ ચલાવી શકાય તે દર્શાવવા નીચેની પદ્ધતિ રજુ કરવા હું પ્રેરાયો છું.

આ નાણાંવિષયક વ્યવહારનો વિચાર કરતી વખતે તેના બે મુખ્ય અંગો પાડવાં જોઈએ; એક વિદ્યાર્થી માટે આવતા પૈસા જમા રાખવાની વ્યવસ્થા અને બીજું તેના ખર્ચની નોંધ. વિદ્યાર્થી સારુ આવતા પૈસા માટે સારામાં સારી વ્યવસ્થા એ જ હોઈ શકે કે વિદ્યાર્થીના વાલીને સંસ્થા તરફથી એવી ખબર આપી દેવી જોઈએ કે તેમણે વિદ્યાર્થી મારફતે કાંઈ પણ રકમ મોકલવી નહિ. રકમ મોકલવાનો સઘળો વ્યવહાર સંસ્થા સાથે જ રાખવો. તેમજ વિદ્યાર્થીઓને પણ જણાવી દેવું જોઈએ કે તે ગૃહપતિને પૂછ્યા સિવાય કોઈની સાથે નાણાંની ધીરધાર ન રાખે. આમ હોય તો સંસ્થા વિદ્યાર્થીના પૈસા જમા રાખવાની જે વ્યવસ્થા કરે તે અધૂરી ન રહે. ઘણી વખતે એમ બને છે કે વિદ્યાર્થીઓનાં મા-બાપો અથવા વાલીઓ પૈસા વિદ્યાર્થી સાથે મોકલે છે. આમ હોવાથી વિદ્યાર્થી પોતાની સાથે આણેલી બધી રકમ સંસ્થામાં ન ભરે એવું પણ બને અને કોઈ વખતે ખાનગી રીતે પોતાની પાસે રાખેલી રકમમાંથી ચોરી થાય અથવા ખોવાઈ જાય તો વાલીઓ સંસ્થાને દોષ દે છે. પણ સંસ્થાને એવો દોષ દેતી વખતે વાલીઓએ જાણવું જોઈએ કે ચોરી થવાનું અથવા ખોવાઈ જવાનું કારણ પોતે તેમજ વિદ્યાર્થી છે. સંસ્થા વિદ્યાર્થીને પૈસા અનામત મૂકવાની વધુમાં વધુ સગવડવાળી વ્યવસ્થા કરી દે અને દરેક વિદ્યાર્થી તે વ્યવસ્થા મુજબ નાણાં મૂકે છે કે કેમ તેની તપાસ ગૃહપતિ કરી લે.

આ રીતે વિદ્યાર્થીઓ પોતાની પાસે કંઈ પણ ખાનગી રીતે ન રાખે એ જાતનું વાતાવરણ ઉત્પન્ન કર્યા પછી વિદ્યાર્થીઓની અનામત રકમ સંસ્થા કેવી રીતે સાચવે એનો વિચાર

કરવો જોઈએ. આગળ જણાવ્યું તેમ વાલી તરફથી રકમ સીધી જ સંસ્થાને મળતી હોય તો કામની સગવડ સારી રીતે સચવાય. તેમ છતાં વિદ્યાર્થી મારફતે રકમો આવતી હોય તો પણ તે સંસ્થામાં જ જમા મુકાવી જોઈએ. આ રીતે અનામત આવતી રકમો નોંધવા માટે પ્રત્યેક વિદ્યાર્થી દીઠ એક પાનું રાખી તેમાં તેનું ખાતું પાડ્યું હોય એવી ખાતાવહી રાખવી. જો કે આ ખાતાવહીમાં વિદ્યાર્થીના ખાતામાં રકમ સીધી જ જમા કરતાં પહેલાં આખા દિવસ દરમ્યાન થયેલી બધી રકમો એક કાચી નોંધ અથવા ડાયરીમાં નોંધાય અને પાછળથી જુદાજુદા ખાતે તે ખતવી નાખવામાં આવે તો સુગમતા થાય છે. વિદ્યાર્થી પાસે આ રકમની નોંધ રહે તે માટે બેંક પોતાને ત્યાં રકમો જમા મૂકનાર દરેક વ્યક્તિને એક પાસબૂક આપે છે તેવી જ રીતે સંસ્થાએ પ્રત્યેક વિદ્યાર્થી દીઠ એક પાસબૂક આપવી જોઈએ. તે ચોપડી ઉપર વિદ્યાર્થીનું નામ, ધોરણ, ઓરડીનો ક્રમાંક તેમજ તેના વાલીનું સરનામું લખવું જોઈએ. વાલીનું સરનામું લખવાથી વિદ્યાર્થીની ગેરહાજરીમાં પણ પત્રવ્યવહાર થઈ શકે છે. આ બૂકની ઉપરની બાજૂના જમણે ખૂણે તેનું ખાતું સંસ્થાની ખાતાવહીમાં જે પાને હોય તે પાનાનો ક્રમાંક લખવો; જેથી જરૂરી પ્રસંગે ખાતાવહી ખોલીને ચોપડીમાંની રકમો ખાતાવહીમાંની રકમો સાથે સરખાવી શકાય. આ ચોપડીમાં જમા મુકાયેલી અને વિદ્યાર્થીએ ઉપાડેલી રકમો નોંધવા માટે ખાનાં હોય. વળી જમા અથવા ઉધાર રકમ નોંધ્યા પછી શું બાકી રહે છે તે જણાવવા માટે જુદું ખાનું હોવું જોઈએ. છેલ્લા ખાનામાં પૈસા લેનાર અથવા ચૂકવનારની સહી કરવાની હોય. આ ચોપડીનો નમૂનો નીચે મુજબ હોઈ શકે.

| મિતિ | વીગત | જમા | ઉધાર | બાકી | સહી |
|---|---|---|---|---|---|
| | | | | | |
| | | | | | |

કેટલીક જગાએ વિદ્યાર્થી તરફથી આવેલી અનામત રકમો રાખવા માટે એવી વ્યવસ્થા હોય છે કે એક મોટું કબાટ અથવા ટેબલ બનાવી તેમાં દરેક વિદ્યાર્થીદીઠ જુદું ખાતું રાખવામાં આવે. ચોક્કસ ખાનામાં ચોક્કસ વિદ્યાર્થીની રકમ મૂકી રાખવામાં આવે છે અને ઉપાડે ત્યારે તેમાંથી આપવામાં આવે છે. આ પદ્ધતિમાં દરેક વિદ્યાર્થીની રકમ જુદીજુદી હોય છે અને તેથી મેળ મેળવતી વખતે દરેકના ખાતાનો જુદો મેળ મેળવી શકાય. પરંતુ આવી જાતના, રકમો જુદી મૂકવા સુધીના વિભાગ પાડવ એ વધારે વીગતમાં ઊતરવા જેવું છે. અને તેમાં પણ જો કોઈ વખતે ભૂલથી રકમ એકને બદલે બીજા ખાનામાં મુકાઈ જાય તો તકલીફનો પ્રસંગ તો આવવાનો જ. માણસ પોતાના હિસાબના જેટલા વિભાગો પાડે તેટલા પૂરતી તેણે વિશેષ કાળજી રાખવાની હોય. આ કાળજીની જરૂર ત્યાં સુધી જ હોઈ શકે કે જ્યાં સુધી એનો પ્રમાણસર બદલો મળતો હોય. એથી વધારે ઊંડાણમાં ઉતરતાં કામ વિકટ બને છે. આ પદ્ધતિમાં આખી સિલકના ઉપર એકીવખતે નજરે રહેતી નથી તેથી એમ યોજના કરવી જોઈએ કે દરેક વિદ્યાર્થીની પાસબૂક ઉપર જણાવ્યા મુજબ જુદી રાખે પણ સિલક તો બધાંની ભેગી જ રાખે. આવી વ્યવસ્થામાં મુખ્ય ચીવટ તો રકમ આપતી કે લેતી વખતે તુરત નોંધ કરી લેવાની હોય છે અને જો હિસાબનીસ લેતી વખતે જમા કરે નહિ અને આપતી વખતે ઉધારે નહિ તો તેનું કામ ગમે એવી પદ્ધતિ હશે તોપણ મુશ્કેલ થવાનું. ઉપર જણાવ્યું છે કે વિદ્યાર્થીઓની સિલકની રકમ ભેગી રાખવી પણ જો આવી સંસ્થાના જ હિસાબનીસ મારફતે આ બધી લેવડદેવડનો વ્યવહાર થતો હોય તો ત્યાં તે સિલક સંસ્થાની સામાન્ય સિલક સાથે જ ભેળવી દેવી જોઈએ. જ્યાં તેનો વહીવટ જુદા માણસ મારફતે જ થતો હોય ત્યાં તેની સિલક જુદી રખાય તો સગવડ થાય. વિદ્યાર્થીના અનામતની ખાતાવહીમાં પણ જો હિસાબનીસ દરેક વિદ્યાર્થીના ખાતા ઉપરાંત એક વિદ્યાર્થી અનામત એવું ખાતું રાખે તો તેને સિલક મેળવવામાં સગવડ થાય, માત્ર ધ્યાન એટલું રાખવાનું

દરેક લેવડદેવડ વખતે તેણે વિદ્યાર્થીના તેમજ અનામત ખાતામાં એમ બન્ને જગાએ જમા અથવા ઉધારની નોંધ કરવી જોઈએ.

આ પ્રમાણે રકમો જ્યાં રાખવાની પદ્ધતિ વિચાર્યા પછી તે ઉપાડવાની વ્યવસ્થા વિષે વિચાર કરી શકે. આપણે આગળ જોઈ ગયા કે વિદ્યાર્થીની સાથે થતી લેવડદેવડોની નોંધ માટે બેંકની પદ્ધતિ મુજબ એક પાસબૂક રાખવી જોઇએ. રકમ આવે તે તો સીધી ડાયરી અથવા મેળમાં નોંધી લઈ તેના ખાતામાં જમા થાય તેમજ પાસબૂકમાં પણ જમા ખાનામાં લખાય. વીગતના ખાનામાં કોના તરફથી કેવી રીતે—રોકડા મનીઓર્ડરથી, ચેકથી કે હૂંડીથી. —મળ્યા તે લખવું. પણ દરેક વેળા રકમ ઉપાડતી વખતે જુદું જુદું કારણ હોય છે, જેમકે ભોજનખર્ચ, મુસાફરીખર્ચ, કપડાંખર્ચ, ઉછીના આપવા વગેરે. આથી રકમ કયા કારણથી ઉપાડી અને તે કેવી રીતે ખર્ચાઈ એ ગૃહપતિએ જાણવું જોઈએ. તેમ થાય તે સારુ નાણાં ઉપાડવા માટે બેંકની પદ્ધતિ મુજબ ચેકની વ્યવસ્થા કરવી જોઈએ (નમૂનો પા. ૧૩૭). બેંક ઉપર વિદ્યાર્થી ચેકનો અનુક્રમ ક્રમાંક તથા પોતાની પાસબૂકનો ક્રમાંક લખે તેમજ પોતે શા કામ સારુ પૈસા ઉપાડવા માગે છે તે જણાવે, અને નીચે સહી કરીને તે ચેક ગૃહપતિની પાસે લાવે. ગૃહપતિ ભરાયેલી વીગતો તપાસી લઈ બધું બરાબર લાગે તો પોતાની સહી કરે. જુદા માણસ મારફતે પૈસા ચુકવાતા હોય તો વિદ્યાર્થી ત્યાં જાય અને પૈસા મળ્યા છે એમ ચેક ઉપર લખાવી લઈ હિસાબની જરૂરી વીગતો તપાસી લઈ તથા પાસબૂકમાં ઉધાર કરી લઈ અને પોતાની ડાયરી અથવા નોંધમાં નોંધી લઈ વિદ્યાર્થીને રકમ ચૂકવી આપે. જ્યાં ગૃહપતિ જ પૈસા ચૂકવનાર હોય ત્યાં પણ ઉપર જણાવેલી પદ્ધતિ અમલમાં મૂકવી.

આ ઉપરાંત ભોજનખર્ચ, ઓરડીનું ભાડું, દીવાબત્તીનું ખર્ચ અને સંસ્થાની શાળા હોય તો વર્ગની ફી જેવી સંસ્થાને જ ચૂકવવાની રકમો હોય તેવી રકમો વિદ્યાર્થીના ખાતામાં તેમજ પાસબૂકમાં ઉધારી લેવી, પણ આ પ્રમાણે કરતા પહેલાં વિદ્યાર્થી પોતાને ખાતે ઉધારવાની રકમોની વીગતો જોઈ કાંઈ ભૂલ હોય તો સુધરાવી શકે એટલી વહેલી એને ખબર આપવી જોઈએ

અને આપેલી મુદત પૂરી થયે જ ઉપર મુજબ ઉધાર નોંધો કરી લેવી.

ઉપર વિદ્યાર્થીઓને રકમો ઉપાડવા માટે જે પદ્ધતિ જણાવી એમાં એક મુશ્કેલી એ આવે કે વિદ્યાર્થી પોતે જે કારણ આપી પૈસા ઉપાડે તે જ કામ માટે પૈસા ખર્ચ્યાં છે કે નહિ તેની દરેક સંજોગમાં પૂરી માહિતી ન મળે. પણ એ તો કોઈ પણ પદ્ધતિમાં મુશ્કેલી રહેવાની. કોઈ પણ પદ્ધતિ એવી સંપૂર્ણ ન હોઈ શકે જેમાં બધા સંજોગોમાં એક પણ અપવાદ સિવાય પૂરી માહિતી મળે. પણ સંસ્થા એવી પદ્ધતિ જરૂર અખત્યાર કરી શકે કે જેમાં આવા અપવાદોનો સંભવ ન હોય. આવી સ્થિતિ માટે જો સંસ્થા મારફતે જ એ ભંડાર ચલાવાય અને તેમાં વિદ્યાર્થીના સામાન્ય ઉપયોગની બધી વસ્તુઓ વેચાય તેમ જ તેને જોઈતી વસ્તુઓ ભંડારમાં સિલક રાખવામાં ન આવતી હોય તો તે મંગાવી આપવાની વ્યવસ્થા હોય તો કામ ઘણું સરળ થશે. અને તેમાં પણ તે ભંડારનો બધો વ્યવહાર ધાતુનાં સરકારી નાણાંને બદલે સંસ્થાનાં જ નાણાંમાં ચાલે તો વળી વિશેષ સરળતા થાય. જેવી રીતે સરકાર તરફથી જુદીજુદી રકમોની નોટો કાઢવામાં આવે છે તેવી જ રીતે સંસ્થા તરફથી એક પૈસાથી માંડીને એક રૂપિયા સુધીના પોતાના સિક્કાવાળા ધાતુના ટુકડા અથવા કાગળની ચિઠ્ઠીઓ કાઢવામાં આવે અને વિદ્યાર્થી સંસ્થા પાસેથી પોતાને જોઈતા ટુકડા અથવા ચિઠ્ઠીઓ ઉપર જણાવેલા ચેકની પદ્ધતિથી પોતાના ખાતામાં રકમ ઉધરાવી ખરીદી લે. આ સિક્કા અથવા ચિઠ્ઠીઓનું સંસ્થામાં ચલણ હોય. એમાં એવો પણ નિયમ હોઈ શકે કે ૧૬ વર્ષથી ઓછી ઉંમરના અથવા વિનયમંદિરના અમુક વર્ગોમા ભણતા વિદ્યાર્થીઓ અમુક રકમથી વધારે રકમની વસ્તુઓની ખરીદી કરવા માગતા હોય ત્યારે તેમણે તે સારુ ગૃહપતિની સહી લાવવી જોઈએ. આ પ્રમાણે વ્યવસ્થા કરવામાં આવે તો પછી કોઈ પણ સંજોગમાં સંસ્થાની અંદરની લેવડદેવડોમાં સંસ્થાનું નાણું વાપરવાનો જ નિયમ સંપૂર્ણ રીતે પાળવો જોઈએ. જો બન્ને જાતના સિક્કા ચલાવાશે તો દ્વિરાજ પદ્ધતિની

માફક યોજના નિષ્ફળ નીવડવાની. આ પદ્ધતિમાં એ પણ મોટો લાભ છે કે વિદ્યાર્થી પાસે સંસ્થામાં તો સંસ્થાના જ સિક્કા હોય એટલે કોઈ પણ ચોર તેને ચોરી જઈને પણ બદલામાં કાંઈ મેળવી શકે એમ ન હોવાથી ચોરીનું પ્રમાણ એકદમ અટકી જશે, બલ્કે નષ્ટ થશે. આ જાતનો વ્યવહાર હોવા છતાં પણ એવા દાખલા નીકળવાના કે જેમાં વિદ્યાર્થી અથવા તેના વાલી બજારમાંથી વસ્તુઓ ખરીદવાનો આગ્રહ રાખે. આવા પ્રસંગોએ પરિસ્થિતિ મુજબ ગૃહપતિએ નિર્ણય કરવો જોઈએ.

આ પ્રમાણે નાણાં મૂકવાની તથા ઉપાડવાની વ્યવસ્થા જોયા પછી તેની આવકજાવકનો હિસાબ વિદ્યાર્થી કેમ રાખે તે વિચારવું જોઈશે. રકમો જમા મૂકવા તેમજ ઉપાડવાની પદ્ધતિ ગમે તેટલી ઉત્તમ કરી શકાઈ હોય તોપણ જ્યાં સુધી વિદ્યાર્થીઓને હિસાબ રાખતાં નહિ આવડતો હોય અથવા તે નહિ રાખતા હોય ત્યાં સુધી ઉપર જણાવેલી બધી સગવડો નિરર્થક થઈ પડવાની. વિદ્યાર્થીઓને હિસાબ રાખતાં ન આવડતા હોય તો તે કેમ રાખવા તે બતાવવાનું અને ત્યારપછી તે બરાબર રીતે હિસાબ રાખે છે કે કેમ તે જોવાનું કામ ગૃહપતિનું હોવું જોઈએ. આ માટે અઠવાડિયામાં ઓછામાં ઓછો એક વખત હિસાબ તપાસવા જોઈએ અને તે વખતે વિદ્યાર્થીએ પૈસા ઉપાડતી વખતે જણાવેલાં કારણ મુજબ ખર્ચ કર્યું છે કે કેમ અને તે બરાબર રીતે નોંધ્યું છે કે નહિ તે જોઈ લેવું જોઈએ.

હિસાબની નોંધ માટે મેળની માફક જમા અને ઉધાર બાજુ લખીને ડાયરી અથવા નોટ વાપરવામાં આવે છે. આમાં કુલ જમા અને કુલ ઉધાર મળી શકે છે અને છેવટે કેટલી રકમ બાકી રહે તે પણ જોઈ શકાય છે. પણ વિદ્યાર્થીએ જુદેજુદે ખાતે કેટલું ખર્ચ કર્યું તે જાણવા માટે ખાતાવહી કરવી પડે છે અથવા કોઈ ચોક્કસ સમયે જુદા કાગળ ઉપર પૃથક્કરણ કરીને નક્કી કરવું પડે છે. પણ ખાતાવહીની અથવા તો ઉપર જણાવ્યા મુજબના પૃથક્કરણની મુશ્કેલી દૂર કરવા માટે હિસાબની ચોપડીઓ જ જે જે માર્ગે આવક થવાની હોય તે દરેકનું એકએક અને એક કુલ

જમા

| ... | છીના લીધા | છીના પાછા મળ્યા | બક્ષીસના | અનામત-માંથી ઉપાડયા | કુલ જમા | મિતિ કે તારીખ | વીગત |
|---|---|---|---|---|---|---|---|
| ૦ | | | | | ૨-૦-૦ | ૯ | પિતાશ્રી તરફથી મળ્યા |
| | | | | | | ,, | રેલ્વે ટિકિટ |
| | | | | | | ,, | મોટરભાડું તથા મજૂર |
| ૦ | | | | | ૭૦-૦-૦ | ૧૦ | પિતાશ્રીએ મોકલ્યા તે |
| | | | | | | ,, | અનામત ખાતે |
| | | | | ૭-૮-૦ | ૭-૮-૦ | ૧૧ | ભાડાની રકમ અનામતમાંથી. |
| | | | | ૨-૦-૦ | ૨-૦-૦ | ,, | વર્ગની ફી અનામતમાંથી |
| | | | | ૪-૦-૦ | ૪-૦-૦ | ,, | છાત્રાલયના સિક્ક અનામતમાંથી |
| | | | | | | | ભંડારમાંથી પુસ્તકો |
| | | | | | | | ખાદીનો ટુવાલ |
| | | | | | | | ત્રાક |
| | | | | | | | પૂણી |
| | | | | | | | સાબુ |
| | | | | ૧૦-૦-૦ | ૧૦-૦-૦ | ,, | ભોજનખર્ચ પેટે અનામતમાંથી |
| | | | ૨-૦-૦ | | ૨-૦-૦ | ,, | કાકા પાસેથી મળ્ય તે અનામતમાં |
| | | | | ૦-૪-૦ | ૦-૪-૦ | ,, | પુસ્તક બંધાવ્યાના અનામતમાંથી |
| -૦ | | | ૨-૦-૦ | ૨૩-૧૨-૦ | ૯૭-૧૨-૦ | | કુલ |

જમા બાજુનો સરવાળો ઉધાર બાજુના સરવાળા કરતાં આઠ આના વધારે છે કારણ

૧૨ ભોજનખર્ચ પેટે અનામત ખાતેથી
અપાયા ૧૦—૦—૦
કાકાને મળવા ગયો હતો ત્યાંથી મળેલા
છાત્રાલયમાં અનામત ખાતે મૂક્યા. ૨—૦—૦
પુસ્તક બંધાવેલું તેના અનામતમાંથી
ઉપાડીને આપ્યા ૦—૪—૦

આ ઉપરથી જોઈ શકાશે કે કુલ જમા તેમજ ઉધાર ઉપરાંત જુદેજુદે ખાતે કઈ કઈ રકમો છે. આ મુજબ હિસાબ રાખી વિદ્યાર્થી મહિને, ત્રણ મહિને, છ મહિને કે વર્ષે જુદાંજુદાં ખાતાંનો સરવાળો કરી પોતાની લેવડદેવડનું તારણ કરે, જે ગૃહપતિ તેમજ વાલીને પૂરતા પ્રમાણમાં માહિતી દર્શક થઈ શકશે.

એવું જોવામાં આવે છે કે પોતાના ગજવામાં જેટલા પૈસા હોય તે બધા પોતાની માલિકીના છે એવો ઘણા માણસોને ખ્યાલ હોય છે. આ ખ્યાલ મોટી ઉંમરના માણસોના મનમાં હોય છે તો પછી નાના વિદ્યાર્થીઓના મનમાં હોય એની શી નવાઈ! આ ખ્યાલ ન રહે તે સારુ ગૃહપતિએ વિદ્યાર્થીઓને સમજાવવું જોઈએ કે કોઈ પણ ચોક્કસ સમયને અંતે પોતાને જેટલું દેવું હોય તે બાદ કર્યા પછી જેટલું રહે તેટલું જ પોતાનું છે, તે જ રીતે જેટલું લેણું હોય અથવા સંસ્થામાં અનામત હોય તેટલું ઉમેર્યા પછી જે રકમ થાય તે પોતાની ગણાય.

આ જાતની સમજ વિદ્યાર્થીને શરૂઆતમાં આપી દીધી હોય તો તેની વિદ્યાર્થીઅવસ્થા દરમ્યાન તેમજ મોટપણે પણ તે લાભદાયી થઈ પડશે.

આ નિબંધમાં હિસાબ વિષે કેટલીક જગાએ ઝીણવટથી પણ વીગતોની ચર્ચા કરી છે તેનો હેતુ વિદ્યાર્થીઓ માટેનો અવિશ્વાસ નથી પણ હિસાબ અને નાણાં વિષયક વ્યવહારમાં કેવી અને કેટલી ચોકસાઈ તથા સાવચેતી રાખવી પડે છે તેનું દિગ્દર્શન કરાવવાનો છે. વિદ્યાર્થી હિસાબની બાબતમાં જેટલી ચોકસાઈ રાખતાં શીખશે અને જેટલા પ્રમાણમાં વ્યવસ્થિત થશે તેનો લાભ એને હિસાબ ઉપરાંત બીજાં ક્ષેત્રોમાં પણ મળ્યા સિવાય રહેશે નહિ.

આ નિબંધમાં જણાવેલી પદ્ધતિઓ સર્વ મુશ્કેલીઓ સંપૂર્ણ રીતે દૂર કરી શકશે એમ નથી. તેમાં તો વિદ્યાર્થીની સાથે નાણાં-વિષયક બાબતમાં ઓછામાં ઓછાં ઘર્ષણો કેમ થાય એ જ જણાવવામાં આવ્યું છે. જેમ ઘર્ષણ ઓછાં તેમ મુશ્કેલીઓ ઓછી અને એટલે અંશે થોડીઘણી તકલીફ વેઠીને પણ, સંસ્થાને તથા વિદ્યાર્થીને લાભ થવાનો, અને તેમની શક્તિ અનુત્પાદક બાબતોમાં વેડફાઈ જવાને બદલે કોઈ સંગીન કાર્યમાં વપરાવાની.

ગૂજરાત વિદ્યાપીઠ,
અમદાવાદ.

**જેઠાલાલ જીવણલાલ ગાંધી**

## ૧૫

# વિદ્યાર્થી અનામત વ્યવસ્થા

વિદ્યાર્થીઓ પોતાના ખરચને માટે પૈસા લાવે છે તેને અનામત રાખવાની વ્યવસ્થાનો વિચાર ગૃહપતિને, અનેક કારણો ધ્યાનમાં રાખીને, કરવો પડે છે. પ્રથમ તો એ કે તે ચોરાઈ ન જાય. એટલાં સારુ તેમને સુરક્ષિત રાખવા જોઈએ. જો વિદ્યાર્થીઓ પાસે રહે તો અંદરઅંદર ચોરી થવા સંભવ છે; અને બહારથી ચોર આવે તોપણ ડર રહે. તેમાંય નાના વિદ્યાર્થીઓ હોય ત્યાં આ બાબત ખાસ ડર રહે છે. તેઓ ખોઈ પણ નાંખે.

બીજું, નાના વિદ્યાર્થીઓનાં માબાપ ઇચ્છે કે તેમના પુત્રો કાંઈક અંકુશમાં રહીને ખરચ કરે તે સારુ ગૃહપતિનું ખરચ પર ધ્યાન રહે. અને કેળવણીકારની દૃષ્ટિ તો છે જ કે જો વિદ્યાર્થી ખરચ કરે છે તો સાથેસાથે હિસાબ રાખતાંય શા સારુ ન શીખી લે? નાનપણમાં જો આ ટેવ પાડી હોય છે તો પડે છે. નહિ તો પછી હિસાબ રાખવાનો કંટાળો ઠેઠ સુધી રહી જાય છે.

જ્યાં બધા વિદ્યાર્થીઓ પુખ્ત ઉંમરના હોય ત્યાં પ્રથમ દૃષ્ટિએ જ વિચાર કરવાનો હોય છે, કે ચોરી ન થાય તે સારુ વ્યવસ્થા કરવી. પછીની બે દૃષ્ટિ નાના વિદ્યાર્થી પૂરતી છે. વિદ્યાપીઠમાં નાના અને મોટા બેઉ વિદ્યાર્થીઓ છે. એટલે એવો નિયમ રાખ્યો છે કે વિનય મંદિરના વિદ્યાર્થીઓએ ખરચ કરતાં પહેલાં ગૃહપતિની સહી લેવાની હોય છે. મહાવિદ્યાલયના વિદ્યાર્થીઓ માટે એ આવશ્યક નથી ગણી. અને જે અનામત વ્યવસ્થા

કરવામાં આવી છે તેનો લાભ લેવા બધાને સમજાવવામાં આવે છે. કેટલાક વિદ્યાર્થીઓ તેનો લાભ નથી પણ લેતા.

વ્યવસ્થા એવી રાખી છે કે પરિશિષ્ટમાં આપેલા નમૂના જેવી એક હિસાબવહી રાખવામાં આવે છે. અનામત મૂકવા માગતો હોય તેને તે અપાય છે. ઘણુંખરું તે બધી દફતરમાં રખાય છે. જ્યારે વિદ્યાર્થીને રૂપિયા જમા કરાવવા હોય ત્યારે તે દફતરમાં જઈ પોતાની હિસાબવહીમાં હિસાબનીસ પાસે જમા કરાવે. ઉપાડવાને માટે ચેકબૂક અપાય છે. (તેનો નમૂનો પરિશિષ્ટ ૨ માં છે.) પોતાની ઉપાડવાની રકમની વીગત આપી રકમ ભરી તેના પર ગૃહપતિની સહી લે છે, પછી એ ચેક દફતરમાં રજૂ કરે તેને માગેલા પૈસા અપાય છે. વિનયમંદિરના વિદ્યાર્થીને ગૃહપતિની ચિઠ્ઠી વિના પૈસા ન મળે. આમ પૈસા ઉપાડવાને રોજ અમુક સમય નક્કી કરેલો છે.

દરેક વિદ્યાર્થી પોતાનો હિસાબ રાખે એ અપેક્ષા રખાય છે. પણ બને છે એમ કે કેટલાક રાખે છે અને કેટલાક પ્રમાદમાં કે અનાવડમાં નથી રાખતા. એટલે એમ વિચાર છે કે નાના વિદ્યાર્થીઓ પાસે એક હિસાબની ચોપડી તેમની પાસે રખાવીએ તો તેમાં વિદ્યાર્થીને બહુ મુશ્કેલી નથી અને સહેજે તેના ખરચનો હિસાબ રાખતાં આવડે. ચોપડી ગૃહપતિએ જોતા રહેવું.

આ પ્રમાણે વ્યવસ્થા રાખી છે. આ વ્યવસ્થાનો લાભ વિદ્યાપીઠના વિદ્યાર્થીઓ જ નહિ પરંતુ તેના અધ્યાપકો તથા અન્ય સેવકો ય લઈ શકે છે.

જો વિદ્યાર્થીઓ તેનો બરાબર ઉપયોગ કરે તો ચોરી તો અટકે જ. પરંતુ કોઈવાર કોઈ એવો વિચાર કરે છે કે, "કાલે તો રૂપિયા છે તે ફીમાં આપવા છે કે આમ આપી દેવાના છે. આજે કોણ ભરી આવે છે?" પછી જો ગાફેલ રહ્યો તો તેવે વખતે ચોરાવાનો પ્રસંગ બની જાય છે. કેટલાક વિદ્યાર્થીઓ આવો વિચાર કરે છે, "એકદમ પૈસા જોઈએ ત્યારે ક્યાં લેવા જઈએ?" એટલે થોડા રાખી મૂકે છે. પછી તેમાંથી ઉછીનો વ્યવહાર પણ ચાલે છે. આવી રીતે એ વ્યવસ્થા વિદ્યાર્થીઓ

સરખી ચાલવા નથી દેતા. છતાં અમને એમ લાગ્યું છે કે વિદ્યાર્થીઓને એ અનુકૂળ પડે એવી છે. પૈસા ગમે ત્યારે મળે છે. નાની રકમ પણ અપાય છે. અને ચોરીની મુશ્કેલી ટળી શકે છે. દફતરનું હિસાબીકામ સહેલું થાય છે. અને જો વિદ્યાર્થીઓ જરાક સહકાર દે તો પોતાનો હિસાબ પણ ચોખ્ખો રાખી શકે. માબાપને માટે પણ એ સવડ છે કે જો તેમને બારોબાર રૂપિયાની વ્યવસ્થા કરવી હોય તો કરી શકે છે, ગમે તેવડી રકમ સુરક્ષિત રાખી શકે છે.

ગૂજરાત વિદ્યાપીઠ,
અમદાવાદ.

**મગન પ્રભુદાસ દેસાઈ**

## પરિશિષ્ટ ૧

| મિતિ | વિગત | જમા | ઉધાર | બાકી | સહી |
| --- | --- | --- | --- | --- | --- |
| | | | | | |

## પરિશિષ્ટ ૨

ક્રમાંક

શ્રી ગૃહપતિ

પ્રાણજીવન વિદ્યાર્થીભવન, અમદાવાદ

વિ. મારે ________________

સારુ રૂ. અંકે

જોઈએ છે તો મને તે રકમ આપવા મહેરબાની કરશો.

લિ. વિદ્યાર્થી

મિતિ ________

ઉપરની રકમ મળી છે.

ગૃહપતિ સહી

૧૬

# ભીલ આશ્રમોનો પરિચય

ભીલ સેવામંડળને હસ્તક ચાલતા ભીલ આશ્રમો વસતિગૃહવાળી શાળાઓનો શાસ્ત્રીય વ્યાખ્યા પ્રમાણે 'છાત્રાલય' શબ્દમાં સમાવેશ થાય કે કેમ એ તો કેળવણીશાસ્ત્રના જાણકારોજ ચોક્કસ કહી શકે. આશ્રમોમાં ભીલ વિદ્યાર્થીઓને કાંઈ પણ ખર્ચ લીધા સિવાય રાખીને ભણાવવામાં આવે છે, છતાં આશ્રમ એ અનાથાલય તો નથી જ. ઊલટું ઘણુંખરું ભીલોમાં જેને કાંઈક સમજુ ને સારી સ્થિતિવાળા ગણી શકાય તેઓ જ પોતાનાં બાળકોને આશ્રમોમાં ભણવા મોકલે છે. ભીલોને કેળવણીમાં રસ લેતા કરવાનો તથા જ્યાં જ્યાં કેળવણીની ભૂખ જાગૃત થઈ છે ત્યાં ત્યાં તેને તૃપ્ત કરવાનો હેતુ ભીલ આશ્રમો દ્વારા સધાય છે. છતાં આશ્રમોમાં છાત્રાલય કરતાં કાંઈક વધુ પણ છે. મુખ્યતઃ નિરક્ષરતા ટાળવાનું ને કેળવણીના પ્રસારનું કામ કરવા ઉપરાંત આશ્રમો દ્વારા બીજું ઘણી જાતનું લોકશિક્ષણ ને ગ્રામસુધારણાનું કાર્ય થઈ રહ્યું છે.

## દૈનિક કાર્યક્રમ

આશ્રમોમાં એક જ વ્યક્તિને વ્યવસ્થાપક, ગૃહપતિ તથા આચાર્યનું ને બીજું પરચૂરણ ગ્રામસેવાનું કાર્ય જાતે કરવાનું કે હાથ નીચેના સહાયકદ્વારા કરાવવાનું હોવાથી એના દરેક પ્રકારના કાર્યમાં શાસ્ત્રીયતા કે સંપૂર્ણતા હોવાની બહુ આશા ન રાખી શકાય; છતાં આશ્રમોના સંચાલકો કેળવણીશાસ્ત્રનાં અદ્યતન

પુસ્તકોના અધ્યયનથી તથા દક્ષિણામૂર્તિ, છાત્રાલય, શિક્ષણપત્રિકા ઇ. શિક્ષણવિષયક માસિકોના વાચનથી બને તેટલું શાસ્ત્રીય જ્ઞાન મેળવી કેળવણીના સિદ્ધાંતોનું યથાશક્તિ પરિપાલન કરવાનો પ્રયત્ન કરે છે. નીચે આપેલા દૈનિક કાર્યક્રમ ઉપરથી આશ્રમના કાર્યનો કાંઈક ખ્યાલ આવશે.

| કલાક મિનિટ | કાર્ય |
|---|---|
| ૫–૩૦ | ઊઠવાનું |
| ૫–૩૦ થી ૬–૩૦ | દાતણપાણી, શૌચ, સંમાર્જન. |
| ૬–૩૦ થી ૬–૪૫ | સમૂહપ્રાર્થના. |
| ૬–૪૫ થી ૭–૧૫ | કસરત ( દંડ, બેઠક વગેરે ). |
| ૭–૧૫ થી ૭–૩૦ | નાસ્તો ( શેકેલા કે બાફેલા ચણા અથવા મકાઈની થૂલી કે રાબ ). |
| ૭–૩૦ થી ૭–૪૫ | તૈયારી. |
| ૭–૪૫ થી ૧૧–૧૫ | શાળા. |
| ૧૧–૧૫ થી ૧–૪૫ | સ્નાન, ભોજન, આરામ, સ્વતંત્ર વાચન. |
| ૧–૪૫ થી ૪–૧૫ | કાંતણ, પીંજણ, બાગાયત, ખેતીકામ. |
| ૪–૧૫ થી ૫–૦ | આશ્રમને અંગેનું પરચૂરણ કામકાજ (સાફસૂફ, લાકડાં ચીરવાં, દાતણ લાવવાં, ફાનસ સાફ કરવાં વગેરે ). |
| ૫–૦ થી ૬–૩૦ | રમતગમત, ફરવા જવું, લાઠી, લેજીમ, મગદળ, મલખમ, ડબલબાર, કુસ્તી. વગેરેમાંથી એક. |
| ૬–૩૦ થી ૭–૩૦ | વાળુ. |
| ૭–૩૦ થી ૮–૦ | આરતી, ભજન. |
| ૮–૦ થી ૯–૩૦ | સ્વતંત્ર વાચન, કે રામાયણ, મહાભારત, અથવા બીજા કોઈ સારા પુસ્તક કે માસિકમાંથી વાચન. |
| ૯–૩૦ થી ૫–૩૦ | નિદ્રા. |

આમાં ઉનાળામાં સહેજ ફેરફાર કરવામાં આવે છે. ઊઠવાનું અર્ધો કલાક વહેલું રાખી, બપોરે વધુ આરામ હોય છે.

## ઔદ્યોગિક શિક્ષણ

દરેક આશ્રમને લગતી ૫ થી ૨૦ એકર સુધીની જમીન છે ને ત્યાં ખેતીવાડીનું કામકાજ એક હાળીની મદદમાં રહી મોટા વિદ્યાર્થીઓ જ કરે છે. છેલ્લા ૧૦–૧૨ મહિનાથી કાંતણકામ નિયમિત ચાલે છે. વિદ્યાર્થીઓ જાતે જ પીંજીને પૂણી બનાવે છે. વિદ્યાર્થીઓના કાંતેલા સૂતરમાંથી મીરાખેડી આશ્રમે વણકર રોકી ખાદી વણાવવામાં આવે છે. ચાર ભીલ વિદ્યાર્થીઓ વણાટનું કામ શીખે છે. ત્રણ વિદ્યાર્થીઓ દરજીનું કામ શીખે છે. એક વિદ્યાર્થી સંગીતનો પદ્ધતિસર અભ્યાસ કરે છે.

ભીલોમાં નિરક્ષરતાનું પ્રમાણ બહુ ભારે છે. લોકલબોર્ડની શાળાઓ ગણીગાંઠી છે ને તેથી આશ્રમોમાં મુખ્યત્વે પ્રાથમિક શિક્ષણ જ આપવાની વ્યવસ્થા કરેલી છે; છતાં ઔદ્યોગિક શિક્ષણ વગર હિંદનાં ગામડાંનો ઉદ્ધાર નથી એ બીના કાર્યકર્તાઓના લક્ષબહાર રહી નથી, ને તેથી ધીરેધીરે ઔદ્યોગિક શિક્ષણ તરફ વધારે ને વધારે લક્ષ અપાતું જાય છે.

## ભીલ રસોડું

ભીલોનો મુખ્ય ખોરાક મકાઈ છે. મકાઈના રોટલા કે થૂલીને — દાળ, શાક, છાશ, કઢી કે એ બધાને અભાવે — કેવળ મીઠામરચાની સાથે ખાય છે. ચોખાનો ઉપયોગ વારતહેવારે કરે છે. ઘીતેલથી તો એમના કોઠા ભાગ્યે જ ચીકટા થતા હશે. આ બધું ધ્યાનમાં રાખીને અમે આશ્રમોમાં વિદ્યાર્થીઓના ખોરાકમાં મકાઈનો જ ઉપયોગ વધારે કરીએ છીએ. અઠવાડિયામાં બે ટંક દાળભાત કે ખીચડી શાક, એક ટંક ઘઉંના રોટલા, ને બાકીના અગિયાર ટંક મકાઈના રોટલા કે થૂલી, દાળ, શાક, છાશ કે કઢીની સાથે આપવામાં આવે છે. રોટલા સાથે ત્રણ ટંક ગોળ, ને બે ટંક ઘી પણ અપાય છે. વિદ્યાર્થીદીઠ સરેરાશ માસિક રૂ. ૩ ભોજનખર્ચના થાય છે. મોસમમાં મકાઈ, ચોખા, દાળ, ઘઉં વગેરે સામટું ખરીદી ભરી મૂકવામાં આવે છે, ને તેથી ખર્ચમાં ઉગારો થાય છે. વિદ્યાર્થીઓ પોતાને મળતા ખોરાકથી સંતુષ્ટ છે, કારણ એમને ઘર કરતાં સારો ખોરાક મળે છે; ને આ

ખોરાકથી એમનાં શરીર નબળાં પડતાં હોય એવું લાગતું નથી. વધારે દૂધ, ઘી આપી શકાય તો ઠીક એમ તો લાગ્યાં જ કરે છે, પણ મંડળની તથા વિદ્યાર્થીઓના ઘરની આર્થિક સ્થિતિ તરફ નજર નાખતાં એ પગલું ભરતાં પાછી પાની કરવી પડે છે.

ભીલો સ્વભાવે ભડકણ છે. ઉજળિયાતોના પ્રસંગમાં બહુ ઓછા આવતા હોવાથી, ને જ્યારે જ્યારે શાહુકાર કે સરકારના પ્રતિનિધિરૂપ તલાટી કે પોલીસના પ્રસંગમાં કાર્યવશાત્ આવે છે, ત્યારે ત્યારે એમને વેઠવું જ પડતું હોવાથી તેઓ ઉજળિયાતોથી ડરે છે; એમના દરેક કામ તરફ શંકાની નજરે જુએ છે; ને તેથી આશ્રમોમાં પોતાનાં બાળકોને ભણવા મૂકતાં ખૂબ ખંચાય છે. એમની સેવા માટે આશ્રમો સ્થપાયા છે એમ માનતાં એમને ઘણો વખત લાગ્યો છે. છ વર્ષના અનુભવ પછી સ્થિતિ ઘણી સુધરી છે, છતાં હજુ પણ કોઈ વ્યક્તિ કે સંસ્થા વિનાસ્વાર્થે એમની ખાતર નાણાં ખર્ચે કે તકલીફ ઉઠાવે એ એમને મન ભારે કોયડો છે.

દરેક ભીલ પોતાના ખેતરમાં અલગ બાંધેલી ઝૂંપડીમાં રહેતો હોવાથી એનામાં સામાજિક સદ્ગુણોનો જોઈએ તેટલો વિકાસ થયેલો હોતો નથી. એ જ સ્થિતિ ઓછેવત્તે અંશે ભીલ બાળકોની પણ હોય છે. જંગલમાં કે ડુંગરાની ધારે 'ડગરાં' ચરાવવામાં, ને 'રોહળી' વગાડવામાં એમને એટલો આનંદ પડે છે કે આશ્રમોમાં પૂરતાં કપડાં પહેરવાનાં મળે, ને પેટપૂર ખાવાનું મળે છતાં એ ઘેર જ રહેવાનું વધારે પસંદ કરે છે. કયા પક્ષીને સ્વતંત્ર વનવિહાર મૂકી પિંજરામાં પૂરાવાનું પસંદ પડે? ભીલ બાળકોને પણ આશ્રમનું નિયમિત જીવન શરૂઆતમાં અકારું લાગે છે, ને તેને લીધે અવારનવાર નાસભાગ ચાલુ જ રહે છે. આ નાસભાગને લીધે અભ્યાસમાં પણ કચાશ રહી જાય છે.

ભીલો બહુ ઓછાબોલા હોય છે. અમુક બાબત સમજતા હોય છતાં ઘણીવાર સ્પષ્ટ ઉચ્ચારણને અભાવે એમની વાત મનમાં ને મનમાં જ રહી જાય છે, ને પરિણામે એમને અન્યાય વેઠી લેવો પડે છે. કેટલીય વાર પૂછવામાં આવે ત્યારે માત્ર 'હોવ'

કે 'કાંઈની'થી પતાવી દેવાની એમને ટેવ છે. ભીલોને પ્રાથમિક શિક્ષણ આપવાનું કામ બહુ માથાફોડનું છે. વળી દાહોદ, ઝાલોદ તાલુકા ને રેવાકાંઠા એજન્સીના ભીલોની માતૃભાષા ગુજરાતી હોવા છતાં એમાં પ્રાંતીયતા ભારોભાર ભરેલી છે; ને તેથી એમને ગુજરાતી ભાષા શુદ્ધ રીતે બોલતાં કે લખતાં શીખવવાનું કામ બહુ અઘરું છે. ચ, છ, સ ને શ ના ઉચ્ચારમાં તથા લખાણમાં તો સાત ચોપડી ભણેલા ભીલો પણ ગોટાળો કરે છે. ભીલોનો ભાષાભંડોળ પણ બહુ મર્યાદિત છે.

શિક્ષણશાસ્ત્રના અદ્યતન વિચારોને પચાવવાને અમે ભીલ સેવકો યથાશક્તિ પ્રયત્ન કરીએ છીએ, પણ અમારે તો થોડે ખર્ચે ઘણું કરવાનું હોવાથી ઓછાં કે અધૂરાં સાધનોથી નભાવવું પડે છે. સ્વાતંત્ર્ય ને સ્વયંસ્ફૂર્તિના સિદ્ધાંતોને લક્ષમાં રાખીને અમે અમારું રોજનું કામકાજ કરીએ છીએ, પણ અમુક કરવા ધારેલું ને કરવાજેવું કામ બગડવાની કે અધૂરું રહેવાની બીકે એ સિદ્ધાંતોનું પૂરેપૂરું પાલન અશક્ય થઈ પડે છે. ખેતી, કાંતણ, પીંજણ કે બાગાયતમાં શક્તિ કે આવડતના પ્રમાણમાં કામની વહેંચણી કરી અમુક કામ અમુક વખતમાં જ પૂરું થવું જોઈએ એમ ઠરાવતી વખતે વિદ્યાર્થીની ઇચ્છા જાણવાનો પ્રયત્ન કરીએ છીએ, પણ વ્યવહારમાં ઘણીવાર એમણે અમારી ઇચ્છા કે આજ્ઞાને આધીન થવું પડે છે. આમ પરિણામ તરફ દૃષ્ટિ રાખી સિદ્ધાંતોનો ભંગ કરવો એ ઇષ્ટ છે કે કેમ એ પ્રશ્ન અમને મૂંઝવી રહ્યો છે. આ મૂંઝવણ ટાળી યોગ્ય માર્ગ બતાવવા કેળવણીશાસ્ત્રના જાણકારોને અમારી નમ્ર વિનંતિ છે.

આશ્રમોમાં ભણતા વિદ્યાર્થીઓ સ્વાવલંબી ને સ્વાશ્રયી થાય એને માટે બનતો પ્રયાસ કરવમાં આવે છે. આશ્રમોમાં રસોયા તથા હાળી ઉપરાંત બીજો એક પણ નોકર રાખવામાં આવતો નથી. લાકડાં ચીરવાનું, દાતણ લાવવાનું, પાણી ભરવાનું વાસણ માંજવાનું વગેરે કામ વિદ્યાર્થીઓ જાતે જ વારાફરતી કરી લે છે. ઘણુંખરું સ્કાઉટિંગમાં જેને દળપદ્ધતિ કહે છે તે પદ્ધતિથી વિદ્યાર્થીઓ પાસેથી કામ લેવામાં આવે છે.

## ઉપસંહાર.

ઉપર જણાવેલી હકીકત ઉપરથી મંડળના કાર્યનો તથા મુશ્કેલીઓનો કાંઈક ખ્યાલ સર્વને મળી રહેશે. ભીલસેવાનું કાર્ય પરોપકારની દૃષ્ટિથી નહિ, પણ આપણા ઉજળિયાતોના વડવાઓએ આદરેલાં ને આપણે હિંદુઓએ હજુ સુધી ચાલુ રાખેલાં પાપના એક અદના પ્રાયશ્ચિત્તરૂપે કરવામાં આવે છે.

અમે ભીલસેવકોએ કોઈ જાતનાં ગ્રામસેવામંદિરોમાં પદ્ધતિસરનું અધ્યયન કર્યું નથી, કે તાલીમ લીધી નથી. ભાવનાને વશ થઈ ઠક્કર બાપાની દેખરેખ નીચે આશ્રમો દ્વારા લોકશિક્ષણનું ને ગ્રામસુધારણાનું કાર્ય આદર્યું છે. તેમાં અનેક ત્રુટિઓ હોવાનો સંભવ છે. ગુજરાતના ધનિક વર્ગે આજ દિન સુધી ભીલસેવામંડળ તરફ પોતાનો ઉદાર હાથ લંબાવ્યો છે, ને ભવિષ્યમાં લંબાવશે એવી આશા છે; પણ ગુજરાતના વિદ્વાન વર્ગે કે શિક્ષણકારોએ અમારા કાર્યમાં બહુ રસ લઈ અમને દોરવાનો કે દિશાસૂચન કરવાનો નહિ જેવો જ પ્રયત્ન કર્યો છે તે તરફ સૌનું લક્ષ ખેંચું છું તો અવિનય માટે ક્ષમા આપશો એવી આશા છે. ગુજરાતના કેળવણીકારોને ભીલસેવામંડળ તરફ મમતા દર્શાવી પોતાનાં જ્ઞાન તથા અનુભવથી લહાણી કરવા વીનવી આ ટૂંકો લેખ સમાપ્ત કરું છું.

ભીલસેવામંડળ,
દાહોદ.

**અંબાલાલ પુરુષોત્તમ વ્યાસ**

## ૧૭

# જીવન્ત છાત્રાલય

તે જ સાચું છાત્રાલય કે જે હમેશાં જીવન્ત છે, જેનો નિત્ય-ક્રમ વહેતા ઝરા જેટલો સ્વચ્છ અને પ્રાણવાન છે, જે હંમેશની ધરેડોથી મુક્ત છે. વ્યવસ્થાના બહારના હેઠળ નિયમોની હારમાળાથી જ્યાં છાત્રનું જીવન બાધિત રહે છે તે પ્રાણવાન છાત્રાલય નથી.

આવું છાત્રાલય કેળવણીના અદ્યતન વિચારોના પ્રવાહમાં ખેંચાતાં અચકશે નહિ, સમાજના નવીન વિચારપ્રવાહને સ્વીકારતાં થરથરશે નહિ. રાષ્ટ્રવાદના આંદોલનો ઝીલતાં ડરશે નહિ.

આવા છાત્રાલયનો સુકાની તેના વિચારો છાત્રો ઉપર લાદશે નહિ, પોતાના કરતાં છાત્રોનું વ્યક્તિત્વ એ મોટું ગણશે. પોતાના વ્યક્તિત્વમાં છાત્રોને એ દબાવા નહિ દે. એના સમક્ષ છાત્રાલયના મકાનના, નાણાના, વ્યવસ્થાના, અને આદર્શના એમ ઘણાઘણા પ્રશ્નો ઉદ્‌ભવશે. આવા સઘળા પ્રશ્નોનો નિકાલ એ પરિસ્થિતિને નજરમાં રાખીને નહિ કરે પણ તેના છાત્રોને, તેમની જરૂરિયાતને, તેમના તનમનાટ કરતા જીવનને, વેગવંતી ઉર્મિઓને, ધમપછાડા મારતા વિચારોને નજરમાં રાખીને કરશે. આમ કરતાં જે જોખમો આવશે તે એ હરેક જોખમે ખેડશે, અને માર્ગમાં ઉદ્‌ભવતી સઘળા પ્રકારની મુશ્કેલીઓ જડમૂળથી નાશ કરશે; પરંતુ હરકોઈ સંયોગો કે મુશ્કેલીઓમાં અનુભવ કે ડહાપણની મીઠીમીઠી વાતો કરી છાત્રોના વેગવંત વિચારોની અવગણના નહિ કરે.

જ્યાં આવા વિચારો છે તે મારે મન સાચું છાત્રાલય છે. આ છાત્રાલયને મકાન હો કે ન હો, પૈસા હો કે ન હો, વિદ્યાર્થીઓની સંખ્યા ભલે ઓછી હો, પરંતુ તે છાત્રો અને છાત્રપતિ આ બધુંય ઊભું કરી લેશે—તેમનું જીવન પ્રાણવાન હશે તો.

આવાં સજીવન છાત્રાલય ઊભાં કરવા માટે ભેખધારી છાત્રપતિની આવશ્યકતા છે. છાત્રાલયમાં જ ક્ષેત્રસંન્યાસ ધરીને બેસનાર, તેને જ જીવનનો પ્રશ્ન સમજનાર વ્યક્તિઓ જો છાત્રાલયોના પાયામાં હશે તો જ તે છાત્રાલય જીવંત રહેશે. એ છાત્રપતિને ભલે પગાર મળતો હોય કે ન મળતો હોય, તે મોટો પ્રશ્ન નથી. છાત્રાલયમાં એ એના જીવનની સિદ્ધિ માનતો હોય એ જ મહત્ત્વનો પ્રશ્ન છે.

ભાડૂતી ગૃહપતિઓથી સજીવન છાત્રાલયોની આશા વ્યર્થ છે. આ માન્યતા આપણે સ્વીકારીએ તો શા માટે એવાં છાત્રાલયો ચલાવી રાષ્ટ્રની શક્તિનો દુરુપયોગ કરીએ ? આથી નાણાનો વ્યય છે, શક્તિનો વ્યય છે. અને તેથીય મોટું નુકસાન તો આપણી અણમૂલી થાપણ—છાત્રોના જીવની વિકૃતિ થાય છે તે છે. આટલું સમજાયા પછી જ્યાં ભેખધારી ગૃહપતિ ન મળે ત્યાં નવું છાત્રાલય ન જ ઊઘડે એવું આપણે નક્કી કેમ ન કરીએ ? કારણ ?

આજે આપણે જીવન્ત સંસ્થાઓ જોઈએ છીએ. ઘરેડમાં ચાલનારી, ચીલો નહિ છોડનારી, એક પંથે ઊંધું જોઈ વળનારી સંસ્થાઓનો તોટો આપણે ત્યાં નથી.

રાષ્ટ્ર પ્રાણવાન બન્યો છે. આવા સમયે તેને પ્રાણવાન સંસ્થાઓની જરૂર છે. એવી સંસ્થાઓ—છાત્રાલયો—માં જ ખરી ઉન્નતિ છે.

શારદામંદિર,
અમદાવાદ.

**ભોગીલાલ ત્રિ. ઠાકર**

## ૧૮

## વ્યવસ્થાપકોની લાયકાત અને અધિકારનું પ્રમાણ

જેમ મિલના ભાગીદારો પોતાનું ડિવિડન્ડ લઈને સંતોષ માને છે અથવા સરકારને કર ન આપનાર લોકો સરકારની પોલીસીમાં માથું નહિ મારતાં પોતાના સાડાત્રણ ટકા જેટલો જ પોતાનો અધિકાર માને છે, તેમ છાત્રાલયો ચલાવવા માટે પૈસા આપનાર લોકો જો પોતે કેળવણીમાં કે સામાજિક જીવનમાં ઝાઝું સમજતા નથી એ વાત ઓળખી નાણાંનો વ્યવહાર શુદ્ધ ચાલે છે કે નહિ એટલું જ જોઈને સંતોષ માને તો એમનું શું બગડવાનું હતું? કેળવણીનો વ્યાપાક દૃષ્ટિએ વિચાર કરી શકે એવા વિશ્વાસપાત્ર લોકોના હાથમાં બધી વ્યવસ્થા સોંપી કૃતાર્થ થવાનો સહેલો રસ્તો તેઓ કેમ અખત્યાર નથી કરતા? આ એક બાજુનો વિચાર થયો. પણ માણસ ભણેલો હોય કે અભણ; દીર્ઘદર્શી હોય કે અદૂરદષ્ટિ, દરેક જણ પાસે ભલોબૂરો આદર્શ હોય જ છે. કન્યાનું દાન કર્યું એટલા માટે જેમ એને વિષે બેદરકાર રહેવાય નહિ તેમ હવેલીમાં, મંદિરમાં કે સંસ્થામાં દાન આપ્યા પછી એ સખાવત કેમ વપરાય છે એ વિષે બેદરકાર રહેવાય નહિ. દીકરો જન્મ્યો એટલે માબાપે જેમ થોડું વૈદક, થોડીક મોન્ટેસોરી, થોડુંક ધર્મશાસ્ત્ર જાણવું જોઈએ તેમ દાન કરવાની શક્તિ અને બુદ્ધિ જાગી એટલે દાનીએ વ્યાપક કેળવણીશાસ્ત્રનો વિચાર કરનાર સમાજના આગેવાનોનો સત્સંગ સેવવો જ જોઇએ અને પોતાની દષ્ટિ વિશાળ કરવી જ જોઈએ.

આપણે માની લઈએ કે સંસ્થા ચલાવનાર અધ્યાપક અને ગૃહપતિઓ વિદ્વાન અને સંસ્કારી છે. જો તેઓ એવા ન હોય, કારકુન અને મુકાદમની લાયકાતના જ હોય અને ફક્ત પેટના જ દાસ હોય તો તેજસ્વી વિદ્યાર્થીઓએ એવાઓના હાથ તળે રહેવાની જ ના પાડવી જોઇએ. ઉતરતી કોટિના માણસને મુરબ્બી તરીકે સ્વીકારવો અને પછી એની ઠેકડી કરવી એ આપણી પ્રતિષ્ઠાને છાજે નહિ અને આપણા ચારિત્ર્યને સદે નહિ. જો અધ્યાપકો ને ગૃહપતિઓ વિદ્વાન અને સંસ્કારી હોય તો તેઓ અણઘડ શેઠના હાથતળે કામ કરવાની જ ના પાડશે, અથવા એમને કેળવવાથી જ શરૂઆત કરે. We must educate our masters એ આજના જમાનાનું સાર્વત્રિક સૂત્ર અહીં પણ લાગુ પડે છે. કેળવાયેલા લોકો दातुरिच्छा बलीयसी કહીને હીન વૃત્તિ બતાવે છે એટલા માટે જ આ બધી કફોડી સ્થિતિ ઉત્પન્ન થાય છે.

પણ સમાજનો મુખ્ય સડો તો આદર્શવિહીન જીવનમાં છુપાયલો છે. વિદ્યાર્થીને, શિક્ષકને, ગૃહપતિને કે વ્યવસ્થાપકને આદર્શની પડી જ નથી હોતી. એવાઓ જો સ્વમાન વગર પ્રતિષ્ઠા માગે તો તે શી રીતે મળવાની હતી?

વર્ષો થયાં અમે કેળવણીકારો શિક્ષકોની અને ગૃહપતિઓની પ્રતિષ્ઠા તેમજ સ્વતંત્રતા વધારવા વિષે સમાજને પોકારીને કહેતા આવ્યા છીએ. અને ગૃહપતિઓ એનું પરિણામ ક્યારે આવશે એની રાહ જોઈને બેઠા છે. સ્વમાનના ભાન વગર પ્રતિષ્ઠા મળે તોયે શી રીતે ટકે? નોકરી જોઈએ છે એટલા માટે એક જણ ઉતરવા તૈયાર થઈ જાય છે, અને નોકરી ટકાવવી છે એટલા માટે બીજાને ઉતર્યા વિના છૂટકો નથી રહેતો. આ હરીફાઇમાં સામાજિક આદર્શના ચૂરા થઈ જાય છે. એટલે કોઈકે તો અકળાઈને જાહેર કરવું જ જોઈએ કે આ નહિ ચાલે. કેડ વગરનો ગૃહપતિ ન વ્યવસ્થાપકોએ સહન કરવો જોઈએ, ન વિદ્યાર્થીઓએ.

આજે કેળવણીની પવિત્રતા જ રહી નથી. એ પણ્યાંગના જેવી થઈ છે. લોકોને ધન જોઈએ છે. જેની પાસે ધન છે તે ગમે તેવો હોય તોયે પ્રતિષ્ઠા ભોગવે છે. એ ધનનો રસ્તો

કેળવણીને વાટે છે એટલે કેળવણી જોઈએ છે. પણ સાચું જોતાં કેળવણી નહિ પણ કેળવણીની છાપ જોઈએ છે એને માટે ન્યાતના આગેવાનો સગવડ કરી આપે છે અને અર્થ વગરની વ્યવસ્થા રાખે છે. પૈસાની ખેરાત કરતી વખતે જો અનાયાસે ધર્મનું પાલન કરાવાતું હોય તો તે કેમ ન કરીએ, એવા વિચારથી કેટલાક ધર્મપાલકો જ્ઞાતિની બોર્ડિંગ મારફતે ગૃહપતિની મુકાદમીથી ધાર્મિક ગણાતા કેટલાક આચારોનું પાલન આગ્રહ-પૂર્વક કરાવે છે. એ આચારમાં શું રહસ્ય રહેલું છે એની કોઈને ખબર નથી હોતી. કોઈને એનામાં સાચી શ્રદ્ધા હોતી નથી. વ્યવસ્થાપકો અને ગૃહપતિઓ પોતાના સ્વતંત્ર જીવનમાં એને સ્થાન આપતા નથી. વિદ્યાર્થીઓમાં એની છાપ પાડી શકતા નથી. ફક્ત પૈસાને જોરે ટકાવીને ગાયબળદની પેઠે ધર્મને પણ પાળવો જોઈએ એમ માને છે. આવી સ્થિતિમાં જ્ઞાતિનો હક કેટલો હોય, વ્યવસ્થાપકને સત્તા કેટલી હોય, ગૃહપતિને સ્વતંત્રતા કેટલી હોય અને વિદ્યાર્થીને સ્વરાજ હોય કે નહિ એ ચર્ચા જ વ્યર્થ છે. ચોકઠાનો એક ખૂણો સરખો થઈ જાય, કાટખૂણામાં આવી જાય એટલે બાકીના ખૂણા એની મેળે સરખા થઈ જાય છે; એ જ ન્યાયે કોઈક ઠેકાણે સત્યની, વાસ્તવિકતાની અને સ્વમાનની ઉપાસના થવી જોઈએ, એટલે બાકીનું બધું એની મેળે સરખું થઈ જશે. રાજ્યકર્તાએ માગણીપૂરણીનો બજારુ કાયદો આખા સમાજને શીખવ્યો અને આપણે તે સ્વીકારવા-જેટલા અસંસ્કારી થયા. સત્તાની વહેંચણી ગમે તેમ બદલીએ તોયે એમાંથી સારાં પરિણામ આવવાનાં નથી. જ્યાં સાચી તેજસ્વી વ્યક્તિઓ છે ત્યાં કશી જ અગવડ આવતી નથી.

આટલું કહ્યા પછી એક સિદ્ધાંત તો અહીં રજૂ કરવો જોઈએ કે જેને સત્તા ભોગવવી હોય તેણે સ્થાન પર હાજર રહી જાતે કામ કરવું જોઈએ. અને બધી પરિસ્થિતિ સમજી લઈ જવાબદારી પોતાને માથે લેવી જોઈએ.

ગૂજરાત વિદ્યાપીઠ,
અમદાવાદ.

**દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર**

૧૯

# જૂના છાત્રોનું સમાજઋણ

કોમી છાત્રાલયો દ્વારા ન્યાત તરફથી ન્યાતના યુવાનોને અનેક જાતની મદદ મળે છે, ઘણે ભાગે વગર શરતે મળે છે. પણ સ્વાભાવિક અપેક્ષા એ હોય છે કે યુવાનો ભણીને કમાતા થાય એટલે એ સંસ્થાને અથવા ન્યાતના ફંડને ઠીકઠીક મદદ કરી સમાજના ધર્મ-ઋણમાંથી મુક્ત થાય. પણ આ અપેક્ષા હમેશાં સાચી પડે જ છે એમ નથી. ધર્મપાલનનો રસ્તો પ્રતીપ છે. એને માટે હમેશાં પ્રયત્નપૂર્વક જાગૃતિ રાખવી પડે છે. ધમણ ચાલે નહિ તો લુહારની ભઠ્ઠી તેજ રહે નહિ. કેટલીક સંસ્થાઓમાં ઋણશોધનની પરંપરા સરસ જળવાય છે કેમકે વ્યક્તિઓનાં હૃદયમાં એ વિષેનો આગ્રહ જીવતો હોય છે. આજે સમાજમાં રાષ્ટ્ર પ્રત્યેની જવાબદારીનું ભાન નબળા અંકુરની દશામાં છે. જ્યારે કુટુંબ પ્રત્યેની જવાબદારીનું ભાન ઘણું તીવ્ર છે. તેથી કુટુંબ પ્રત્યેનો ધર્મ સત્યરૂપ ભાસે છે અને રાષ્ટ્ર પ્રત્યેનો ધર્મ માયારૂપ જણાય છે.

છાત્રાલય છોડી કેળવણી પૂરી કરી નોકરીમાં પડ્યા પછી કુટુંબની સગવડ અગવડ નજર આગળ પ્રત્યક્ષ હોય છે જ્યારે છાત્રાલયની ભીડ અને ન્યાત પ્રત્યેનો ધર્મ પરોક્ષ થઈ જાય છે. બીજું કારણ એ છે કે વ્યક્તિ પ્રત્યેનો ધર્મ આપણે સહેજે સમજીએ છીએ કેમકે વ્યક્તિ જીવતી જાગતી હોય છે. સંસ્થા

અશરીરી વસ્તુ છે, એના પ્રત્યેનો ધર્મ સમજવા માટે ઉચ્ચ હૃદયની આવશ્યકતા હોય છે; એ લોકોએ કેળવેલું નથી હોતું. સરકાર, કંપની, સંસ્થા વગેરે અશરીરી સત્ત્વોનું સુખદુઃખ પ્રત્યક્ષ ન હોવાથી એના પ્રત્યેનો દ્રોહ પછાત લોકોને ખૂંચતો નથી. ન્યાતનું ફંડ કોઈ એક વ્યક્તિનું નથી હોતું તેથી કૃતજ્ઞતાબુદ્ધિને આલંબન મળતું નથી. જેઓ જ્ઞાતિ ફંડની વ્યવસ્થા કરે છે તેઓ પણ સામાન્ય ભૂમિકા ઉપર હોય તો સમુદાયનો દ્રોહ કરીને વ્યક્તિને લાભ અપાવવા તૈયાર થઈ જાય છે અને જો તેમની ધર્મબુદ્ધિ જાગ્રત હોય તો વ્યક્તિઓમાં અકારા થઈ જાય છે અને ઘણીખરી વ્યક્તિઓ ઊતરતા આદર્શવાળી હોય તો ધર્મનિષ્ટ પુરુષોને આવું જાહેર કામ છોડી દેવું પડે છે.

ન્યાતનું ઋણ પાછું ન આપવાનું બીજું એક કારણ છે અને તે જરા વિચિત્ર છે. ન્યાતની મદદથી કેળવણી લેનાર યુવાનો લાચારીથી ન્યાતફંડ જેવી સંકુચિત વૃત્તિની મદદ લે છે ખરા પણ કેળવણીના ઉચ્ચ વિચારોને લીધે અને વિશેષતઃ દેશમાં ફેલાયલી રાષ્ટ્રીયતાને લીધે ન્યાતના સંકુચિત પરોપકાર પ્રત્યે એમનાં હૃદયમાં ખરી સહાનુભૂતિ હોતી જ નથી અને તેથી તેમને એવી પ્રવૃત્તિમાં મદદ કરવાનું સૂઝતું નથી. પણ એના બદલામાં વ્યાપક દાન કરવું જોઈએ, સાર્વજનિક છાત્રાલયોને મદદ કરવી જોઈએ તેટલી ધગશ પણ એમનામાં હોતી નથી. દૃષ્ટિ વિશાળ, હૃદય સંકુચિત અને ઉત્સાહ નહિ જેવો—એ આજની કેળવણીનો પાકટ સ્વભાવ છે.

આ બધી એક બાજુની મીમાંસા થઈ. હવે બીજી બાજુ તપાસીએ.

ન્યાતને મદદ કરનારનું દાન શુદ્ધ સાત્ત્વિક નથી હોતું. એનો હેતુ પ્રતિષ્ઠાનો હોય છે. દાનીઓનો પૈસો પરસેવાનો નથી હોતો પણ અનાયાસે મળેલો હોય છે, એ કારણે પણ એની ધાર્મિકતા ઘણી ઓછી થાય છે; અને સમાજમાંથી લાયકમાં લાયક માણસ શોધી કાઢીને એ દાન આપેલું નથી હોતું પણ ન્યાત પૂરતો જ વિચાર કરેલો હોય છે અને તેમાં પણ લાગવગને ઓછું સ્થાન

નથી હોતું. આવી રીતે દાનના મૂળમાં જ જ્યાં સ્વાર્થ અને સંકુચિતતા વાવેલાં હોય છે ત્યાં એ એના સરસ ખાતરને લીધે વ્યાપકરૂપમાં દાન લેનારમાં વ્યાપી જાય તો તેમાં આશ્ચર્ય શું? લેનાર અને દેનાર બન્ને સત્પાત્ર હોય તોયે જમાનાની હીનતા પોતાની અસર બતાવ્યા વગર રહે નહિ. દાન આપવામાં પુણ્ય છે એમ જેમ આપણા ધર્મે શીખવ્યું છે તેમ અંગત સગવડ ખાતર દાન લેવું એમાં ચારિત્રહાનિ છે એમ પણ એ જ ધર્મે શીખવ્યું છે. પરબનું પાણી પીવું, અન્નછત્રમાં જમવું એ તો નિષ્કામ, ત્યાગી, પરોપકારી માણસને જ સદે, વ્યવહારમાં પડેલા ગૃહસ્થી વૃત્તિના માણસને ચારિત્રહીન કરે, એ આપણા સમાજની આધ્યાત્મિક માન્યતા છે. હવે એ માન્યતા ઘણી શિથિલ થઈ છે. દાનને સ્કોલરશિપનું અને ફ્રીશિપનું નામ મળ્યું એટલે આપણા લોકો જૂનો આદર્શ ભૂલી જ ગયા. આપણે લઈએ છીએ તે ઋણ છે એ ભાવ પણ જાગ્રત રહ્યો નહિ. જૂના વખતમાં આપનાર ઘણા હતા પણ કઈ રીતે આપવું એ એમને સૂઝતું ન હતું અને લેનારને લેતાં ઘણો સંકોચ રહેતો. આજે એ સ્થિતિ રહી નથી.

આપણે એવો વિચાર કરવો જોઈએ કે ગરીબ વિદ્યાર્થી પૈસેટકે ભલે ગરીબ હોય પણ મહેનતમજૂરી, ખંત, ઉદ્યોગ, સેવાશક્તિ અને ધીરજમાં એને ગરીબ હોવાનું કારણ નથી. કેળવણી માટે એ સેવા આપે, ઉદ્યોગ આપે અને બે વર્ષ વધારે આપે તો એને ઋણમાં રહેવું ન પડે, અને એને સંગીન અને સાચી કેળવણી મળે. કેળવણીની અવેજીમાં આ બધું જે આપે છે એમાં જ એને સાચી કેળવણી મળે છે. લોકો પાસે દાન કરવાને પૈસા હોય તે વ્યક્તિને ખેરાત તરીકે આપવાની પ્રથા બંધ જ કરવી જોઈએ. આખા સમાજને પુરુષાર્થ કરવાની અનુકૂળતા વધારે થાય એવી સગવડો ને સંસ્થાઓ ઊભી કરવા પાછળ દાન ખરચાવું જોઈએ.

અન્નદાન કરતાં જેમ વિદ્યાદાન શ્રેષ્ઠ છે તેમ મફતની વિદ્યા કરતાં સ્વાશ્રયી તપશ્ચર્યાથી મેળવેલી વિદ્યા શ્રેષ્ઠ છે.

પ્રથમ પ્રથમ આ માર્ગ કઠોરતાનો અને આકરો જણાશે પણ એ કઠોર કૃપાથી જ સમાજનો ઉદ્ધાર થવાનો છે.

આ મીમાંસા સચોટ છે એ વિષે કોઈને શંકા નહિ જ હોય. પણ આકરા ઇલાજોને હમેશાં આદર્શવાદ કહીને કોરે મૂકવામાં આવે છે અને છે એ પરિસ્થિતિ બદલાવાની નથી એમ સમજીને કંઈ હળવો ઉપાય સૂચવો એવી માગણી કરવામાં આવે છે. હળવા ઉપાયો નવા સૂઝવાના બાકી છે એવું ક્યાં છે? બૉન્ડ લખી લો, અમૂક વર્ષ પછી વ્યાજ લેવાશે એવી બીક બતાવો, ઋણ પાછું ન વાળનારનાં નામ જાહેર કરવામાં આવશે અને છેલ્લે ભણ્યા પછી એ પરણવાનો બાકી રહ્યો હોય તો સસરા પાસે ઉઘરાવવામાં આવશે એવા એવા કેટલાયે ઉપાયો છે, તે સૂચવવાનો આ નિબંધનો ઉદ્દેશ નથી. જે લોકોએ લીધેલું ઋણ ધર્મ સમજીને પાછું આપ્યું છે એવાઓની સંખ્યા સાવ નાની નથી. એમને કંઈ જુદા ઉપાયો સૂઝતા હોય તો એમણે જણાવવા જોઈએ.

ગૂજરાત વિદ્યાપીઠ,
અમદાવાદ.

**દત્તાત્રેય બાળકૃષ્ણ કાલેલકર**

## ૨૦

# દ્રૌપદી છાત્રાલયો

વીશીવાળાને ઘણું સુખ. એ પોતાનો વખત બાંધી દે છે અને કહે છે, 'જેને આ વખત સાચવવો હોય તે અમારે ત્યાં આવે;' જે મોડું કરે તેને માટે મૂઢ ઘાની પેઠે એની પાસે અનેક જાતની સજાઓ હોય છે. એને જોરે એ બધા પાસે વખત પળાવે છે. જે છાત્રાલયોને પોતાની નિશાળ નથી હોતી અથવા એક જ સંસ્થા જોડે જેનો સંપૂર્ણ સંબંધ બંધાયલો નથી હોતો એ છાત્રાલયોની બહુ કફોડી દશા હોય છે. એના છાત્રો બે ચાર સંસ્થામાં જતા હોય, કેટલાક કૉલેજમાં ભણતા હોય, કેટલાક પ્રાથમિક નિશાળમાં, કેટલાક કલાભવનમાં તો કેટલાક સંસ્કૃત પાઠશાળામાં. એ બધાનો વખત સાચવવો, તે તે સંસ્થાની શિસ્ત અને આદર્શને અનુકૂળ થવું, દરેક સંસ્થાના ચાલકો જોડે વાલી તરીકે પત્રવ્યવહાર ચલાવવો અને વિદ્યાર્થીઓને તે તે સંસ્થા ઇચ્છે એવી અભ્યાસની કે બીજી મદદ કરવી એ સહેલી વાત નથી. એક ઠેકાણે ખાદીનો આગ્રહ હોય, બીજે ઠેકાણે મૂછ સાફ કરી કૉલર પહેરવાનો આગ્રહ હોય, ત્રીજે ઠેકાણે અથવા ઘરમાં જ તિલક, સંધ્યાવંદન અને અબોટિયાંનો આગ્રહ હોય. સેંટ પોલની પેઠે All things to all men થવાનું એવા છાત્રાલયને માથે આવેલું હોય છે. એવા વર્ગને શું નામ આપવું એનો વિચાર કરતાં અકસ્માત સૂઝી આવ્યું કે એને દ્રૌપદી છાત્રાલય કહીએ. પણ દ્રૌપદીને માથે આટલી વિટંબણા નહોતી. દરેક જણે બે માસ અને બાર રાત વહેંચી લીધી હતી એટલે કોઈ પણ ક્ષણે એકની જ સેવા કરવાની રહેતી; પણ બીજા શબ્દને અભાવે મોઢે આવેલા શબ્દથી જ ચલાવી લઈએ. આવાં દ્રૌપદી છાત્રાલયોની વ્યવસ્થા શી રીતે ચલાવવી એનો વિચાર કરતાં પહેલાં આવાં છાત્રાલયો હોય જ શા માટે એનો વિચાર કરવો ઘટે છે.

દરેક છાત્રાલયને પોતાની વ્યવસ્થા, પોતાનું વાતાવરણ, પોતાનું વ્યક્તિત્વ અને પોતાની પ્રતિષ્ઠા હોવાં જોઈએ. એની અંદર રહીને જેટલા વિદ્યાર્થીઓ અને જેટલી સંસ્થાઓની ખિદમત થઈ શકે તેટલાની જ કરીને સંતોષ માનવો એ તે સંસ્થાનો ધર્મ છે. દ્રૌપદીને પણ સ્વધર્મ હતો માટે જ એ પ્રાતઃસ્મરણીય બની.

ગૂજરાતમાં કેટલાંક કોમી છાત્રાલયો પાસે પૈસા ને વિદ્યાર્થીની સગવડ હોય છે છતાં પોતાની શિક્ષણસંસ્થા એ નથી ચલાવતાં એ ફક્ત દુર્ભાગીપણાને લીધે જ. સરકારી ડિગ્રી અને સરકારી અભ્યાસક્રમનો આંધળો આગ્રહ ન હોત તો કેટલીયે ખાનગી સંસ્થાઓ સુંદર રીતે ચાલી શકત. એવી સંસ્થાઓને રાષ્ટ્રીયતાનો આગ્રહ ન હોય તો સરકાર પાસેથી માન્યતા પણ સહેજે મેળવી શકે. સંપ અને તેજસ્વિતાને અભાવે જેમ આપણે આપણો વેપાર ડુબાડ્યો તેમ આપણે આપણી કેળવણી પણ ડુબાડી છે. નહિ તો કોઈ પણ પ્રજાની કેળવણી સરકારના હાથમાં જવા દેવી એનું કારણ જ નથી.

મોટી સંસ્થા હોય તો એણે વિવિધ કેળવણી આપનાર આશ્રમમાં પોતાનું રૂપાંતર કરી નાંખવું જોઈએ. દરેક છાત્રાલયમાં જો પાંચદસ વિદ્વાનોને અને બેચાર કારીગરોને રોકવામાં આવે તો જોઈએ તેવી કેળવણી ત્યાં સહેજે અપાય. પણ દાની લોકોને અને સમાજના આગેવાનોને પુરુષાર્થ સાથે વેર એટલે એ બને જ કેમ? રાષ્ટ્રીય પ્રવૃત્તિમાં ભળતાં કેટલાકને બીક લાગતી હોય પણ સ્વતંત્ર ખાનગી પ્રવૃત્તિ તેઓ કેમ ન કરે? સરકારી દવાખાનું છે એટલા માટે સારા લોકો ખાનગી ડોક્ટર પાસે નથી જતા એવું જો બનતું નથી તો કેળવણીમાં તેમ કરતાં અગવડ શી?

આજના જાગ્રત જમાનામાં આવાં સ્વયંપૂર્ણ છાત્રાલયો કેમ ચલાવવાં એ વિષે સલાહ આપનાર મંડળ ઊભું કરવું અશક્ય તો નથી જ, અને સમાજહિતૈષી શિક્ષકો મળવા પણ અશક્ય નથી. પણ મુશ્કેલી આત્મવિશ્વાસ અને સ્વમાનની જ છે. એ ક્યાંથી આણીએ?

ગૂજરાત વિદ્યાપીઠ,
અમદાવાદ.

**દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર**

## ૨૧

# માબાપોની જવાબદારી

બજારમાં અને કોરટમાં લોકો એકબીજાને શબ્દમાં પકડે છે, કરારથી એકબીજાને બાંધવા માગે છે. સામા પક્ષની સગવડ, અગવડ, શક્તિ, મૂંઝવણનો વિચાર નથી કરતા. ખેડૂતોને ખેતર સોંપી દે છે ત્યારે એની પાસેથી લખાવી લે છે કે ખેતરમાં પાકે કે ન પાકે અમુક ભાગ તો આપીશ જ; વરસાદ પડ્યો ન પડ્યો એની તકરાર કરીશ નહિ. કરાર એ કરાર છે. એની પાછળ જઈને જોવાની કશી જરૂર નથી. એવી જ રીતે ડૉક્ટરના તાબામાં પોતાનું શરીર આપ્યા પછી માણસ કેમ નથી કહેતો કે હવે જવાબદારી ડૉક્ટરની છે! બધી સાવચેતી એ રાખશે, હવે મારે એમાં માથું મારવાપણું કે ચિંતા કરવાપણું રહેતું નથી.

કોઈની અસરકારક નિંદા કરવી હોય તો પ્રથમ એની ખૂબ સ્તુતિ કરવી અને "આવો હુશિયાર માણસ તું આટલું કેમ ભૂલ્યો" એમ કહી એનો દોષ કાઢવો. માટલું બરાબર ભાંગવું હોય તો એ હાથમાં પકડી ખૂબ ઊંચે ચઢાવી ત્યાંથી ફેંકી દેવું.

કેટલાંક માબાપ પોતાના છોકરાઓના ભણતર કે વર્તન વિષે સાવ નિરાશ થઈ ગયા પછી એને છાત્રાલયમાં મોકલી દે છે અને ગૃહપતિને બધી સત્તા આપીને અર્પણ કરી દે છે. ગૃહપતિના દેખતાં દીકરાને કહે છે, "જોજે, સારા સંસ્કારો મળી શકે એવે ઠેકાણે તને મૂકી જાઉં છું; તારું મોટું ભાગ્ય કે આવા પવિત્ર પુરૂષોનો સહવાસ તને મળે છે. અમે ઘરમાં કેટલી કરકસરથી રહીએ છીએ એની તને ખબર છે, પણ તારે માટે જે ખર્ચ કરીએ છીએ એનો અમને જરાએ સંકોચ નથી. તું અહીં ન ભણે તેનો યે અમને વાંધો નથી. તું તારા ગૃહપતિની ફક્ત સેવા કરજે. એ પલકવારમાં તને બધું આપી દેશે." પછી ગૃહપતિ તરફ વળીને કહે છે, "સાહેબ, મારો દીકરો મેં તમને સોંપી દીધો છેઃ

હવે એ મારો નથી. એ સારો દેશભક્ત થાય એટલું જ હું ઇચ્છું છું. તમારે જેમ વાળવો હોય તેમ એને વાળો. એ રજામાં ઘેર આવે એમ પણ હું ઇચ્છતો નથી. અમારી અગવડ અમે વેઠી લઈશું. અમારાથી દેશને માટે કશું થતું નથી એ લાચારી છે. લ્યો, આ દીકરાને અમે દેશસેવા માટે અર્પણ કર્યો.

"પણ, સાહેબ, એના અંગ્રેજી ઉચ્ચાર બહુ કાચા છે, એના પર જરા ધ્યાન આપો તો ઠીક થશે. મને અંગ્રેજી કેળવણીનો જરાયે મોહ નથી. પણ જમાનો એવો છે કે થોડુંક જાણ્યા વગર છૂટકો નથી."

આમ કહીને છોકરો એકવાર સોંપ્યો એટલે પછી બાપને થાય છે કે પોતાનું બધું કર્તવ્ય પૂરૂં થયું. છોકરો ઘેર જાય ત્યારે બધા નિયમો તોડવાને એને ઘેર ઉત્તેજન. છોકરો શુક્રાચાર્ય જેવો બ્રહ્મચારી થાય, મહાત્માજી જેવી એની પ્રતિષ્ઠા બંધાય એમ ઇચ્છનાર માબાપો આધુનિક રસિકતામાં એ પછાત ન રહે એ ઇંતેજારીમાં એને સિનેમા જોવા પણ લઈ જાય, કેમકે દુનિયામાં જેટલું સારું ગણાય તે બધું પોતાના દીકરામાં ઊતરવું જ જોઇએ એ મુખ્ય લોભ, પછી ભલેને એ બધી સારી વસ્તુઓ પરસ્પર વિરોધી હોય.

જેમ જેમ દિવસો જતા જાય તેમ તેમ માબાપનો અસંતોષ વધતો જાય. મેં આમ ધારીને છોકરો છાત્રાલયમાં મૂક્યો હતો, તેમ ધારીને મૂક્યો હતો, છોકરો જરાયે પિતૃભક્ત રહ્યો નથી વગેરે ફરિયાદો શરૂ થાય છે. પ્રથમ પ્રથમ પોતાના ભાગ્યનો દોષ કાઢે, પછી પોતાના દીકરાનો અને અંતે છાત્રાલયનો.

આવાં માબાપો પાસે જીવનનો ચોખ્ખો આદર્શ નથી હોતો; દીકરા પાછળ મહેનત કે ધ્યાન ખર્ચવાની દાનત નથી હોતી. છાત્રાલય જાણે યુવાન હૃદયનું ધોબીખાનું હોય તેમ છોકરાઓને ત્યાં મોકલી દે છે અને પછી ધોબીનો વાંક કાઢવા ઉપરાંત એમને કશું સૂઝતું નથી. આનો ઈલાજ શો? કેટલાક કહે છે માબાપો વચ્ચે અને છાત્રાલયો વચ્ચે પૂરેપૂરો સહકાર હોવો જોઈએ. માબાપોની ગૃહપતિને પૂરેપૂરી મદદ હોવી જોઈએ.

જેમની વચ્ચે આદર્શની એકતા નથી તેમની વચ્ચેનો સહકાર સગવડ ભરેલો કે શુભપરિણામી નથી થતો. આજે માબાપો બેદરકાર હોય છે એ ગૃહપતિને એક જાતની રાહત જ છે. માબાપો સાચેસાચો સહકાર શરૂ કરશે એટલે ગૃહપતિઓને ખબર પડશે! સ્થિતિમાં એટલું જ ઇચ્છવા જોગ છે કે ગૃહપતિઓ માબાપોના સહવાસમાં આવે અને તેમને છાત્રાલયના આદર્શ ને વાતાવરણ વિષે ધીમે ધીમે કેળવે. શિક્ષક પાસે તેમજ ગૃહપતિ પાસે શસ્ત્ર કહો કે અસ્ત્ર કહો એક જ છે. પોતાના કાર્યમાં જેને વિઘ્નરૂપ જુવે તેના પર તે ફેંકે. તે અસ્ત્ર તે કેળવણી. માબાપોને કેળવ્યા વગર સંસ્થાગત કેળવણી ઇષ્ટ પરિણામ આપે નહિ. આજે માબાપો બાળકોને એક તરફ ખેંચે છે, સંસ્થા બીજી તરફ. પરિણામે છાત્રો ત્રીજો જ રસ્તો લે છે, જે બન્નેને ન ગમતો હોય.

આદર્શ સ્થિતિ એ છે કે પ્રથમ માબાપ અને ગૃહપતિ વચ્ચે મૈત્રી બંધાવી જોઈએ, પછી એ મૈત્રીને કારણે જ બાળકોને છાત્રાલયમાં મોકલવા જોઈએ. જ્યાંત્યાં કૌટુંબિક સંબંધ ઇચ્છવો એ સહેલું છે. પણ કૌટુંબિક સંબંધની મર્યાદાઓ પણ જાણવી જોઈએ. ગૃહપતિનો જેટલા કુટુંબો સાથે હાર્દિક સંબંધ બંધાય એટલા કુટુંબના જ છોકરાઓને લઈને બેસવાની મર્યાદા એ સ્વીકારે તો એનું છાત્રાલય અસાધારણ પ્રભાવ બતાવશે. એનો અર્થ એ નથી કે એવા છાત્રાલયના છોકરાઓ ગૃહપતિ સામે નહિ થાય અથવા માબાપની ઇચ્છાની વિરુદ્ધ નહિ જાય. દરેક જમાનાને પોતાના નિર્ણય પોતાની ઇચ્છા મુજબ કરવાની છૂટ હોવી જ જોઈએ. વહેલી મોડી એવી છૂટ દરેક જમાનો લે જ છે. માબાપોનું તેમજ ગૃહપતિઓનું કર્તવ્ય એટલું જ છે કે તેઓ વિદ્યાર્થીઓમાં સારી ટેવો પાડે. સંસ્કારિતાનો આદર્શ એમની આગળ રજૂ કરે. સમુદાયમાં કેમ રહેવું એનો વિવેક શીખવે અને સમાજમાં રહેવું હોય તો સમાજના નિયમોનો સ્વીકાર કે વિરોધ ખાનદાનીથી કેમ કરવો એ બતાવે.

ગૂજરાત વિદ્યાપીઠ,
અમદાવાદ.

**દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર**

## ૨૨

## રમત કસરત

બુકર ટી વૉશિંગટને પોતાના જીવનચરિત્રમાં લખ્યું છે કે નાનપણમાં એમને મેદાની રમતો રમવાની તક ન મળી એ એમના જીવનમાં ભારેમાં ભારે ખામી રહી ગઈ છે. તેઓ મોટા થયા પછી એક પૃચ્છકે એમને પૂછ્યું કે નાનપણમાં તમે કઈ રમતો રમતા હતા? ત્યારે જ એમનું ધ્યાન ગયું કે એમનું બાળપણ રમત વિહોણું જ ગયું છે. આટલી વિગત વાંચ્યા પછી એમની ટસ્કગી સંસ્થાના દૈનિક કાર્યક્રમમાં રમતોને કેટલું સ્થાન એમણે આપ્યું છે એ સહેજે તપાસવાનું મન થયું. તપાસતાં આશ્ચર્ય થયું કે એમની સંસ્થાના સમયપત્રકમાં રમતોને સ્થાન જ ન હતું. આજે પણ તેવી જ સ્થિતિ છે કે શું એ હું જાણતો નથી પણ ઉપરની બીના આશ્ચર્ય પમાડે એવી છે ખરી. પણ એનું કારણ છે. જે સંસ્થામાં નામના નહિ પણ ખરેખરો ઉદ્યોગ અખંડ ચાલે છે તે સંસ્થામાં વિદ્યાર્થીઓને ઉદ્યોગ મારફતે જ હાથ હલાવવાનો પૂરતો આનંદ મળી રહે છે. ખેતી જેવા ઉદ્યોગમાં જ્યારે ઘણા લોકો એકસામટા કામે ચડે છે અને કામની હરીફાઈ ચાલે છે ત્યારે રમત જેટલો જ આનંદ આવે છે. ઘાસની ઊંચી ઊંચી ગંજીઓ ગોઠવતી વખતે ખેડૂતો કામ કરતા જાય, વચમાં વચમાં ગાતા જાય ને હસતા જાય એ જેણે જોયું છે તેને જ એ આનંદનો કાંઈક ખ્યાલ આવી શકે. મકાનોમાં છો કરતી વખતે જે ટીપણી ચાલે છે એમાં પણ વધારે નહિ તો રમત જેટલો આનંદ તો જરૂર મળે છે. અને એ તાલબદ્ધ હોઈ લાંબા વખત સુધી પહોંચે છે એ વળી વિશેષ.

આમ ઉદ્યોગ મારફતે જ શરીરને કસરત અને વિનોદ મળતો હોવાથી ઉદ્યોગપ્રધાન સંસ્થાઓમાં કસરત રમત તરફ બેદરકારી રહે તો મોટું નુકસાન નથી થતું. છતાં મારો દૃઢ અભિપ્રાય છે કે ઉદ્યોગ કરીને થાકી જતા હોય તોયે બાળકોને અને યુવાનોને કસરત રમતની આવશ્યકતા રહે જ છે.

બે કલાકનો ઉદ્યોગ એ ઉદ્યોગ જ નથી. મનમાં ઉદ્યોગનો અણગમો હોય તો બે કલાકમાં માનસિક થાક જરૂર ચડે પણ તેટલાથી શરીરની કસરતની ભૂખ ભાંગતી નથી. અને રમતો એ કંઈ ફક્ત શારીરિક કેળવણી માટે જ નથી હોતી. રમતો મારફતે ભારેમાં ભારે માનસિક અને નૈતિક કેળવણી મળે છે. રમતોમાં જે હસાહસ ચાલે છે તેથી મન પરનો ભાર હળવો થઈ જાય છે. રમતોના ઉત્સાહમાં નાનપણની મૈત્રીઓ દૃઢ થાય છે. સ્વયંસ્ફૂર્તિ સાથે મનની ઉદારતા પણ કેળવવી શક્ય થાય છે અને સામાજિક જીવનના કેટલાય સિદ્ધાન્તો અને નીતિઓ રમતદ્વારા ઘડાય છે. એટલા માટે છાત્રાલયોમાં સ્વાશ્રય અને ઉદ્યોગ હોય તોયે રમતોને સ્થાન તો હોવું જ જોઈએ. ભલે એને વખત ઓછો હોય અથવા અઠવાડિયામા ચાર દિવસ જ રમાતું હોય, પણ રમતનું વાતાવરણ તો જોઈએ જ. રમતોમાં મરદાની અથવા મેદાની રમતોનો જ સમાવેશ કરવો જોઈએ. પાનાં, શેતરંજ, સોગઠાં, ગંજીફા વગેરે બેઠી રમતો એ રમતો જ નથી. માંદા, ગાંડા અને નિરાશ થયેલા લોકોને માટે મદ્રાસીઓ કહે છે તેમ એ ‘कालक्षेपम्’ છે. કેટલાક બહુ સારા કર્તવ્યનિષ્ઠ સેવકો પણ એમાં ભાગ લે છે એટલાથી એ પ્રવૃત્તિ સુંદર કે ઉપયોગી નથી ઠરતી.

મેદાની રમતોમાં કેટલીક કૌશલ્ય વધારનાર હોય છે, કેટલીક શારીરિક શક્તિને કસનાર હોય છે, જ્યારે કેટલીકમાં હુમલા અને બચાવની ક્ષાત્રવૃત્તિ જ વધારે હોય છે. આ ત્રણે જાતની રમતોને છાત્રાલયમાં સ્થાન હોવું જોઈએ. અહિંસાને નામે મેદાની રમતો બંધ કરવાની ભૂલ કોઈ ન કરે. લડવાની વૃત્તિને રમતોમાં અવકાશ આપવાથી દિલદારપણું વધે છે અને ઝઘડાળુપણું કાંઈક ઓછું જ થાય છે. મેદાની રમતોમાં પણ લલિતકળા જેટલી જ

સંસ્કારિતા છે એ નાજુક બદન લોકો ભલે ન સ્વીકારે પણ તદ્દન સાચી વાત છે.

લાઠી, લકડી, બોથાટી, ઢાલપટા, મલખમ, કુસ્તી વગેરે કેળવવાથી આપણે મહાયુદ્ધો જીતી શકવાના છીએ એમ થોડું જ છે! પણ સ્ફૂર્તિ, આત્મવિશ્વાસ અને ઉત્સાહ કેળવવામાં એ વસ્તુનો ઉપયોગ ઘણો જ છે.

યુવાવસ્થાના વિકારો પર વિજય મેળવવા માટે નૈતિક ઉપદેશની જ્યાં અસર નથી થતી ત્યાં વ્યાયામ અને લડાયક રમતોથી ઘણીવાર લાભ થાય છે. યુવાનોનું સંગઠન કરવામાં, એમનામાં સેવાભાવ કેળવવામાં, શોધખોળ માટેનું રખડાઉપણું ઉત્પન્ન કરવામાં રમત કસરતનો ઉપયોગ ઘણો છે. સંઘકાર્યની તાલીમ એ પણ આવી પ્રવૃત્તિનું આવશ્યક અંગ ગણાવું જોઈએ. પર્યટનો, યાત્રાઓ, સ્વાશ્રયી વનભોજનો, અમુક કલાકની અંદર ઝૂંપડાં બાંધવાં, તંબુ ઠોકવા, ખાઈઓ ખોદવી, માલ ઊંચકીને લઈ જવો, માંદાઓની ડોળીઓ દવાખાને પહોંચાડવી વગેરે રમતોને છાત્રાલયમાં અવશ્ય સ્થાન હોવું જોઈએ. ગામડાંની રમતોમાં સૂઝ, સમયસૂચકતા, સ્ફૂર્તિ અને શીઘ્રનિશ્ચયના ગુણો સરસ કેળવાય છે.

એ આખું ક્ષેત્ર નવેસર ખેડવાની જરૂર છે. છાત્રાલયો જો ઉનાળાનાં દિવસોમાં ગામડાઓમાં જઈને મહિનો રહી જાય તો આ બાબતની સુંદર આપલે થઈ શકે એમ છે.

ગૂજરાત વિદ્યાપીઠ,
અમદાવાદ.

**દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર**

## ૨૩

# છાત્રાલયમાં સ્વાસ્થ્યસંરક્ષણ

છાત્રાલયો એ વિદ્યાર્થીઓને સમગ્ર જીવનની કેળવણી આપવાનાં સ્થાનો છે અને તેથી જ શાળાઓ કરતાં છાત્રાલયોનું મહત્ત્વ વધારે અંકાવું જોઈએ અને અંકાશે. વિદ્યાર્થીને પોતાના ભાવી જીવન માટે તૈયાર કરવો એ છાત્રાલયોનું કામ છે. આજના વિદ્યાર્થીઓ જ આવતી કાલના નાગરિકો છે અને તેઓ શરીરે સ્વસ્થ ન હોય તો દેશકાર્ય શું કરવાના હતા? એટલે પોતાના હાથમાં સોંપાયલા છાત્રોનું સ્વાસ્થ્ય સંરક્ષવું એ ગૃહપતિનું એક આવશ્યક કર્તવ્ય થઈ પડે છે. પણ એનો અર્થ એટલો જ નથી કે છાત્ર માંદો પડે એટલે ગૃહપતિ તેની સારવાર કરે કે કરાવવાની વ્યવસ્થા કરે. એ વસ્તુ જરૂરી છે પણ મહત્ત્વની દૃષ્ટિએ જોતાં એનું સ્થાન ગૌણ જ છે. સ્વાસ્થ્યના સંબંધમાં ગૃહપતિનું જે મુખ્ય પ્રધાન કર્તવ્ય છે તે તો પોતાના છાત્રોનાં જીવન જ એવી રીતે ઘડવાનું છે કે જેથી તેઓને માંદગીના પ્રસંગો આવે જ નહિ. આવે તો ઓછામાં ઓછા આવે. વિદ્યાર્થીદશા એ જ એવો કાળ છે જ્યારે સારીનરસી ટેવોનાં બી રોપી શકાય. એ કાળે એણે જે ટેવો પાડી હશે તે જીવનભર રહેવાની છે. એટલે ગૃહપતિએ છાત્રોનાં દૈનન્દિન જીવનમાં સ્વાસ્થ્ય સંરક્ષક ટેવો એવી તો ગૂંથી દેવી જોઈએ કે જેથી પાછલાં જીવનમાં છાત્રો શરીર વિષે નિશ્ચિંત રહી શકે. આમ કરવાને છાત્રાલયમાં પૂરેપૂરી સગવડ છે—અવકાશ છે. એનો ઉપયોગ જો ગૃહપતિ ન કરે તો તે ભારેમાં ભારે ભૂલ કરે છે—બલ્કે પોતાના સ્થાનધર્મમાં ચૂકે છે એ પણ કહી શકાય.

સ્વાસ્થ્ય સંરક્ષણની દૃષ્ટિએ વિચારતાં ગૃહપતિએ છાત્રોમાં કેવી ટેવો ઉતારવાની જરૂર છે, છાત્રોનું કઈ કઈ બાબતો ઉપર લક્ષ દોરવાની આવશ્યકતા છે એનો કંઈક ખ્યાલ આપવાનો આ નિબંધમાં પ્રયત્ન કર્યો છે.

આરોગ્ય સંરક્ષણને માટે માણસે હમેશાં પોતાના દૈનિક આચાર વ્યવહારમાં કેટલાક નિયમોનું પાલન કરવાની ટેવ પાડી દેવી જોઈએ. એમ કરશે તો પછી તેને પોતાનાં શરીરનાં આરોગ્ય વિષે બહુ ચિંતા કરવા જેવું રહેશે નહિ. આ બધા નિયમોનો અલગ રહીને નિયમો તરીકે વિચાર કરતાં કોઈને કદાચ લાગશે કે 'આ તે શો જુલમ? જ્યાંત્યાં નિયમ જ નિયમ; નિયમ વિના કશું સૂઝતું જ નથી!' પણ આમ હતાશ થવાની જરૂર નથી. આ બધી વસ્તુઓ એકવાર શરૂ કર્યા પછી એવી તો સ્વભાવસિદ્ધ થઈ જાય છે કે તેને વિષે કદી ખ્યાલ પણ રાખવો પડતો નથી. માત્ર શરૂઆતમાં જરા ચીવટ અને કાળજી રાખવાં જોઈએ.

**૧ વહેલું ઊઠવું:** આપણાં છાત્રાલયોમાં ઊઠવાનો વખત સહેજે સાડાચારની આસપાસ રાખી શકાય. વહેલા ઊઠવાથી તન મન પ્રફુલ્લ રહે છે, અને પરોઢિયે બુદ્ધિ અને સ્મરણશક્તિ પણ શુદ્ધ અને તાજી હોય છે એટલે વાંચવા લખવા જેવાં બુદ્ધિપ્રધાન કામો એ સમયે બહુ જ થોડા શ્રમે સારાં થઈ શકે છે. મોડા ઊઠવામાં કે જાગ્યા છતાં પથારીમાં પડયા રહેવામાં ઘણાં નુકશાનો છે. સાચો નિયમ તો એ હોવો જોઈએ કે પરોઢિયે જાગ્યા કે ફરી સૂવું જ નહિ. માણસ મોડો જાગે એ સહી શકાય, ચલાવી લેવાય; પણ જાગ્યા છતાં પડી રહે એ ટેવને તો જડ મૂળથી ઉખેડી નાખવી જોઈએ. એથી શરીર નબળું પડે છે અને સંકલ્પ શક્તિ પણ ક્ષીણ થાય.

આમ બ્રાહ્મ મુહૂર્તમાં ઊઠીને તરત જ—પથારીમાંથી પગ બહાર મૂકયા પહેલાં અચ્છોશેરેક પાણી પીવાની ટેવ રાખી હોય તો તેથી આંતરડાં સારી રીતે સાફ થઈ જાય અને ઘણા રોગોના હુમલામાંથી માણસ બચી જાય. મોડા કે અનિયમિત ઊઠનારને માટે આ ઉષઃપાન વ્યર્થ છે.

**શૌચ :** મળમૂત્રના ત્યાગને માટે સૌથી વધુ અનુકૂળ અને આરોગ્યપ્રદ નિયમ સવારે ઊઠ્યા કે તરત જવાનો છે. પણ મોડા ઊઠવાની ટેવથી ને જાગ્યા છતાં પથારીમાં પડી રહેવાની ટેવવાળા મળમૂત્રને રોકી રાખે છે તેથી ઘણા રોગોનો જન્મ થાય છે. હાજત રોકવાની ટેવ ભારે ખરાબ છે. છાત્રો નિયમિત વખતસર મળત્યાગ કરે એ વિષે ગૃહપતિ થોડા દિવસ જો ચીવટ રાખશે તો પછી છાત્રો ટેવાઈ જશે. ખાસ કરીને શિયાળામાં આ વિષે વધુ ચોકસાઈ રાખવી જોઈએ કારણ ઠંડીને લીધે ઘણા છાત્રો આળસ કરે છે અને પછી ખસ-લુખસ જેવાં ચામડીનાં દર્દો અને બંધકોષ જેવાં પેટનાં દર્દો વહોરી લે છે. વળી મળત્યાગ કર્યા વિના વ્યાયામ કરે છે અટલે વ્યાયામનો ગુણ તો બાજુએ રહ્યો પણ ઊલટો ભારે અવગુણ વહોરી લે છે. મળમૂત્રનો ત્યાગ કરતી વખતે જોર કરવું નહિ.

આ પછી મુખ શુદ્ધિ. એ માટે દાતણ સારાંમાં સારું સાધન છે. દાતણ સારી પેઠે ચાવવું અને તે કૂચાના છેડા તોડી નાખવા. પછી તેથી દાંત ઘસવા. દાંત ઘસવામાં દાતણને આડું તેમ જ ઊભું બંને રીતે ફેરવવું. દાંતનો અંદરનો ભાગ પણ ઘસવો. કોઈ કોઈ દિવસ સામે દર્પણ રાખીને દાંત ઘસતા રહેવાથી પોતાના દાંત ક્યાં ક્યાં વધુ ગંદા રહે છે તેની ખબર રહેશે. દાતણ તૂરું અને દુર્ગંધ-નાશક હોય તો સારું. બાવળ, આવળ, લીંબડો, વડ, કણજી—એ દાતણો સારાં ગણાયાં છે. દાતણ બહુ જાડું પણ નહિ સારું કારણ એથી દાંતના પારા છોલાઈ જવાનો અને દાંત બરાબર સાફ ન થવાનો ભય છે. બહુ પાતળું પણ સારું નથી. મધ્યમ કદનું ઘસતાં ફાવે એટલું લાંબુ દાતણ વાપરવું.

જે હમેશાં આ પ્રમાણે મુખશુદ્ધિ કરે છે તેને મંજન વગેરેની જરૂર રહેતી નથી. પણ જેના દાંતે લીલ બાઝી ગઈ છે, તેણે શરૂઆતમાં તે દૂર કરવા માટે મંજન વાપરવું. મંજન આ રીતે બનાવી શકાય. (૧) સિંધાલૂણનો ભૂકો તલના તેલમા ભેળવી તેનો ઉપયોગ કરવો. (૨) ચાક, કોલસો, મીઠું અને થોડું કપૂર. આટલી વસ્તુઓને સારી પેઠે પીસીને મંજન તરીકે વાપરવું.

વળી દાતણ કરીને તરત જ કોગળા કરવાની ટેવ રાખવી. કોગળા કરવાના પાણીમાં મીઠું નાખ્યું હોય તો મોં બહુ જ સ્વચ્છ થઈ જાય છે. ગળું પણ સાફ રહે છે અને ચોરિયા, સાદ બેસી જવો, દાઢ દુખવી, મોમાં ચાંદી પડવી વગેરે દર્દોથી બચી જવાય છે.

દાતણ ચાવવા પહેલાં અને ઉલ ઉતાર્યા પછી ધોવાનું ભૂલવું નહિ. એક જ જગ્યાએ સ્થિર બેસીને દાતણ કરવાની ટેવ સારી છે.

દાતણ કરીને મોં ધોતી વખતે નાકને અને આંખને ભૂલવાનાં નથી. હમેશાં મોં ધોતી વખતે નાક વાટે પાણી ખેંચી જોરથી બહાર કાઢી નાખવાનો અભ્યાસ રાખવો. પાણી પેટમા ઊતરી જાય એની બીક ન રાખવી. આમ કરવાથી નાક તો સાફ અને તંદુરસ્ત રહેશે જ પણ સાથે સાથે આંખને પણ ઘણો ફાયદો થશે. આંખ ધોવા માટે ઠંડું પાણી જ વાપરવું. પાણીની છાલકો મારી અથવા નહાતી વખતે બાલદીમાં માથું બોળી આંખને ઉઘાડમીંચ કરી બરાબર સાફ ધોઈ નાખવી.

**વ્યાયામ:** વ્યાયામ નિયમિત અને માપકસર કરવામાં આવે તો જ તેનો ગુણ છે, નહિ તો અવગુણ ઘણા કરે છે. કસરત કરતાં કરતાં મોં સુકાઈ જાય અને પરસેવો વળે એટલે બંધ કરવી. જમીને તરત, શરીરે ઘા પડ્યો હોય ત્યારે કે ખાંસી જેવી માંદગીમાં કસરત બંધ રાખવી. શરીરના બધા સ્નાયુઓને શ્રમ પડે, શરીરનાં કાર્યને ઉત્તેજન અને મદદ મળે એવી કસરતો કરવી.

**સ્નાન:** સ્નાનનો હેતુ શરીર શુદ્ધિનો છે એટલું યાદ રાખવું. બને ત્યાંસુધી ઠંડાં પાણીથી જ નહાવું. એથી ચામડી વધુ નીરોગી અને કષ્ટસહિષ્ણુ બને છે. ગરમ પાણીનું સ્નાન કરનાર પણ માથે તો ગરમ પાણી ન જ નાખે. નહાતી વખતે શરીર ચોળવા માટે ચોતારી ખાદીનો કટકો વાપરવો એ સારું છે. એથી શરીર પરનાં બધાંય છિદ્રો તદ્દન સાફ અને ખુલ્લાં થઈ જાય છે અને લોહીનું વહેણ પણ ગતિમાન થાય છે. નહાતી વખતે નાના વિદ્યાર્થીઓ પગની પાટલી, બગલ, કાનની ઝાલર અંદરથી અને પાછળથી, ઝાંઘોના સાંધા, ઘૂંટણની પાછળનો

ભાગ, ગરદન અને પીઠ સારી રીતે ઘસીને ધૂએ એ વિષે ચીવટ રાખવી. નહાવામાં સાબુ કે માટીનો ઉપયોગ કરીએ ત્યારે પાણી વધારે વાપરવું જોઈએ નહિ તો શરીરની ગંદકી વધવાનો જ વિશેષ સંભવ છે. સાબુ કરતાં માટી વધારે પાણી માગે છે. નહાતી વખતે શરીરે તેલ ચોળવું શિયાળામાં તો જરૂરનું છે જ. તેલ કૂવા ઉપર જ રાખ્યું હોય તો સારું કે જોઈતો તડકો પણ મળી રહે. વળી સાથે સાથે નાકમાં અને કાનમાં પણ તેલનાં ટીપાં પાડતા રહેવું એટલે એ માર્ગો પણ સ્વચ્છ અને તંદુરસ્ત રહેશે. પણ તેલ ચોળ્યા પછી શરીર બહુ જ ઘસીને સાફ ધોવું જોઈએ. નહિ તો એ ચીકટ જ ઊડતી ધૂળને ભેગી કરી શરીર ઉપર ગંદકી કરશે અને કપડાંને પણ બગાડશે. આ બાબત નાના વિદ્યાર્થીઓ નહાતા હોય ત્યારે એમનું ધ્યાન ખેંચતા રહેવું.

નબળાં શરીરવાળાએ કે માંદાઓએ ઠંડા પાણીનો આગ્રહ ન રાખવો. વળી તેમણે ભૂખ્યે પેટે પણ ન નહાવું. પહેલાં દૂધ જેવો જરા નાસ્તો કરી લેવો અને પછી તડકો પડતાં સ્નાન કરી લેવું. તાવ, ઝાડો, આફરો, સખત સળેખમ જેવા રોગોના દરદીને નહાવા દેવા નહિ.

નખ હમેશાં સાફ રહે અને બહુ વધી ન જાય એ વિષે પણ કાળજી રાખવાની જરૂર છે. વાળ વિષે એટલું કહી શકાય કે જેમ ઓછા તેમ સારા અને હોય એટલા સ્વચ્છ અને વ્યવસ્થિત રહેવા જોઈએ. ઉતારેલા નખ, વાળ કે પડી ગયેલા દાંત રઝળતા રાખવા નહિ. કારણ સ્થાનભ્રષ્ટ માણસોની પેઠે એ પણ સ્થાનભ્રષ્ટ થયા પછી શોભતા નથી.

૩. **ભોજન:** નિયમિત અને મિત આહાર એ આરોગ્યની ચાવી છે. અજીર્ણ કે અધૂરી ભૂખમાં ખાવું નહિ, તેમ ભૂખને મારવી પણ નહિ. આહાર શુદ્ધ અને સાદો હોવો જોઈએ. મસાલાનો ઉપયોગ બને એટલો ઓછો. મરચાં તો નહિ જ. ખોરાક બરાબર ચાવીને પ્રવાહી બનાવીને જ ગળે ઉતારવો. ઊનું ગરમાગરમ ભોજન સારું નથી. તેમ છેક ઠરી ગયેલું કે વાસી ભોજન પણ

હાનિકર્તા છે. સાંજે ખોરાક હલકો અને થોડો લેવો. વાળુના અને સુવાના વખત વચ્ચે ત્રણેક કલાકનો ગાળો રાખવો. સાંજનું ભોજન બનતાં સુધી સૂર્યાસ્ત પહેલાં જ લઈ લેવું.

જમ્યા પછી મોં બરાબર ખંખારીને ધોઈ નાખવું. દાંતની વચાળમાં કે પારામાં અન્નની કણો રહી જાય છે તો તે ત્યાં સડીને દાંતને સડો લગાડે છે, મોંને દુર્ગંધ મારતું કરે છે અને જીભ પણ ગંદી રહે છે. એમાંથી જ પછી દાંત અને મોંનાં બીજાં દર્દો થાય છે.

જમ્યા પછી તરત મહેનતનું કામ કરવું નહિ કે સૂઈ પણ જવું નહિ. સૂવાથી અગ્નિ મંદ પડે છે. જમ્યા પછી તરત સ્નાન કદી ન કરવું.

જમીને મુખવાસ કરવાનો આપણામાં રિવાજ છે. મુખવાસનો હેતુ મુખશુદ્ધિનો છે. પાણી એ રીતે સારામાં સારો મુખવાસ છે. સોપારી, તંબાકુ, પાન વગેરે કરતાં થોડી ધાણાની દાળ કે વરિયાળી સારાં. પણ એ વસ્તુઓ પણ જો દાંતમાં ભરાઈ રહે તો ખોટી. જે માણસ જમીને પાણી વડે મોં તદ્દન સાફ કરી નાંખે છે, પૂરતા કોગળા કરે છે તેને મુખવાસની બીજી વસ્તુની કદી જરૂર જ પડતી નથી.

જમી રહ્યા પછી ઘણાને દાંત કોતરવાની ટેવ હોય છે. એ ટેવ સારી નથી. એથી દાંતની વચાળ પહોળી જ થતી જાય છે અને તેમાં પછી અન્ન ભરાઈ રહી કહોવાય છે. તે જ પ્રમાણે કાન કે નાક કોતરવાની ટેવ પણ ખોટી છે. કાનમાંનો મેલ કાઢવા માટે કોતરવાની જરૂર નથી; જેટલો મેલ આંગળીથી બહાર કાઢી લઈ શકાય એટલે સુધી બહાર આવેલો હોય છે તે જ કાઢી નાખવો. મેલને માટે પુરાતત્ત્વ ખાતું ખોલી ખોદકામ કરવાની જરૂર નથી.

**૪. શયન:** સારી પેઠે ઊંઘવું હોય તો સારી પેઠે મહેનત કરવી. આળસને ને ઊંઘને કદી બનતું નથી. ઊંઘ ઊડી જાય એટલે સ્વપ્નાં વગેરે જાગે છે અને શરીર મનને હાનિ કરે છે.

સૂવાની જગ્યા સ્વચ્છ, પુષ્કળ હવાની આવજા થાય એવી હોવી જોઇએ. બિછાનું પણ સ્વચ્છ હોય. ઊંધા પડીને સૂવું,

ચત્તા સૂવું કે ટૂંટિયું વળીને સૂવું એ સારૂં નથી. પડખે સૂવાની ટેવ જ સારી છે. ટેવ ન હોય તો પાડવી. ટેવ વિના અંતરિયાળ કે અગાસીમાં અથવા જ્યાં પવનના ઝપાટા આવતા હોય ત્યાં સૂવું નહિ. પથારી કે ખાટલો ભીંતને અડોઅડ ન રાખવાં. સૂવાનું મોડું કરવું નહિ. નવથી સાડાનવ સુધીમાં સૂઈ જવું. વહેલા સૂવાની અને વહેલા ઊઠવાની ટેવ શરીરને અને મનને બંનેને આરોગ્યપ્રદ છે.

સૂતી વખતે માથે મોઢે ઓઢવું નહિ. બહુ ઠંડી લાગે તો કાનિયા ટોપી પહેરવી કે કાને માથે કટકો બાંધવો. નાક હમેશાં ઓઢવાનાંની બહાર જ રાખવાની ટેવ રાખવી. નાના વિદ્યાર્થીઓને બને ત્યાંસુધી હાથ પણ ઓઢવાનાં બહાર રાખવાની ટેવ પડે તો સારી.

જેમને સૂતા પછી તરત ઊંઘ ન આવતી હોય તેમણે માથે ઠંડું પાણી રેડવાનો પ્રયોગ અજમાવી જોવો.

**૫. વાચન-લેખન**: વાંચવું, લખવું એ બુદ્ધિપ્રધાન વ્યાપારો ગણાયેલા છે પણ એ કરતી વખતે પણ શરીરને ભૂલવાનું નથી. વાંચવા લખવામાં નીચેની બાબતો ખાસ લક્ષમાં રાખવી.

૧. પડ્યા પડ્યા વાંચવું નહિ. ૨. પુસ્તક અને આંખ વચ્ચે સાધારણ રીતે ચૌદેક ઈંચનું અંતર રાખવું. ૩. બહુ ઝૂકીને વાંચવું નહિ. વાંચતી લખતી વખતે ટટાર જ બેસવું. ૪. પુસ્તક ઉપર પ્રકાશ ડાબી બાજુએથી અને જરા પાછળથી પડે એમ કરવું. સામેથી પડતો પ્રકાશ આંખને નુકશાન કરે છે.

વળી હમેશાં ટટાર બેસવાની અને ચાલવાની ટેવ પાડવી. ઝૂકીને બેસવાથી, લચી પડ્યા હોઈએ એમ ઢળીને બેસવાથી કે કમર ઢીલી રાખીને બેસવાથી શરીરને નુકશાન થાય છે. એ જ રીતે ચાલતી વખતે પણ શોધતા હોઈએ એમ વાંકા વળીને ચાલવાથી ખૂંધ નીકળી આવે છે એ તો છે જ, પણ છાતી પણ નબળી પડી જાય છે; એટલે એ વિષે કાળજી રાખવી જરૂરી છે.

ગૂજરાત વિદ્યાપીઠ,
અમદાવાદ.

નગીનદાસ પારેખ

## ૨૪

# વિચારચંક્રમણ

કોઈક જ છાત્રાલય એવું હશે કે જ્યાં ગૃહપતિ અને છાત્રોની વચ્ચે વિખવાદના કે યાદીમાં લખ્યું છે તેમ ગજગ્રાહના પ્રસંગો ન આવ્યા હોય. છાત્રાલય જેવી સંસ્થા જ્યાં અનેક સંસ્કારોવાળા બાળકોને એક પદ્ધતિએ ચલાવવાના હોય ત્યાં કેટલુંક વૈમનસ્ય કે છાત્રોમાં અસંતોષ તો થાય જ. આપણામાં કહેવત છે કે પાંચ હાંલ્લાં ભેગાં થાય તો ખખડે પણ ખરાં. પણ કોઈ કોઈ વાર આ વૈમનસ્ય ઘણું ખરાબ સ્વરૂપ લઈ લે છે અને વાત ઘણી કસ પર ચડે છે; એમાંથી એકેય પક્ષનો તેજોભંગ થયા વિના સમાધાન નહિ થઈ શકે એમ લાગે છે. એટલે આ પ્રશ્ન નાનોસૂનો નથી.

ઘણીકવાર એમ બને છે કે નહિ જેવી વાતમાંથી ગાંઠ પડી જાય છે. આવે પ્રસંગે કુનેહવાળો ગૃહપતિ હોય તો વાત વધવા ન દે અને સમાધાન કરી નાંખે. દુનિયાંના સર્વ વ્યવહારમાં આ કુનેહવાળો ફતેહમંદ થાય છે અને તે જ કુનેહની ગૃહપતિમાં પણ એટલી જ જરૂર છે. આ કુનેહ એવી છે કે જેની મીમાંસા ન થઈ શકે.

એક વખત એક છાત્રાલયના છાત્રો સાથે વાતચીત કરવાનો પ્રસંગ આવેલો. છાત્રોએ કંઈક પ્રશ્નો પૂછવાનું રાખ્યું હતું. વિદ્યાર્થીઓની મુશ્કેલી એ હતી કે તેમને જમતી વખતે અબોટિયાં નહોતાં પહેરવાં અને ગૃહપતિ તેમ કરવાની તેમને ફરજ પાડતો હતો. હું માનું છું કે કદાચ એ તેમના છાત્રાલયનો નિયમ હતો.

એ છાત્રાલય બ્રાહ્મણોની એક નાતનું હતું. આવી જગાએ દોષ નિયમનો છે. છાત્રાલયના નિયમો કોમી કે સાંપ્રદાયિક ન હોવા જોઈએ. છાત્રો અનેક પ્રકારના સંસ્કારો લઈ આવે છે. એક જ સમાજના હોય તોપણ તેમાંના કેટલાક છાત્રો મોકળા અને રૂઢિ-નિર્મુક્ત મનના થવાના—કંઈક મોહથી, કંઈક શરમથી અને કંઈક કિશોરસુલભ છૂટના મુગ્ધ આકર્ષણથી. આવા વિદ્યાર્થીઓને જેના હેતુ સિદ્ધ ન કરી શકાય એવા નિયમોમાં બાંધવા યોગ્ય નથી.

હું માનું છું આવા ગજગ્રાહના પ્રસંગો સામાન્ય છાત્રાલય કરતાં કોમી છાત્રાલયમાં વિશેષ આપવાના. કોમ સંસ્થા અત્યારે આપણામાં નિષ્પ્રયોજન બની ગઈ છે અને તેના પ્રયોજન રહિત નિયમો પળાવવામાં વૈમનસ્ય થયા વિના રહે નહિ. હું તો કોમી છાત્રાલયોની જ વિરુદ્ધ છું. અંગ્રેજો હિંદમાંથી પૈસા લઈ જઈને પોતાના દેશમાં ખરચે અને આપણા સમાજમાં કોઈ શેઠ આખા સમાજમાંથી પૈસા કમાઈને માત્ર પોતાની કોમમાં જ તેનો ઉપયોગ કરે તે એમાં મને કશો ભેદ દેખાતો નથી. ઊલટી આપણી દૃષ્ટિ અંગ્રેજ કરતાં વધારે સંકુચિત અને અપકૃષ્ટ લાગે છે. આવાં કોમી છાત્રાલયો કોમી સંકુચિતતાના વાતાવરણનો વારસો ભાવી પ્રજાને બંધાવે છે.

કોમી છાત્રાલયોના વિદ્યાર્થીઓમાં આવી સંકુચિત દૃષ્ટિ ઊતરતી મેં જોઈ છે માટે કહું છું. તેઓ પોતાની સંકુચિતતાના ભાનથી પછી બીજાઓ સાથે છૂટથી ભળતાં ડરે છે અને પરિણામે બીજાઓની ખોટી ટીકા કરતાં અને બીજાઓને ધિક્કારતાં શીખે છે.

પણ કોમી છાત્રાલયો થઈ ગયાં છે તેનો શો ઉપાય? દરેક છાત્રાલય ભાણે ખપતી કોઈ બીજી કોમના વિદ્યાર્થીઓની અમુક સંખ્યાને અવકાશ આપે તે એક ઇલાજ છે. હું તો કોમી તત્ત્વ ઉપર રચાયેલા પંક્તિભેદને માનતો નથી. પણ કોમી છાત્રાલય માનતું હોય માટે કહું છું. કોઈને છાત્ર તરીકે લઈને તેને જુદાં જમવા બેસવાની ફરજ પાડવી એ મને અસહ્ય લાગે છે માટે 'ભાણા ખપતી કોમ' એમ કહું છું. છાત્રાલય આવો પંક્તિભેદ ન માને અને બધી નાતો માટે છાત્રાલયને ખુલ્લું મૂકે તો એ જેવું એકકે

નહિ. જુદી જુદી કોમોનાં છાત્રાલયોએ બને તેટલો સહકાર કરવો જોઈએ અને બિનકોમી જાહેર પ્રવૃત્તિમાં છાત્રોને પ્રેરવા જોઈએ.

આવાં કોમી છાત્રાલયમાં એક બીજો પ્રશ્ન પણ આવે છે. નાતની જમણવાર હોય ત્યારે છાત્રોને જમવા જવા દેવા કે નહિ? મરણોત્તર જમણવારોમાં તો સિદ્ધાંતથી જ ન જમવા જવા દેવા જોઈએ. તેમ જ લગ્નવરામાં પણ જ્યાં સિદ્ધાન્તનો વાંધો આવે ત્યાં જમવા જવા ન દેવા જોઇએ. પણ એવો એક પણ વાંધો ન હોય ત્યાં તે જમણમાં કોમીતત્ત્વ છે એટલા જ વાંધા પર જમવાનું બંધ કરાવવું કે કેમ? હું ધારૂં છું કે આપણે કોમીતત્ત્વનો વિરોધ એટલી હદ સુધી છાત્રો ઉપર નહિ મૂકવો જોઇએ. છાત્રોને કોમમુક્ત કરવા એ છાત્રાલયની કાર્યરેખામાં નહિ મૂકી શકીએ. કોઈ છાત્રાલય ખાસ એમ કરે તો તે સારું છે, (જેમકે વિદ્યાપીઠ છાત્રાલય) પણ બધાં છાત્રાલયોએ એમ કરવું જોઇએ એમ આપણે નહિ ઠરાવી શકીએ. માટે એ પ્રશ્નનો નિકાલ તે પ્રસંગના ગુણ-દોષ ઉપર છાત્રાલયના સામાન્ય નિયમોએ કરવો. જમણવારમાં ખાવાની વસ્તુ નિર્દોષ હોવાનો સંભવ ઓછો છે, ત્યાં છાત્રોના જમવા ઉપર દેખરેખ રાખી શકાતી નથી, ઘણે ભાગે જમણનો સમય પ્રતિકૂળ હોય છે. એ કારણોનો વિચાર કરવો જોઇએ. અને કઈ જમણવારમાં જવા દેવા અને કઈમાં જવા ન દેવા એના બારીક નિર્ણય કરવાની માથાકૂટમાંથી બચવા જમણવારમાં ન જ જવા દેવા એવો સામાન્ય નિયમ છાત્રાલયો રાખે તો સારૂં. આવો નિયમ નહિ હોય તો ગૃહપતિ અને છાત્રોની વચ્ચે વૈમનસ્યના પ્રસંગો એકદમ વધી જશે.

જુદી જુદી નાતના છાત્રો જ્યાં ભેગા હોય ત્યાં છાત્રોને જ્ઞાતિભેદ છોડી ભેગા જમવા દેવા કે નહિ તે એક વ્યહવારનો પ્રશ્ન છે. ગુજરાત વિદ્યાપીઠના છાત્રાલયે તે ભેદ છોડી દીધો છે. પણ બધાં છાત્રાલયો તેમ કરી શકે નહિ. તેમણે શું કરવું? જેમનાં માબાપોને એકપંક્તિભોજનનો વાંધો ન હોય તેમને તો એક પંક્તિએ જમવા જ દેવા જોઈએ. છાત્રાલયે પોતે પંક્તિ ભેદનો આગ્રહ ન જ રાખવો જોઈએ. બીજી બાજુ જે વિદ્યાર્થીને પંક્તિ

ભેદ પાળવો હોય તેને સંપૂર્ણ છૂટ આપવાનો પણ વાંધો નથી. પ્રશ્ન ત્યાં થાય છે કે કે જ્યાં માબાપ પંક્તિભેદનો આગ્રહ કરતાં હોય અને છાત્રને તે ન પાળવો હોય. હું માનું છું તેવી જગાએ ગૃહપતિએ માબાપને સ્પષ્ટ જણાવી દેવું જોઈએ કે વિદ્યાર્થીની પોતાની મરજી એક પંક્તિએ જમવાની હશે તો અમે તેને તે પ્રમાણે કરવા દઈશું. આચારમાં પંક્તિભેદ ન રાખવો, અને બહાર પંક્તિભેદ પાળવાનો દંભ કરવામાં છાત્રાલયે વિદ્યાર્થીને કે માબાપને મદદ ન કરવી જોઇએ.

કેટલીક ઝીણી ઝીણી બાબતમાં ગૃહપતિના આગ્રહથી વૈમનસ્યના પ્રસંગો ઊભા થાય છે. માનો કે ગૃહપતિ પોતે બહુ જ સાદાઈ રાખે છે. છાત્રોએ પણ સાદા રહેવું જોઇએ એ ખરું છે. પણ તેથી કરીને કોઈ છાત્રને માથે બાબરી રાખવી હોય કે અમુક રીતે સેંથા પાડવી હોય તો તેને રોકી શકે કે નહિ? હું માનું છું આવી બાબતમાં છાત્રોને બને તેટલી છૂટ આપવી એ જ ખરી કાર્ય-નીતિ છે. ગૃહપતિ પોતાના જીવનથી જેટલી અસર કરી શકે તેટલાથી તેણે સંતોષ માનવો. ઘણા ગૃહપતિઓ કાર્યમાં આવી છૂટ આપે છે પણ તેની વિરુદ્ધ વારંવાર ઉપદેશો આપ્યા કરે છે. આવા ઉપદેશોથી કેવળ ઊલટી અસર થવાની છે એમ ગૃહપતિએ જાણવું જોઇએ.

પણ આવી બાબતમાં પણ ગૃહપતિને એક દૃષ્ટિએ સત્તા છે. જ્યારે તે જુએ કે છાત્રનું વર્તન તેની રીતભાત કે તેના દીદાર ખરાબ અને હીનવૃત્તિના થતા જાય છે ત્યારે તેને પ્રથમ તો સમજાવવો જોઈએ અને તેથી ન માને તો તેને વારવો જોઈએ. પણ આ સત્તાનો અમલ વિદ્યાર્થીઓના લાભમાં બને તેટલી ઉદારતાથી કરવો જોઈએ અને અમલ કરવામાં જરા પણ અધીરા ન થવું જોઈએ.

છાત્રોની અરધ ઉપરની ફરિયાદો ખાવા સંબંધી હોય છે. આપણામાં દરેક ઘરમાં ખાવાની વાનીઓ બનાવવાની જુદી જુદી રીતો અને ખાવાના જુદા જુદા શોખો અને યોગ્ય વાની સંબંધી જુદાજુદા અભિપ્રાયો હોય છે. કાઠિયાવાડીને મગની દાળની ફોતરાં-

વાળી જરા ચીકણી ખીચડી ગમશે તો અમદાવાદી અને સુરતીને છૂટી અને કદાચ તુવેરની દાળની ખીચડી ભાવશે. રોટલી, ખાખરા, ભાખરી, રોટલા વગેરે શબ્દો સામાન્ય બોલાય છે પણ પ્રાંતે પ્રાંતે તેનો જુદો અર્થ થાય છે. આ બધા વિદ્યાર્થીઓને એક જ અન્નથી સંતોષવા મુશ્કેલ છે. હું માનું છું આપણા આખા સમાજમાં ખાવાની ચીજો એક સરખી તેની બનાવટ એક સરખી અને જમવાનો સમય એક સરખો થવાની ઘણી જરૂર છે. એમ કરવાથી આપણાં સંસ્કારો કે સંસ્કારિતા કે સંસ્કૃતિની વિશિષ્ટતામાં કશો જ વાંધો આવવાનો નથી. આને માટે ઘણાય પ્રયોગો કરવા જોઈએ, અને ડાહ્યા અને આ વિષયમાં રસ લેનારા ડૉક્ટરોનો સહકાર જોઈએ. આ પ્રયોગોને માટે મોટી ઉંમરના છાત્રોનાં છાત્રાલયો જ યોગ્ય છે. પણ હજી આ બાબતમાં પ્રયોગ કરવા જેટલી બુદ્ધિની તાજગી અને શાસ્ત્રીયતા આપણા વિદ્યાર્થીઓમાં નથી. અને તેમની મરજી વિરુદ્ધ તો કશું ન જ કરવું જોઈએ. એમ કરીએ તો પ્રયોગ જરૂર નિષ્ફળ જાય.

આ ઉપરાંત વિદ્યાર્થીઓ કંઈક ફરિયાદ ખાતર ફરિયાદ કરે છે. ઘરમાં જે નાનીસૂની અગવડ ખમી શકે છે તે છાત્રાલયમાં ખમતા નથી. વળી ઘરમાં પણ અમુક અગવડ કે અપૂર્ણતા હોતી નથી એમ કહેવામાં કંઈક તેઓ પોતાના કુટુંબનું અભિમાન માને છે. એક વિદ્યાર્થી ખરું કે ખોટું ક આ કરતાં આ વસ્તુ વધારે સારી જોઈએ, મારે ઘેર તો આવું નથી થતું, એટલે એની વિરુદ્ધ બોલવામાં દરેક વિદ્યાર્થી હીણપત માને છે. એટલે અસંતોષના લશ્કરમાં ભરતી એકદમ થાય.

આ ઉપરાંત વિદ્યાર્થીના અસંતોષનાં કેટલાક ખરાં કારણો પણ છે. ઘરમાં માતાના લૂખા હાથથી જે સંતોષ વળે તે છાત્રાલયમાં તેમને નથી મળતો; એટલે પેટ ભરાયા છતાં સ્વાભાવિક તૃપ્તિ નથી થતી. ખાવું એ મૂળ તો પશુવ્યવહાર છે પણ માણસે જાતે તેના પર વિજય મેળવી તેને એક સામાજિક પ્રસંગ બનાવ્યો છે. એ સામાજિકતાથી અરધી તૃપ્તિ વળે છે. તેને અનુકૂળ

છાત્રાલયમાં વાતાવરણ જોઈએ. ગૃહપતિ સાથે બેસીને જમતો હોય તો ખાવાની ચીજો સારી થવાનો સંભવ છે તેટલો જ સંભવ સામાજિક વાતાવરણ ઉત્પન્ન થવાનો પણ છે. આ સામાજિક વાતાવરણ મોટી સંખ્યામાં છાત્રો હોય તો એકદમ ઉત્પન્ન થવું વધારે મુશ્કેલ છે. જમતાં જમતાં સ્વાભાવિક રીતે વિવેકને અનુકૂળ અવાજ કાઢી શકો, તે જ્યાંસુધી સંભળાય તેટલામાં વાતાવણ ઉત્પન્ન થઈ શકે. માટે એક સાથે બે ચાર ગૃહપતિઓ કે અધ્યાપકો જુદી જુદી જગાએ બેસીને જમતા, વાતો કરતા હોય, તો વાતાવરણ વધારે ઉન્નત થાય અને કેટલીક ફરિયાદો નીકળી જાય. તે સાથે વિદ્યાર્થીઓ પોતે જ એવું વાતાવરણ મિત્રોની મંડળી બાંધી ઉત્પન્ન કરી શકે એ વધારે ઇષ્ટ છે.

ફરિયાદો ઓછી કરાવવાનો એક ઉપાય છાત્રાલયના કારભારમાં છાત્રોને યોગ્ય હિસ્સો આપવો એ છે. કાર્યથી મુશ્કેલીઓ વધારે સારી સમજાય છે, અને વિદ્યાર્થીઓ એક બીજાને અંદર અંદર વધારે સારી રીતે સમજે છે.

કેટલાક છાત્રો ગૃહપતિ પાસેથી વધારે લાડની આશા રાખે છે અને તે નહિ મળતાં ફરિયાદ કરે છે. આપણાં કુટુંબોમાં ખોટાં લાડ કરવાનો એવો ખરાબ રિવાજ હોય છે કે વિદ્યાર્થી એવાં લાડ વિના સ્વતંત્ર જીવનનિર્વાહ કરી શકતો નથી. મોટી ઉંમરના પણ લગભગ દરેક વિદ્યાર્થીને જરા પણ માંદગી આવતાં ઘર સંભારતો અને ઘેર જવાની રજા માગતો મેં જોયો છે. આ લાડ-વૃત્તિને જરા પણ ઉત્તેજન નહિ આપવું જોઈએ. ગૃહપતિએ તટસ્થ રહી દરેક વિદ્યાર્થીની તંદુરસ્તીનું બારીક અવલોકન રાખવું જોઈએ; પણ સામાન્ય, ગંભીર નહિ એવી માંદગીની દવા વિદ્યાર્થીએ જાતે કરતાં શીખવું જોઈએ. તેને મદદની જરૂર પડે તો મિત્રો પાસેથી મદદ લઈ ચલાવી લે એટલી આવડત તેને જોઈએ અને એવા મિત્રો તેણે કરી લેવા જોઈએ. મોટી ઉંમરે જરા માંદગી થતાં માને સંભારતાં આપણા જુવાને શરમાવું જોઈએ. માબાપોએ લાડ નહિ કરવાં જોઈએ, તો ગૃહપતિએ તો કદી નહિ

કરવાં જોઈએ. આપણે છાત્રો વિશે ઘણો વિચાર કરીએ છીએ, સંમેલનો ભરીએ છીએ, પણ તેની પણ એવી અસર થતી આપણે અટકાવવી જોઈએ.

છાત્રાલય વ્યવસ્થામાં કેટલીક બાબતની હમેશાં સંભાળ રાખવી જોઈએ. છાત્રોની ખટપટ જાણવા ચારસંસ્થા નહિ રાખવી જોઈએ. કોઈ ખરેખર ચારો નીમે છે એમ હું નથી કહેતો, પણ વિદ્યાર્થીઓની ચાડી ચુગલીને ઉત્તેજન નહિ આપવું જોઈએ. હોશિયાર અને સારા વિદ્યાર્થી તરફ પક્ષપાત થાય એ સ્વાભાવિક છે છતાં કોઈ તરફ પક્ષપાત થવા ન દેવો જોઈએ. વિદ્યાર્થી વિદ્યાર્થી વચ્ચેની તકરારોમાં પણ અંગત વળણથી જરા પણ ન દોરાવું જોઈએ. પોતાની વિરુદ્ધ છાત્રો શું બોલે છે તેની જરા પણ જિજ્ઞાસા ન થાય, તેથી જરા પણ માઠું ન લાગે એટલી ઉચ્ચ ભૂમિકામાં તેણે રહેવું જોઈએ. પોતાની ભૂલ કબૂલ કરતાં જરા પણ અચકાવું ન જોઈએ. વિદ્યાર્થી અને ગૃહપતિ વચ્ચે ગજગ્રાહ છે અને તેમાં પોતે જીતવું છે એવી મનોગ્રન્થિ ન થવા દેવી જોઈએ. વિદ્યાર્થીઓની ખુશામતથી પર રહેવું જોઈએ. પોતાની નિંદા કરનાર તરફ પણ જરા પણ દ્વેષ ન થવા દેવો જોઈએ. વિદ્યાર્થીઓની પક્ષાપક્ષી અને ખટપટથી ઊર્ધ્વ રહેવું જોઈએ.

ગૃહપતિ છાત્રાલયના કામ ઉપરાંત બીજું કાંઈ શિક્ષણનું કે એવું કામ કરી શકે કે નહિ એવો પ્રશ્ન પૂછાય છે. હમણાં મેં વાંચ્યું કે માબાપે છોકરાંને એવી રીતે ન રાખવાં જોઈએ કે જેથી તેમને એમ લાગે કે છોકરાં ઉછેરવાના કામ સિવાય તેમને દુનિયાંનાં કશાં કામો જ નથી. માબાપે પોતપોતાને કામે વ્યાપૃત રહેવું જોઈએ અને એમ કરે ત્યારે જ છોકરાં સ્વતંત્ર રહેતાં શીખે. આ સત્ય ગૃહપતિને માટે પણ ખરું છે. બીજું કામ ભલે ન કરવું હોય તો ન કરે પણ તેને પોતાના જીવનનો કોઈ સ્વતંત્ર વ્યાસંગ જોઈએ.

મેં આગળ કહ્યું કે જેનો હેતુ ન સમજાવાય તેવા નિયમો છાત્રાલયમાં ન જોઈએ. તેમાં એક માત્ર અપવાદ કરવો પડે તે

પ્રાર્થનાનો. આ સંબંધી લાંબી ચર્ચા કરવા કરતાં પ્રાર્થનાનો મારો વિચાર રજૂ કરું છું. પ્રાર્થના છાત્રોને ફરજિયાત ન જોઈએ. તે સમયનું વાતાવરણ સાદું, અવાજ વગરનું શાન્ત અને તે સાથે ઈન્દ્રિયોને સૂક્ષ્મ ઉપભોગથી સ્વાસ્થ્ય આપનારું જોઈએ. પ્રાર્થનાખંડમાં સુંદર ચિત્રો, ધૂપ વગેરે જોઈએ. ગાવાની પ્રાર્થનાઓ કોઈ પણ સંપ્રદાયની ન જોઈએ. ધર્મવિધિઓ કોઈ પણ પંથની ન જોઈએ. સંખ્યા વગેરેને માટે છાત્રોને છાત્રાલયોમાં પ્રેરવાની હું વિરુદ્ધ છું. તે સાથે કોઈને તે કરવું હોય તો પોતાની મેળે કરવાને તેને સંપૂર્ણ છૂટ હોવી જોઈએ. ધૂનો જેટલે અંશે સાદામાં સાદો સંગીતખંડ ગણાય તેટલે જ અંશે સંગીત શિક્ષણના પ્રારંભમાં જ રાખવી જોઈએ, તેની ઉપરની ભૂમિકાએ તે રાખવાની હું વિરૂદ્ધ છું. ધૂનથી એક પ્રકારનો બુદ્ધિવિરોધી વૃત્તિવેગ આપે છે જે અંતે ધર્માન્ધતામાં પરિણામ પામે એમ હું માનું છું છે. ભજનોમાં રામ કૃષ્ણ હરિ વગેરે આવે તેનો વાંધો ન હોવો જોઈએ. એવાં નામોથી એ ભજનો સાંપ્રદાયિક કે કોમી બની જાય છે એમ માનવાનું કારણ નથી. પણ તેમાં સંપ્રદાય કે કોમની સંકુચિતતા ન જોઈએ. હિંદુ મુસલમાન વગેરે બધા કોઈ પણ શાળાની પ્રાર્થનામાં ભાગ લઈ શકે તેવાં પ્રાર્થનાનાં રૂપો યોજવાની જરૂર છે. ભજનો, બધી વૃત્તિઓમાં સંવાદ ઉપજાવી, સમસ્ત ચિત્તને ઉત્સાહી કરે એવા અર્થ અને સંગીતવાળાં જોઈએ. જેનું પરિણામ નિરુત્સાહ હોય તેને હું ધર્મ નથી માનતો. પ્રાર્થના એક કે બેથી વધારે વાર ન જોઈએ.

જો શાળામાં સંગીતશિક્ષણની યોજના ન હોય તો છાત્રાલયે એ ખોટ પૂરી પાડવી જોઈએ.

છાત્રાલય અને શાળા જુદાં હોય ત્યારે એક પ્રશ્ન ઉપસ્થિત થાય છે. ધારો કે શાળામાં કસરત કે રમતોનો એક સમય નિયત કર્યો હોય, અને છાત્રાલયમાં બીજો સમય હોય. વિદ્યાર્થી પાસે બે વખત કસરત કરાવવી યોગ્ય ન હોય—નથી. ત્યારે વિદ્યાર્થીને શાળાની તાલીમમાં રાખવો કે છાત્રાલયની? ઘણાં

છાત્રાલયો આવા કારણુસર શાળામાંથી છાત્રોને રજા અપાવવા ભલામણ કરેછે. શાળામાં રમતનો સમય સાંજનો હોય ત્યારે જૈન છાત્રાલયો શિયાળાના ટૂંકા દિવસોમાં પોતાના છાત્રોને રમતમાં ન રોકતાં વહેલા છાત્રાલય મોકલવાને આગ્રહ કરે છે. હું માનું છું આવા દરેક પ્રસંગે છાત્રાલયના નિયમમાં અપવાદ કરી વિદ્યાર્થીને નિશાળના વધારે વિશાળ જીવનમાં ભાગીદાર થવા દેવો જોઈએ.

છાત્રોને માટે સાહિત્ય કેવું હોવું જોઇએ એ પ્રશ્ન જેટલો વિશાલ તેટલો જ વિકટ છે. પણ તેનો જવાબ આપ્યા વિના ચાલે તેમ નથી. તેના સિદ્ધાન્તોની ચર્ચા અહીં શકય નથી. માત્ર એક વ્યવહારપ્રશ્ન તરીકે હું તેની ચર્ચા કરું છું.

નીતિ અનીતિ કે એવા ધોરણથી પુસ્તકોનો બહિષ્કાર કરવા કરતાં શુદ્ધ કલાની કે સાહિત્યની દૃષ્ટિથી પુસ્તકોની પરીક્ષા કરવી વધારે સારી છે. કહેવાતી નીતિની ચોપડીઓ પણ જો કલાની દૃષ્ટિએ કે બુદ્ધિની દૃષ્ટિએ સારી ન હોય તો, તેમાં કશું ખો કર્યું નથી કે તેમાં આપણને ગમતી એકાદ વાતનો પ્રચાર કર્યો છે એ દૃષ્ટિએ તેને લેવી નહિ.

બીજું એ કે સામાન્ય રીતે જે ઉંમરના અને વિકાસની ભૂમિકાના છાત્રો આવતા હોય તેના માનસને સબળ, પુષ્ટ અને વ્યાપારમય કરે તેવું પુષ્કળ વાચન છાત્રાલયે પૂરું પાડવું જોઈએ. અંગ્રેજીમાં આવું સાહિત્ય પુષ્કળ છે. પણ ગુજરાતીમાં હજી નથી. ઘણું નવા વિચારનું ગણાતું સાહિત્ય પણ કલાની દૃષ્ટિએ હીન અને ડાહીલું, ટાહેલાંવાળું, ચાંપલાઈવાળું છે. આ પરિષદે હું માનું છું કે બાલ શિક્ષણ, પ્રાથમિક શિક્ષણ, માધ્યમિક શિક્ષણ અને ઉચ્ચ શિક્ષણનાં છાત્રાલયો માટે પુસ્તકોની વર્ગવાર યાદીઓ બહાર પાડવી જોઈએ. છાત્રાલય માસિક આ દૃષ્ટિએ પ્રકાશિત થતાં પુસ્તકોની સમીક્ષા કરે તો તે માસિકમાં એક અગત્યની આકર્ષક શાખા ઉઘડે અને તેનું વૈવિધ્ય વધે.

છતાં નિષિદ્ધ સાહિત્ય છાત્રના વાંચવામાં તો આવશે જ. તે વખતે તેના પર બલાત્કાર કરીને તે સાહિત્ય ખૂંચવી લેવાથી લાભ નથી. ગૃહપતિએ દરેક વિદ્યાર્થી શું વાંચે છે, તે પોતે સ્વાભાવિક

રીતે જાણે એટલું દરેક છાત્રના સંસર્ગમાં રહેવું જોઈએ. વિદ્યાર્થી શું વાંચે છે, શું વાંચવું જોઈએ વગેરેની તેની સાથે ચર્ચા કરવી જોઈએ અને એક મિત્ર તરીકે આ બાબતમાં માર્ગદર્શક રહેવું જોઈએ. આ કામ છાત્રાલયમાં વિદ્યાર્થીમંડળની સંસ્થા રાખી હોય તો કરવું સહેલું પડે. ગૂજરાત મહાવિદ્યાલયમાં ત્રણેક વરસ પહેલાં, એક માત્ર વાંચનારાનું મંડળ જે રીતે કામ કરતું હતું તે રીત સારી હતી. તેમાં કાંઈ નિયમો જેવું નહોતું. દરેક સભ્યે પાછલા અઠવાડિયામાં શું વાંચ્યું તેનો સાર પોતાની દૃષ્ટિએ કહી જવાનો હતો. આવાં મંડળોથી વિદ્યાર્થીની વિવેચક દૃષ્ટિ કેળવાય છે. તે સારગ્રાહી થાય છે. વિદ્યાર્થી સ્વાભાવિક રીતે પોતાની ભૂમિકાનું સાહિત્ય વાંચી જાય એમ આ રીતે બની શકે.

માદલપુર, અમદાવાદ.

**રામનારાયણ વિ. પાઠક**

## ૨૫

# પ્રશ્ન ચર્ચા

[છાત્રાલય સંમેલન માટે નિબંધોની માગણી કરવામાં આવેલી. તે નિબંધો માટે માર્ગદર્શક યાદી બહાર પાડવામા આવેલી. તે યાદીમાંના પ્રશ્નો ઉપર આવેલા નિબંધો આ સંગ્રહમાં છાપવામાં આવ્યા છે. જેમના તરફથી બધા પ્રશ્નો ઉપર લખાણ મળ્યું છે તે અહીં છાપવામાં આવ્યું છે. બધા પ્રશ્નોની યાદી નીચે છાપવામાં આવી છે. લખાણમાં તો માત્ર પ્રશ્નનો ક્રમાંક જ આપવામાં આવ્યો છે.]

### નિબંધો માટે સૂચવેલા પ્રશ્નો

૧. કોઈ પણ સંસ્થાને છાત્રાલય ગણવા માટે તેમાં ઓછામાં ઓછી કેટલી સગવડો અને વ્યવસ્થા હોવાં જોઈએ.

૨. છાત્રાલયનું માર્ગદર્શક સમયપત્રક તથા છાત્રાલયના કામની રૂપરેખા ( જુદાંજુદાં ખાતાં, પત્રકો, સૂચના વગેરેનો સંગ્રહ )

૩. ગૃહપતિના કાર્યક્ષેત્રમાં વ્યવસ્થાપક મંડળની કેટલી દરમ્યાનગીરી હોઈ શકે.

૪. ખોરાકને અંગે નીચેના સવાલો:

अ. રસોડાની સગવડ, आ. જમવાના સમય; इ. ખોરાકનું ખર્ચ; ई. ખોરાકમાં શું શું હોવું જોઈએ અને કેટલા પ્રમાણમાં; उ. બાળક વિદ્યાર્થીઓ અને પુખ્ત વયના વિદ્યાર્થીઓ માટે જુદાજુદા ખોરાકની વ્યવસ્થા.

૫. જુદજુદા ઉત્સવો અને તહેવારો અનુરૂપ રીતે ઊજવવાના પ્રકારો.

૬. ધર્મશિક્ષણ અને ધર્મપાલન.

૭. છાત્રોને અભ્યાસમાં મદદ.

૮. સ્વચ્છતા.

૯. આરોગ્ય.

૧૦. પર્યટનો અને પ્રવાસ.

૧૧. સ્વાશ્રય અને ઉદ્યોગ.

૧૨. સજા.

૧૩. છાત્રો અને ગૃહપતિ વચ્ચેના ગજગ્રાહની મીમાંસા.

૧૪. વિદ્યાર્થીઓનું સ્વરાજ્ય.

૧૫. કઈ ઉંમર પછીનાં બાળકોને છાત્રાલયમાં દાખલ કરી શકાય.

૧૬. પરણેલા વિદ્યાર્થીઓ વિષે.

## ઉત્તરો

### ૧

૧. સારા સંસ્કારી, ચારિત્રવાન ગૃહપતિ, એ છાત્રાલયની અનિવાર્ય જરૂર છે. એના વિના ગમે તેટલાં સાધનો ને વ્યવસ્થા હોય છતાંય એ છાત્રાલય ન ગણાય. સાધનોમાં વાસણો, મકાન ને સાહિત્યો સંસ્થાનાં હોવાં જોઈએ. એનો ખર્ચ વિદ્યાર્થી ઉપર ન પડે.

૨. રાત્રિના દશથી ચાર સુધી વિદ્યાર્થીઓ કામ ન કરે તે ખાસ સાચવવાનું; ત્રણ કલાક એમની શાળાના અભ્યાસ માટે મળવા જોઈએ. બાકીના સમયમાં પ્રાર્થના, રમતગમત કે બીજી હરકોઈ ઉપયોગી પ્રવૃતિઓ ગોઠવવી.

૩, ૧૩ ને ૧૪. ગૃહપતિ, એ Vetoingની સત્તાવાળો પ્રમુખ અને executive સભ્ય; એ સિવાયની બધી સત્તા અને વ્યવસ્થા વિદ્યાર્થીઓનાં હોવાં જોઈએ Broad Principles નક્કી કર્યા પછીથી નાનીનાની બાબતમાં ગૃહપતિએ કદી વચમાં ન આવવું.

૪. અ એક પંગતે બેસી શકે તેવું મોટું રસોડું જોઈએ. इ ખોરાકનું ખર્ચ પંદર રૂપિયાથી વધવું ન જોઈએ. ई ખોરાકમાં દૂધ ને ઘઉં હોવા જોઈએ. उ બાળકોને બની શકે તો ચાર વખત ને મોટી ઉંમરનાને ત્રણ વખત અપાય તો સારું. બાળકોને દૂધ વધારે પ્રમાણમાં અપાય તો સારું.

૬. ધર્મશિક્ષણ ને ધર્મપાલન-શીખવ્યું શીખવાડાતું નથી; જેટલે અંશે ગૃહપતિના વર્તનમાં હોય તેટલે અંશે વિદ્યાર્થીઓમાં ઊતરે.

૭. મોટા વિદ્યાર્થીઓ નાનાને મદદ કરે તેવી વ્યવસ્થા ગોઠવવી જોઈએ.

૮. સ્વચ્છતાનું જુદું ખાતું જ ગોઠવવું જોઈએ. નવી નાની મ્યુનિસિપાલિટી હોય તેવો ખ્યાલ આવે એવી વ્યવસ્થા કરવી.

૯. આરોગ્ય માટે વિદ્યાર્થીઓને માટે એક ડોકટરની વ્યવસ્થા રાખવી; તે મુકરર સમયે આવીને દરેક વિદ્યાર્થીને તપાસે.

૧૦. છાત્રાલયની આસપાસના ગામોમાં કે સ્થળોમાં ઓછામાં ઓછું દર માસે એક વખત ને લાંબો પ્રવાસ દરવર્ષે એક વખત કરાવવાની યોજના કરવી.

૧૧. સરકારની સાથે જોડાયેલી સંસ્થાઓ હોય ત્યાં ઉદ્યોગને અવકાશ ઓછો રહેવાનો જ; ને સ્વાશ્રયને માટે તો રસોઇયા કે નોકરો પણ કાઢી શકાય તો સારું.

૧૫. આઠવર્ષની ઉંમર પછીથી બાળકોને છાત્રાલયમાં દાખલ કરી શકાય.

૧૬. પરણેલા વિદ્યાર્થીઓને સંસ્થામાં ન જ રાખવા એ ઇચ્છવા યોગ્ય છે; છતાંય અપવાદ તરીકે રાખવા પડે તો વધારે ફી લેવી.

રામજીમંદિર,
વડોદરા.

**મોતીભાઈ નરસિંહભાઈ અમીન**

## ૨

૧. છાત્રાલયમાં સૌથી મહત્વની વસ્તુ વાતાવરણની છે. દરેકને એમ થવું જોઈએ કે આ છાત્રાલય છે. છાત્રાલયમાં રહેનાર વિદ્યાર્થીઓને એમ લાગવું જોઈએ કે આપણે વિશિષ્ટ ઉદ્દેશથી, વિશિષ્ટ જીવન ઘડવા માટે અહીં આવ્યા છીએ. છાત્રાલયમાં આવનાર મહેમાનોને પણ થવું જોઈએ કે આ વિશિષ્ટ વાતાવરણ-વાળું સ્થળ છે. એ વાતાવરણ વિષે ડર પેદા ન થાય પણ આદર અને આકર્ષણ પેદા થવાં જ જોઈએ; અને મહેમાનોએ વાતાવરણને લીધે જ પોતાના ઉપર અંકુશ મૂકવો જોઈએ. આટલું જ્યાં થતું હોય ત્યાં છાત્રાલય છે એમ ગણાય. પ્રસન્નતા અને વ્યવસ્થા જ્યાં હોય ત્યાં છાત્રાલય છે એમ સુખેથી કહી શકાય.

છાત્રાલયમાં કુટુંબ જેવું વાતાવરણ હોવું જોઈએ એમ ઘણા કહે છે. હું તો ઉલટાવીને કહું કે છાત્રાલયની પ્રસન્નતા અને વ્યવસ્થા જોઈને લોકો કહે કે કુટુંબોમાં છાત્રાલય જેવું વાતાવરણ હોય. આપણા લોકોમાં ચલાવી લેવાની અહિંસક વૃત્તિ છે માટે જ ઘરો અને સમાજ ચાલે છે. આપણે ચલાવીએ છીએ એમ ભાગ્યે જ કહેવાય. એ જડતાની સ્થિતિ છાત્રાલયમાં ન જ હોય. છાત્રાલયમાં એની મેળે કશું ન ચાલે. દરેક વસ્તુ પાછળ ચોક્કસ યોજના અને હેતુ હોવાં જોઈએ. આ દૃષ્ટિએ ઓછાંમાં ઓછું શું શું હોવું જોઈએ એનો વિચાર કરીએ.

(૧) પ્રથમ જોઈએ છે બાળસ્વભાવ ઓળખનાર અને એમાં ભળી શકનાર પીઢ ગૃહપતિ. છાત્રાલયોમાં નિયમો ગમે તેટલા હોય પણ એ નિયમોએ ગૃહપતિને અધીન રહીને વર્તવું જોઈએ. અને એવા ગૃહપતિના મગજમાં બધી વીગતોની ગોઠવણ ગોઠવાયલી હોવી જોઈએ.

(૨) છાત્રાલયોમાં બીજાની શાંતિ અને વિકાસનો વિચાર હોવો જોઈએ. એ વિચાર પ્રયત્નપૂર્વક કેળવ્યા વગર નથી કેળવાતો. એ સભ્યતાનું લક્ષણ છે. સંસ્કારિતાનો એ આદર્શ

છે. એનો આગ્રહ અખંડ રીતે ત્રણ ચાર વર્ષ સુધી ચલાવ્યા પછી જ એ વાતાવરણ જામ્યાનો વિશ્વાસ રખાય.

(૩) છાત્રાલયમાં ચોવીસ કલાકનું સમયપત્રક હોવું જોઇએ. માત્ર એમાંનાં અમુક બિંદુઓ જ લશ્કરી આગ્રહથી સ્થિર રખાય. બાકીનાંમાં સગવડ પ્રમાણે સંકોચ કે વિકાસ કરવાની સગવડ હોવી જ જોઈએ અને અમુક વખત તો વિદ્યાર્થીઓ ધારે તો બગાડી શકે એવો છૂટો હોવો જોઇએ.

(૪) કેટલાક નિયમો ચોક્કસ અને આગ્રહી હોય અને ઘણાખરામાં વિદ્યાર્થીઓને વિકલ્પ હોય. આ ઉભયવિધ વ્યવસ્થા વગર ચારિત્ર કેળવાતું નથી.

(૫) ઇશ્વરે પશુઓને ગંદવાડની સૂગ નથી આપી પણ એની સાથે ગંદવાડ વધારવાની શક્તિ પણ નથી આપી. માણસને ઇશ્વરે અનેક રીતે અપવાદરૂપ બનાવ્યો છે. તેથી ગંદવાડ સામે ઓછામાં ઓછી આટલી બાબતમાં સાવચેતી રાખવી જોઇએ. છોકરાંઓના કપડાં અને ગાદલાં સ્વચ્છ હોય, અને સંસ્થાની ભૂમિ ઉપર કાગળ, ચીંથરાં, દાતણ, દીવાસળીઓ અને જ્યાં ખાદીનો ઉપયોગ હોય ત્યાં રૂના ડૂચા બિલકુલ પડવા દેવા ન જોઈએ. છાત્રાલયોમાં વાણીની સ્વચ્છતા પણ એટલા જ આગ્રહથી પળાવી જોઈએ. રાત્રે સૂવાના કલાકોમાં, પ્રાર્થના વખતે અને માંદાઓની આસપાસ સંપૂર્ણ શાંતિ હોવી જ જોઈએ. મૌનની આવશ્યકતા નથી.

(૬) માંદાઓની માવજત માટે અમુક ઓછામાં ઓછી સગવડ હોવી જ જોઈએ.

(૭) છાત્રાલયમાં શૌચ અને પેશાબની વ્યવસ્થા શહેરોમાં તેમ જ ગામડાંઓમાં આદર્શ ગણાય એ જાતની હોવી જોઈએ.

(૮) દરેક વિદ્યાર્થીને પોતાની પાસે કયો કયો સામાન છે અને પોતાનો હિસાબ કેવો છે એનો ખ્યાલ હોવો જોઈએ.

(૯) રમતો, સંગીત, વાચનાલય, પુસ્તકાલય, થોડા ઝઘડા અને ચર્ચા આટલી વસ્તુઓ છાત્રાલયમાં હોવી જ જોઈએ; એ ન હોય તો જીવન મંદ છે એમ જાણવું.

(૧૦) ગૃહપતિને કેળવણીની બાબતમાં કંઈ શોભે એટલું જ્ઞાન હોવું જોઈએ.

૨. છાત્રાલયનું માર્ગદર્શક સમયપત્રક ત્યારે જ તૈયાર કરાય જ્યારે ભણતરના કલાકો ઉપર છાત્રાલયનો કંઈક અંકુશ છે એમ મનાય. સામાન્ય રીતે એટલું કહી શકાય કે રાતના નવથી સવારના ચાર વાગ્યા સુધી સંપૂર્ણ શાંતિ હોય. વિદ્યાર્થીઓ એકાંતમાં વાંચવા વખત કાઢે એમાં વાંધો ન ઉઠાવાય. પણ એ ઇષ્ટ નથી એટલું વિદ્યાર્થીઓએ સમજવું જોઈએ.

જમવાનો વખત બહુ જ આગ્રહપૂર્વક સચવાય એ મહત્ત્વનું છે. દર વખતે એક જ પંક્તિમાં પતાવી દેવું અશક્ય ન થવું જોઈએ. બે પંક્તિ સુધી ચલાવી લેવાય. જમવાનું વખતસર થાય અને બધા વખતસર જમવા આવે એ બાબતમાં જેટલો આગ્રહ રખાય તેટલો ઓછો. આવું છાત્રાલયનું વાતાવરણ ઘરમાં દાખલ થવાની બધી એનો ઇચ્છા કરે એવું એ હોવું જોઈએ.

છાત્રાલયનું કામ બહુ જ વ્યવસ્થિત કરવું હોય તો એમાં ઓછામાં ઓછા નોકરો રાખવા જોઈએ. દસવીસ નોકરોને સાથે રાખીનેયે છાત્રાલય ચલાવી શકે એને હું વિક્ટોરિયા ક્રોસ આપું; કેમકે એ જીવને જોખમે બતાવેલી બહાદુરી હોય છે. જોઈએ તે બધા આંકડા હમેશાં મળે એવી સગવડ રહે તો જ છાત્રાલયમાં પ્રગતિ થઈ શકે.

૩. આ સવાલનો ચોક્કસ જવાબ ન અપાય. એક નિયમ ખરો કે વ્યવસ્થાપક મંડળ દૂર રહીને રાજ્ય ચલાવે એ અત્યંત અનિષ્ટ છે. જેને અધિકાર ચલાવવો હોય તે સ્થાન પર હાજર રહે અને પરિસ્થિતિનો પ્રત્યક્ષ સ્વાદ ચાખે. ગૃહપતિ યોગ્યતા વગરનો અથવા વિશ્વાસ વગરનો રાખી એના પર અંકુશ મૂકવા જનાર વ્યવસ્થાપક મંડળ પોતાની નાલાયકી સિદ્ધ કરે છે અને ગૃહપતિની નાલાયકી વધારતું જાય છે. છાત્રાલય ચલાવવાની મુખ્ય નીતિ વ્યવસ્થાપક મંડળ ઘડી કાઢે, ગૃહપતિ પાસેથી ઝીણામાં ઝીણી વીગતો મેળવે અને એના પર સંપૂર્ણ વિશ્વાસ મૂકી એને

જરૂર પડે ત્યારે ટેકો આપે એ જ વ્યવસ્થાપક મંડળનું મુખ્ય કામ છે.

૪ अ. રસોડાંની સગવડ: રસોડામાં પૂરતો પ્રકાશ હોય, પૂરતો અવકાશ હોય. રસોડું "ધૂમાડાનું ક્રીડાંગણ" ન બને અને રસોડામાં કોઈ જમવા ન બેસે, એટલી સગવડ આવશ્યક છે.

आ. જમવાનો સમય: સવારે નાસ્તો ન હોય તો જમવાનો સમય વહેલો રાખવો જોઇએ. જમીને તરત નિશાળે દોડવું પડે એવી સ્થિતિ ન રહેવી જોઇએ. સાંજનો સમય જેટલો વહેલો રખાય તેટલું સારું.

इ. ખોરાકનું ખર્ચ: જમતાં વસ્તુઓ ખૂટે તો આબરૂ જાય એ બીકે પ્રમાણ બહાર રંધાય છે એ વસ્તુ કાઢી નાખી હોય, પીરસવામાં નાહકનો આગ્રહ ન હોય, કોઠારમાં વસ્તુઓ સડી ન જતી હોય, ન બગડનારી વસ્તુઓ સામટી ખરીદી હોય, ભાવતાલની બાબતમાં હમેશાં તપાસ રાખી હોય, બની શકે તેટલો માલ ગામડાંમાંથી આણ્યો હોય, શોભા પાછળ ખર્ચ ન કર્યું હોય, વિદ્યાર્થીઓ અને ગૃહપતિઓ વચ્ચે એકરાગ હોય, રસોઇયા સજ્જન અને તૃપ્ત હોય તો ખર્ચ ઘણું ઓછું થાય. માબાપની સામાન્ય શક્તિ કરતાં ખોરાકનું ખર્ચ બહુ આકરું ન હોવું જોઈએ.

ई. ખોરાકમાં શું શું હોવું જોઈએ અને તે કેટલા પ્રમાણમાં?

ખોરાકમાં ઘઉં, ઘી અથવા તેલ, થોડુંક દૂધ, તાજું શાક, અવારનવાર તે મોસમનાં ફળો અને કોઈક કોઈક વખતે પરિમિત પ્રમાણમાં મિષ્ટાન્ન એટલું જરૂરનું છે. શાક અત્યંત આવશ્યક છે પણ એનું પ્રમાણ ઓછું હોય તો ચાલે. ભાત ટેવને લીધે જ જરૂરી ગણાય છે. ઘઉંની અવેજીમાં જુવાર કે બાજરી ચાલે. ઘીદૂધ પૂરતા પ્રમાણમાં અપાતું હોય તો દાળની કશી જરૂર નથી. ખોરાકમાં મરચું ન જ હોવું જોઈએ. ગરમ મસાલાનું પ્રમાણ ઓછું કરીને શૂન્ય સુધી લઈ જવાય તો સારું મીઠાનું પ્રમાણ પૂરતું હોય. હળદર ને થોડું સ્થાન હોય તો સારું.

૩. બાળક વિદ્યાર્થીઓ અને પુખ્ત વયના વિદ્યાર્થીઓ માટે ખોરાકની વ્યવસ્થા

બાળક વિદ્યાર્થીઓ અને પુખ્ત વયના વિદ્યાર્થીઓનો ખોરાક તો એક જ હોય. બાળકોને સૂકો મેવો અને ગળીગળી વસ્તુઓ અવારનવાર ખાવા આપવી જોઇએ. જમાડતી વખતે બાળકોને અલગ બેસાડી એમની સાથે વાતો કરતાં હેતથી ખવડાવવાની વ્યવસ્થા કરી શકાય તો એ ઉત્કૃષ્ટ છે. ખોરાકમાં હેતપૂર્વકની વાતો એ અત્યંત મહત્ત્વની ચીજ છે. નાનાં બાળકો કોઈક કોઈક વખતે ઇચ્છે તો તેમને સમય કરતાં પહેલાં જમાડવાની સગવડ હોવી જોઈએ. આ રીતે બાળકો કેટલાં પ્રસન્ન રહે છે એનો ગૃહપતિને એકવાર ખ્યાલ આવે તો બાળકોને સાચવતાં મુશ્કેલી ઓછી થઈ જાય.

૬. ધર્મશિક્ષણમાં સૂવાઊઠવાની નિયમિતતા, શરીર, કપડાં અને વાણીની સ્વચ્છતા, બીજાની લાગણી વિષે કોમળતા, ખાવાપીવામાં, ઓઢવાપાથરવામાં અને બોલવાચાલવામાં સંયમ, જ્યાં ત્યાં લાભ શોધવાના લોભ પર અંકુશ એટલે કે સંતોષ, આળસ અને અનિયમિતતા સાથે અખંડ યુદ્ધ, સેવાની હોંશ અને ખાનદાની એટલી વસ્તુઓ મુખ્ય છે. જ્યારે ત્યારે ઈશ્વર, એની શકિત, શાસ્ત્રો અને એમનો અધિકાર ઠોકી બેસાડવાથી ધર્મ નબળો પડે છે. પાર્થના એ કંઈ ભિક્ષા માગવાપણું કે પાપનો એકરાર કરવાપણું નથી. પણ ભાન ભૂલેલા આપણે વખતો વખત ઠેકાણે આવીએ એને માટેનું સ્વાસ્થ્ય છે. પ્રાર્થનામાં ઠાલો ઉપદેશ તો ન જ હોવો જોઇએ. દિવસમાં અમુકવાર પવિત્રતાને નામે એકત્ર થઈએ એની અસર આત્મપરીક્ષણની દષ્ટિએ તેમજ ચારિત્રશુદ્ધિની દષ્ટિએ ઘણી છે.

જેમાં ધર્મનું રહસ્ય રહેલું છે અને પ્રતીત થાય છે એવા કેટલાક નિયમોનું અત્યંત આગ્રહપૂર્વક પાલન મનોબળ કેળવવાની દષ્ટિએ અત્યંત મહત્ત્વનું છે. જેમાંથી રહસ્ય ઊડી ગયું છે એવા જૂના રિવાજોનું પાલન મડદાની પેઠે ગંધાય છે. વાસી ખોરાક ખવડાવાય નહિ તેમજ વાસી નિયમો પળાવાય નહિ.

જુદા જુદા વિષયોમાં છાત્રોને મદદ આપવા કરતાં જિજ્ઞાસા, શોધકબુદ્ધિ, ચર્ચા અને સામાન્ય જ્ઞાનનું વાતાવરણ ખૂબ રાખવું જોઈએ. રેઢિયાળ કેળવણીની દાસીને સ્થાને છાત્રાલયો રહે તો એમને જે કરવું હોય તે કરે. પરીક્ષા માટે તૈયાર કરવાનું કામ છાત્રાલયોનું ન હોય. શાળાઓ ભલે તે કરે. છાત્રાલયો સાચી વિદ્યાર્થીવૃત્તિ કેળવવામાં મદદ કરે, જ્ઞાનચર્ચા ગોઠવે, ભણતરના દરેક વિષયમાં રસ પેદા કરે અને કઠિણ સવાલોના ઉકેલ આણવામાં વિદ્યાર્થીને મદદ આપે. ગમે તે વિદ્યાર્થી ગૃહપતિ પાસે જઈને સવાલો પૂછી આવે એ ઠીક છે; પણ છાત્રાલયોમાં ભણતરના વર્ગો ન જ રખાય.

૮. તડકો, અગ્નિ, માટી, પાણી, પવન અને મોકળાશ એ સ્વચ્છતાના મુખ્ય મદદગાર છે. સ્વચ્છતા માટે ફિનાઇલ વૉટર અથવા એવી બીજી વસ્તુઓ હંમેશ વાપરવી પડે એ નામોશી ભરેલું છે. દુર્ગંધ, માખીઓ, કુતરાં, કાગડા અને ભિખારી એ ગંદા જીવનના ચાડિયા છે. સ્વચ્છતાનો આગ્રહ બધાનો હોવો જોઈએ. ખાસ કરીને જાજરૂ, પેશાબખાનું, દાતણની વ્યવસ્થા, કૂવો, રસોડું, રસોઇયાનાં કપડાં અને વાસણ ઊટકવાની જગા એટલે ઠેકાણે સ્વચ્છતા જાળવવી જોઈએ. રસોઇયાઓને સંસ્થાએ જ સાબુ પૂરો પાડવો જોઈએ. આટલાથી ન પતે તો રસોઇયાઓનાં કપડાં સંસ્થાને ખર્ચે ધોબી પાસે જાય. વિદ્યાર્થીઓના દાંત, નખ, આંખ, નાક, કાન અને નાના વિદ્યાર્થીઓના હાથ-પગની બગલો સાફ છે કે નહિ એની બરાબર તપાસ રહેવી જોઈએ. વિદ્યાર્થીઓ સવારે ઊઠીને તરત શૌચ જાય એ તરફ આપણે ત્યાં બિલકુલ ધ્યાન નથી અપાતું એમ જોવામાં આવે છે. એ તરફ વિશેષ લક્ષ આપવું જોઈએ. બંધકોશથી માંડીને ઍપેન્ડિ-સાઇટિસ સુધીનું એ એક કારણ છે કે કેમ એની ડૉકટર લોકોએ તપાસ કરવી જોઈએ. એંઠવાડ, જાજરૂ અને પેશાબપાણી કાઢવાની વ્યવસ્થા અત્યંત આવશ્યક છે. ખસવાળા છોકરાઓની મલમપટ્ટી દાટીએ નહિ તો બાળી નાખીએ. કૂવો વરસમાં એક વાર તળિયેથી સાફ કરાવવો જોઈએ. મકાનમાં જેટલો તડકો લેવાય

તેટલો લેવો. કોઠારમાં ખુલ્લી હવા અને તડકો દાખલ કરાય તો ઉત્તમ. કૂવાની થાળ પર નાહીને પાણી બગાડવું અને પછીથી દૂર સુધી નીક મારફત લઈ જવું એના કરતાં નીક મારફતે સ્વચ્છ પાણી કૂવામાંથી જેટલું દૂર લઈ જવાય તેટલું લઈ જવું અને ત્યાં નહાવાની વ્યવસ્થા કરવી. આટલો સુધારો આપણા જીવનમાં કરવા જેવો છે. મકાનમાં જે સ્થાન પર હંમેશ અથવા ચોમાસામાં ભીનાશ રહેતી હોય ત્યાં રસોઈ પૂરી થયા પછી ચૂલામ રહેતા અંગાર પાથરી દેવા અને જગા કોરી કરવી એ સહેલો પણ આરોગ્યની દૃષ્ટિએ કીમતી ઉપાય છે.

૯. નિયમિતતા, સ્વચ્છતા, તાજો ખોરાક અને મહેનત એટલું છાત્રાલયમાં સચવાય તો ઉત્તમ આરોગ્ય રહેવું જ જોઈએ. છતાં ચોમાસામાં ક્વિનાઈન, લીંબુનો રસ અને દૂધ અપાય તો સારું. એક જણે કહ્યું છે ‘દિવસમાં બેવાર સ્નાન, મહિનામાં બેવાર અપવાસ અને વર્ષમાં બેવાર જુલાબની ટેવ જે રાખે તે માંદો નહિ પડે.’

ટાઢતડકો વિશેષ પ્રમાણમાં સહન કરવાની શક્તિ બાળકોમાં આણવાથી પણ એમનું આરોગ્ય વધે છે. ચીઢિયો અને અદેખો સ્વભાવ લોહી બાળી નાખે છે અને પાચનશક્તિ મંદ કરે છે. એ તરફ એમનું ધ્યાન ખેંચવાથી પણ કેટલાક વિદ્યાર્થીઓનું સ્વાસ્થ્ય સુધારાયું છે. ખોરાકનું પ્રમાણ નિયમિત રાખવા તરફ વિદ્યાર્થીઓને ઉત્તેજન હમેશાં આપવું જોઈએ. ખાવાનું સહેજ ઓછું ખાવું એની તકરારની બાબતમાં વિદ્યાર્થીઓને ઉત્તેજન ન મળવું જોઈએ.

ઋતુ પરત્વે ખોરાકમાં અને ખાવાના સમયમાં પણ સહેજસાજ ફરક થવો જોઈએ પણ જેને ખોરાકની ઘડ બેસી ગઈ છે એ કશો ફરક ન પણ માગે.

૧૦. માણસ તીર્થક્ષેત્રમાં જાય અને સાધુસંતોનાં દર્શન ન કરે તો એ યાત્રા અફળ છે. એવી જ રીતે વિદ્યાર્થીઓ પ્રેક્ષણીય સ્થળો, મંદિરો, મસ્જિદો, રાજમહેલો, નદી, નહેરો, તળાવો અને કુંડો જોવા જાય અને ગરીબ લોકોની સ્થિતિ કેવી છે એ તપાસે નહિ તો તે પર્યટન શાપરૂપ છે. કેમકે એમાંથી મનુષ્યદ્રોહી રસિકતા કેળવાય છે. આ મનુષ્યદ્રોહી રસિકતા છેલ્લાં દશ વર્ષમાં

દુનિયામાં એટલી બધી ફેલાઈ છે કે એની સામે હવે અવાજ ઉઠાવવો જ જોઈએ. પર્યટન અને પ્રવાસ નિરીક્ષણશક્તિ, યોજનાશક્તિ અને અડચણોને પ્રસંગે ઉપાય યોજવાની સૂઝ વધારવાની દૃષ્ટિએ મહત્ત્વનાં છે. આજકાલ સેવાના પ્રસંગો શોધીને પ્રસંગો ગોઠવાય તો સારું. દરેક છાત્રાલયના વિદ્યાર્થીઓ દર વર્ષે આબુ જાય અને વૌઠાના મેળા માટે સ્વયંસેવકોની તાણ પડે એ મનુષ્યદ્રોહી રસિકતાનું એક અલ્પ ઉદાહરણ છે. વિદ્યાર્થીઓ સાંજે બે માઈલ ફરવા જશે પણ ડાકઘરમાંથી ટપાલ આણવાનું કહેતાં એમને પ્રતિષ્ઠાભંગનું દુઃખ થશે. પર્યટનોમાં જો એ જ મુશ્કેલી આવે તો જીવન ચડતું નથી એમ જ કહેવું પડે. પર્યટન અને પ્રવાસનાં ખર્ચો દરેક ટુકડીએ જાહેર છાપાંમાં છાપવાં જોઈએ અને એની તુલના કરવી જોઈએ. પર્યટન દરમ્યાન શૌચના નિયમોનું પાલન અને પ્રચાર થવા જ જોઈએ. પંક્તિભેદ, અબોટિયાંનો આગ્રહ વગેરે જૂના નિરર્થક રિવાજો તોડવાથી શરૂઆતમાં ટીકા અને અગવડ સહન કરવા પડે છે. પણ ગામડાંના રિવાજો સુધારવાનો આના જેટલો બીજો સુંદર ઉપાય નથી. બધી જ ટુકડીઓ એમ કરે એટલે લોકો તૈયાર થઈ જાય છે. પર્યટનોદ્વારા સામાજિક અને રાજકીય ક્રાંતિની તૈયારી કરી શકાય.

૧૧. સ્વાશ્રય અને ઉદ્યોગ એ આજના સ્વાતંત્ર્ય યુગનો યુગધર્મ છે. એને જોરે જ આપણું રાષ્ટ્ર કાયાપલટ કરશે. આપણા પ્રાચીન ઇતિહાસમાં હિંદુરાજ્યમાં પરાવલંબન હતું કે કેમ એની તપાસ કરવી જોઈએ. એવો ખ્યાલ છે કે એ વખતે આપણા રાષ્ટ્રના હાકેમોમાં એ દુર્ગુણ નહોતો. એ પાછળથી આવ્યો છે. પરાવલંબનથી માણસો ગુલામ બની જાય છે અને ઉદ્યોગને અભાવે બુદ્ધિ, કાર્યશક્તિ, અને જીવનશક્તિ કટાઈ જાય છે. માટે છાત્રાલયમાં સ્વાશ્રય અને ઉદ્યોગનું વાતાવરણ જેટલું દાખલ કરાય તેટલું ઓછું.

અમુક વખતે છાત્રાલયના વિદ્યાર્થીઓ પણ નવરા છે અને નોકરો પણ નવરા છે એવું ગૃહપતિ જુએ તો પ્રથમ છાત્રોને

કામે વળગાડે અને છતાં કામ વધે તો જ નોકરોને બોલાવે નવરા રહીને નોકરો બગડે તો એ પોસાય પણ જેમની ઉપાસના માટે પોતે છે તે છાત્રોને નહિ જ બગડવા દે. ઉદ્યોગની બાબતમાં ઝીણી ઝીણી અસંખ્ય આવડતો વિદ્યાર્થીઓ કેળવે એ અત્યંત જરૂરી છે. એની સામે રાષ્ટ્રીય મહત્ત્વનો ખાદીનો ઉદ્યોગ તો સર્વત્ર હોવો જ જોઈએ. ખાદી એ કંઈ ગાંધીજીની સંસ્થાનો ઇજારો નથી. જેને જેને પારતંત્ર્યની શરમ હોય તેણે તેણે પોતાને ત્યાં કાંતણપીંજણ દાખલ કરવું જોઈએ. નાનાં શહેરોમાં એવા કેટલાયે ઉદ્યોગો છે કે જેની સગવડ શહેરમાં હોતી જ નથી. એવે ઠેકાણે પ્રજાની સેવા તરીકે પણ પૈસા લઇને અથવા મફતમાં છાત્રાલયોએ ઉદ્યોગો ચલાવવા જોઈએ. ઉદ્યોગની આવડત અને ધર્મના સંસ્કારો એમાં જો બધી કેળવણી સમાઈ જતી હોય તો છાત્રાલયો સંપૂર્ણ કેળવણીની સંસ્થાઓ છે એમ કહી શકાય. અણસમજુ આગ્રહને સંતોષવા ખાતર જ બાકીની કેળવણીની વ્યવસ્થા કરાય. આ સિદ્ધાંતમાં ઉદ્યોગ અને ધર્મ અત્યંત વ્યાપક અર્થમાં વાપરેલા છે. જેમ ગ્રીક લોકોમાં 'મ્યુઝિક' અને 'જ્યુમનેશિયમ'માં બધી કેળવણી આવી જતી હતી.

૧૨. જે સજા કરે તે શિક્ષક નથી. એ સિદ્ધાંતને અપવાદ નથી. સજાથી વિદ્યાર્થીઓને દુઃખ થાય છે, શરીરને વાગે છે અને વિદ્યાર્થીઓ રોવા જેવા થાય છે. એ સજા સામે દલીલ નથી. દુઃખ જરૂરનું છે. વાગે એ પણ જરૂરનું છે પણ સજામાં તેજોવધ છે, અપમાન છે એટલા માટે સજા ખરાબ છે. કુસ્તીમાં મારામારી થવી જોઈએ. અને ઉદ્યોગમાં વાગવું જોઈએ. પણ વિદ્યાર્થીઓનું સજાદ્વારા અપમાન ન જ થવું જોઈએ. વિદ્યાર્થીઓ તોફાન કરે, અનાચાર કરે તો એનો ઇલાજ કરવો જોઈએ. ઇલાજ અને સજા વચ્ચેનો ફેર જાણવો જોઈએ. વર્ગમાં નાહક અવાજ કરનાર વિદ્યાર્થીને વર્ગમાંથી બહાર જવાનું કહીએ છીએ એ સજા નથી પણ વર્ગશાંતિનો ઇલાજ છે: કહો કે તોફાની છોકરા સાથે અસહકાર છે.

સજામાં અમુક ગુણો છે જ અને તે ચોક્કસ ને તાત્કાલિક છે. પણ તેની કાયમી અસર અત્યન્ત નિંદ્ય હોય છે. સજા ન કરાય એ સિદ્ધાંત સૌ સ્વીકારે છે પણ સાંભળ્યા પ્રમાણે ઘણે ઠેકાણે સજા હજી ચાલુ છે. વિદ્યાર્થીઓને સજા ન ખમવાની તાલીમ આપવી જોઈએ. ભલે એ રીતે તેઓ ઉદ્ધત થાય. એની જવાબદારી સજા કરનાર પર છે. પરતંત્ર રાષ્ટ્રમાં ઉદ્ધતાઈ એ કંઈ સૌથી મોટો દુર્ગુણ નથી.

૧૩. વર્તમાનકાળમાં જે વસ્તુનું આપણને અત્યંત મહત્ત્વ ભાસે છે તે જ વસ્તુ કાળે કરીને નજીવી જેવી જણાય છે. એ ભવિષ્ય-કાળ આજે જ પ્રત્યક્ષ કરવાની શક્તિ હોય તો ગૃહપતિમાં વિનોદભાવ ખૂબ આવી જાય છે. છાત્રો કરતાં ગૃહપતિની બુદ્ધિ શ્રેષ્ઠ હોય છે, અનુભવ શ્રેષ્ઠ હોય છે, દરજ્જો શ્રેષ્ઠ હોય છે. એ છાત્રોને સહેજે રમાડી શકે છે. બધી રીતે ઉતરતી કોટીના હોઈ છાત્રોમાં એક જાતની અસ્વસ્થતા હોય છે. કેટલાકને પોતાની શ્રેષ્ઠતા અનુભવવાની ઇંતેજારી એમાંથી ઉત્પન્ન થાય છે. અને છાત્રો અને ગૃહપતિઓ કોઈ પણ પરિસ્થિતિ તરફ એક જ નજરે જોઈ શકે એ બનવાજોગ નથી. એટલે અમુક ગજગ્રાહ તો ચાલવાનો જ. વિદ્યાર્થીઓએ ગૃહપતિ પ્રત્યેનો આદર અને વિશ્વાસ ખોઈ ન બેસવું જોઈએ. એમાં જ એમનો સ્વાર્થ રહેલો છે. આદરવિશ્વાસ ખોઈ બેસે અને છતાં છાત્રાલયમાં રહે તો એ નીચ જીવન જીવ્યું કહેવાય. એથી ચારિત્ર્યહાનિ થાય છે એટલા માટે વિદ્યાર્થીઓએ ગૃહપતિ પ્રત્યે અણગમો ન જ કેળવવો જોઈએ.

છતાં વિદ્યાર્થી અને ગૃહપતિ વચ્ચે થોડો ગજગ્રાહ આવશ્યક છે એમ હું માનું છું. નહિ તો આખું વાતાવરણ અલૂણું થઈ જાય. વિદ્યાર્થીઓને ગજગ્રાહનું વાતાવરણ શીખવાની આવશ્યકતા છે તે ન મળે અને વિદ્યાર્થીઓને પોતાને તેમ જ ગૃહપતિને તેમની સર્વશક્તિનો ખ્યાલ ન આવે. ભલમનસાઈથી બન્ને પક્ષોએ અવારનવાર હાર ખાવાની શક્તિ કેળવવી જોઈએ. એમાં કોઈએ ખોવાપણું નથી રહેતું. જો

હુતુતુમાં શિક્ષકો કે ગૃહપતિઓ હાર ખાવાની તૈયારી રાખે છે તો વ્યવસ્થામાં કેમ નહિ ? ખુશમિજાજે ગજગ્રાહ વારંવાર ચાલે તો ઝીનાખોરી નષ્ટ થઈ જાય છે.

૧૪. સ્વરાજ્ય એટલે પોતાનું કામ પોતે ચલાવવાની બાહોશી. એ બાહોશી વિદ્યાર્થીઓમાં ન કેળવાય અને વિદ્યાર્થીને સ્વરાજ્ય અપાય તો વિદ્યાર્થીઓ પ્રત્યેની જવાબદારીમાંથી ગૃહપતિ ચૂક્યો કહેવાય. રસ્તા પર રખડતા ભિખારીઓ ઉપર કોઈ કોઈ જાતનો અંકુશ મૂકતો નથી એટલા પરથી એને સ્વરાજ્ય છે એમ કોઈ નથી કહેતું. ઉકરડા પર રખડતા કૂતરા ઉપર પણ કોઈનું રાજ્ય નથી હોતું. એટલા માટે તેઓ સ્વતંત્ર છે એમ પણ આપણે માનતા નથી. દરેકને એના મનમાં આવે તેમ કરવાની કે ન કરવાની અથવા અન્યથા કરવાની છૂટ આપવામાં સ્વરાજ્ય નથી પણ જંગલી દશા છે. સ્વરાજ્ય અથવા સ્વતંત્રતા એ સુંદર જવાબદારીભર્યું અને સ્વયંપ્રેરિત સામાજિક જીવન છે. સમાજજીવનનું વ્યાકરણ જે લોકો સ્વેચ્છાએ પાળે છે તેઓ સ્વતંત્ર છે. એ સ્વતંત્રતા જન્મ-સિદ્ધ નથી હોતી પણ કેળવણીસિદ્ધ હોય છે. એટલા માટે જ શિક્ષકની જરૂર હોય છે. સારાં માબાપ અને સારા શિક્ષકો બાળકોને એવા નિયમનમાં રાખે છે કે એમને આગળ જતાં બાહ્ય નિયમનની જરૂર જ ન રહે. સ્વરાજ્ય એ બાહ્ય સ્થિતિ નથી પણ આંતરિક શક્તિ છે. પોતાના હીન વિકારો અને આળસજડતા પર પોતાની મેળે અંકુશ મૂકવાની શક્તિ તે સ્વરાજ્ય. આ સ્વરાજ્યનું સ્વરૂપ અને એનો સ્વાદ વિદ્યાર્થીઓને બતાવવાની ફરજ ગૃહપતિની છે.

બીજી એક દૃષ્ટિએ સ્વરાજ્યનું મહત્ત્વ છે. 'પિંડેપિંડે મતિ-ભિન્ના' એ વચન સત્ય છે. દરેકનો વિકાસક્રમ કંઈ જુદો જ હોય છે. એટલા માટે એક માણસ બીજાનો સંપૂર્ણ દોરનાર અથવા કાજી ન જ થઈ શકે. બહુબહુ તો સલાહકાર, મિત્ર, સહયાત્રી અથવા પ્રયોગમાં સહકારી થઈ શકે. પોતાના અનુભવનો લાભ દરેક જણ બીજાને આપે પણ બીજાના વિકાસમાં વિઘ્નરૂપ ન થાય.

સ્વરાજ્યનું આ સ્વરૂપ સમજ્યા પછી ગૃહપતિએ ત્રીજી બાજુએ સ્વરાજ્ય કેળવવાનું રહે છે. વિદ્યાર્થીઓને એમનાં કામો

માંહેમાંહે વિચાર, ચર્ચા અને મસલત કરીને કરવાની તક અને છૂટ આપવી જોઈએ. સંસ્થામાં આ સ્વરાજ્ય અમર્યાદ ન જ હોઈ શકે. સંસ્થાને પોતાનું વ્યક્તિત્વ છે, આદર્શ છે. એ સ્વીકારીને જ વિદ્યાર્થીઓ સંસ્થામાં રહી શકે. એની અંદર જેટલો અવકાશ હોય અને વિકાસ ઇચ્છતી દરેક સંસ્થામાં અવકાશ ઘણો હોય છે—તેટલું સ્વરાજ્ય વિદ્યાર્થીઓ ભોગવી શકે છે. સંસ્થાનો આદર્શ જેમને ગળે ઊતર્યો છે એવા અધ્યાપકો અને વિદ્યાર્થીઓ સ્વાભાવિક રીતે જ વધારે છૂટ ભોગવી શકે છે. અન્યથા ઘણા અંકુશ સહન કરવા પડે છે. સંસ્થાના પ્રાણસ્વરૂપ આદર્શો સાથે સમભાવ ન હોય તો એવી સંસ્થામાં સેવકોએ કે વિદ્યાર્થીઓએ ન જ રહેવું જોઈએ. રહેવામાં તેજોહાનિ, સંસ્થાદ્રોહ અને અસામાજિક વર્તન થઈ જાય છે.

૧૫. કુટુંબમાં ગર્ભાવસ્થાથી માંડીને વૃદ્ધ સુધી બધી ઉંમરના લોકો રહી શકે છે. કુટુંબ એ એક જ સર્વતોભદ્ર ચિરંજીવ માનવી સંસ્થા છે. એમાં સ્ત્રી, પુરુષ, જૂની પેઢી, નવી પેઢી, અતિથિ, અભ્યાગત, નોકરો, સાધુઓ બધા એકત્ર રહી શકે છે. પ્રેમ અને સહનશીલતાનું રાજ્ય ત્યાં ચાલે છે. છાત્રાલય ત્યાં સુધી પહોંચે તે પહેલાં આજે અશક્ય લાગતા કેટલાયે સામાજિક સદ્‌ગુણો કેળવવા પડશે.

કોઈ પણ વસ્તુ હાથે તૈયાર કરતાં દરેક વખતે નવા નવા પ્રકારો કરી શકાય છે. યંત્રોમાં વિવિધતાની મર્યાદા આવી જ જાય છે. છાત્રાલયો જેટલે દરજ્જે કૌટુંબિક સદ્‌ગુણોને અભાવે નિયમબદ્ધ કરીને ચલાવવાં પડે છે તેટલે દરજ્જે તેમાં અમુક મર્યાદાઓ આવી જ જાય છે.

તેથી પાંચથી બાર વર્ષનાં બાળકોનું છાત્રાલય અલગ હોય તો સારું એમ કહેવું પડે છે. આ ઉંમર પંચાંગ પ્રમાણે નહિ પણ માનસિક વિકાસની દૃષ્ટિએ ગણવાની છે. કોઈક કોઈક વાર પંદરસોળ વર્ષના યુવાનો પણ અગિયાર વર્ષના બાળક જેવા હોય છે એમને અગિયાર વર્ષના ગણવા અને બાર વર્ષના પહોંચેલ

છોકરાઓને સોળ વર્ષની કોટિમાં નાખી દેવા. છાત્રાલયોમાં હમેશાં માનસિક ઉંમરનો જ વિચાર કરવો ઘટે છે.

પાંચથી બાર વરસની ઉંમરના છોકરાઓ માટે છાત્રાલયો બહેનો જ ચલાવે એ ઈષ્ટ છે. સમાજમાં કેટલીએ વિધવા બહેનો બ્રહ્મચર્ય પસંદ કરે છે છતાં માતૃપદની ઝંખના તેમનામાં રહી જાય છે. દેશમાં એવી લાખો બહેનો જીવન કૃતાર્થ કરવા માટે અવકાશ નહિ મળવાથી દુઃખી હશે. એ બધાને માટે કેળવણી એ વિશાળ ક્ષેત્ર છે. ગરીબો માટે જેમ ખાદી છે તેમ ચારિત્રવત્સલ વિધવાઓને માટે બાળકેળવણીનું ક્ષેત્ર છે.

બાર વર્ષથી સોળ અને વીસ વર્ષ સુધીના છોકરાઓ છાત્રાલયમાં સાથે રહી શકે છે. જો કે નરમ દીલના, બીકણ અને પોચા પ્રેમાળ છોકરાઓ છાત્રાલયમાં ફાવતા નથી અને અયોગ્ય અસર તળે આવી જાય છે પણ એનો ઈલાજ દક્ષ ગૃહપતિ જરૂર કરી શકે છે. વીસ વર્ષથી મોટી ઉંમરના જુવાનો વિદ્યાર્થી રહે એ જ ઈષ્ટ નથી પછી છાત્રાલયમાં છાત્ર તરીકે રહે એ તો ક્યાંથી જ હોય. વીસ વર્ષ પછી સંસ્થાગત વિદ્યાર્થી અને છાત્ર રહેવું એમાં વિકાસ અટકે છે, સૂઝ મરી જાય છે, આજ્ઞાશકિત બુઠ્ઠી થાય છે, અને વિદ્યાર્થી Most obedient and humble servant થવાને લાયક જ બની જાય છે.

૧૬. પરણેલા વિદ્યાર્થીઓનો સવાલ અત્યાર સુધી એક રીતે વિચારાતો હતો. શારદા એક્ટ પસાર થયા પછી અને એમાં ત્રણ ચાર મહિનાની ગફલતને લીધે હજારો બાળકબાલિકાઓની કતલ થયા પછી હવે બીજી જ એ રીતે સવાલનો વિચાર કરવો ઘટે છે. સમાજે જેટલો ભોગ લેવો હતો તેટલો લઈ લીધો. હવે એ બિચારાં ઘેટાંબકરાંની દયા જ ખાવી ઘટે છે. એમને માટે શું કરાય એ વિષે તરત અભિપ્રાય આપવો યોગ્ય નથી.

પણ ચોદ અને અઢાર, એ મર્યાદા સમાધાનકારક નથી જ. કાયદાની પ્રગતિ કીડીને વેગે થાય છે. કેળવણીની સંસ્થાઓ નૈતિક સસ્ંથાઓ હોઈ એમનો સમાજને મોખરે રહેવાનો ધર્મ છે.

એટલે વીસ અને પચીસ વર્ષની મર્યાદાનો આપણે વિચાર કરીએ કે કેમ એ કેળવણીકારોએ ધ્યાનમાં લેવું જોઈએ. છાત્રાલયોમાં પરણેલા વિદ્યાર્થીઓ ન જ રહે એવી નીતિ ગૂજરાતમાં બધે સ્વીકારાઈ છે. હજી કેટલાંએ વર્ષ સુધી એને વળગી રહેવું પડશે.

ગૂજરાત વિદ્યાપીઠ,
અમદાવાદ.

દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર

૩

૧. કિશોર તથા યુવક માનસને સહૃદયતાથી સમજનાર કેળવણીકાર અથવા તો એને અભાવે પુખ્ત ઉંમરનો, કુટુંબના વડિલ તરીકે જેણે સફળ કામ કર્યું હોય એવો ગૃહપતિ કોઈપણ સંસ્થાને છાત્રાલય ગણવા માટેનું આવશ્યક અંગ છે. આ ઉપરાંત અંગકસરતનાં સાધનો તથા વાચનાલય એ બે છાત્રાલયમાં અતિ મહત્ત્વનાં અંગો છે.

૩. ગૃહપતિ અને વ્યવસ્થાપક મંડળ બંન્નેની યોગ્યતા ઉપર આનો આધાર રહે છે. આજે જેમ મોટા ભાગનાં વ્યવસ્થાપક મંડળો છાત્રાલય ચલાવવાને માટે નાલાયક છે તેમ મોટા ભાગના ગૃહપતિઓ પણ છાત્રાલય ચલાવવાને નાલાયક હોય છે. આ પરિસ્થિતિમાં કોઈપણ ધોરણ બાંધી શકાય નહિ. તેમ છતાં છાત્રાલય કયા સિદ્ધાંતો પર ચલાવવું તે નક્કી કરી આપવા પૂરતું જ કામ વ્યવસ્થાપક મંડળનું હોવું જોઈએ. અને તેનો અમલ કરવામાં ગૃહપતિને પૂરેપૂરી સ્વતંત્રતા હોવી જોઈએ.

૪. દિવસમાં ત્રણ વખત છાત્રોને ખોરાક મળવો જોઈએ.

પુખ્ત ઉંમરના તથા બાળક છાત્રો માટે જુદા જુદા ખોરાકની વ્યવસ્થાની જરૂર નથી, પણ બાળકોને દિવસમાં ચાર વખત ખોરાક મળે એવી વ્યવસ્થા હોવી જોઈએ.

૬. ધર્મનું શિક્ષણ શબ્દોદ્વારા આપી શકાય એમ હું માનતો નથી. ગૃહપતિના આધ્યાત્મિક જીવન ઉપર જ છાત્રોના

ધર્મજીવનનો આધાર છે. પ્રાર્થના એ છાત્રાલયમાં આવશ્યક હોવી જોઈએ. અને એમાં ભક્ત કવિનાં ભજનોને જ સ્થાન હોવું જોઈએ. પ્રાર્થનાનું કામ ભાવનાને જાગૃત કરી આધ્યાત્મિક વાતાવરણ તૈયાર કરવાનું છે. વિદ્યાર્થીઅવસ્થામાં ધર્મજીવનમાં બુદ્ધિનું સ્થાન ઓછામાં ઓછું જ હોય છે અને તેથી બુદ્ધિને appeal ન કરતાં ભાવના (emotion)ને જ જાગૃત રાખવી જોઈએ. છાત્રોનું ધર્મજીવન ચિંતનશીલ નહિ પણ ભાવનાશીલ હોવું જોઈએ.

૧૧. છાત્રો પોતાનું બધું જ કામ કરે એ ઇષ્ટ છે. છાત્રાલયમાં એક પણ નોકર ન હોવો જોઈએ.

૧૫. દશ વર્ષની ઉંમર પછી બાળકોને છાત્રાલયમાં દાખલ કરી શકાય. સોળ વર્ષની અંદરના અને સોળ વર્ષથી મોટી ઉંમરના છાત્રોને માટે અલગ છાત્રાલયો હોવાં જોઈએ. સોળ વર્ષની અંદરના છાત્રો પાસે ટેવ પાડીને કામ લેવાનું હોય છે, જ્યારે તેથી મોટી ઉંમરના પાસે બુદ્ધિને જાગૃત કરીને લેવાનું હોય છે. આ બે પદ્ધતિ ભિન્ન હોઈ બંને માટેનું વાતાવરણ પણ ભિન્ન હોવું જોઈએ.

ગૂજરાત વિદ્યાપીઠ,
અમદાવાદ.

**કીકુભાઈ રતનજી દેસાઈ**

## ૪

૨. જો ઊઠવાનો અને સૂવાનો સમય નિશ્ચિત કરી લેવાય તો સમયપત્રકની ચાવી હાથમાં આવી જાય છે.

૩. યોગ્ય ગૃહપતિ છાત્રાલયને મળી ગયા પછી તે જેટલી ઇચ્છે એટલી અને એવી દરમિયાનગીરી વ્યવસ્થાપક મંડળ કરે અને મંડળને જે કાંઈ પણ સૂચવવા જેવું લાગે તે સૂચવે એમાં ગૃહપતિને મદદ મળે છે. યોગ્ય ગૃહપતિ મેળવવો એ વ્યવસ્થાપક મંડળનું મુખ્ય કામ છે.

૬. ધર્મપાલન એટલે અમુક વિધિપાલન એ અર્થ ખોટો છે. ધર્મનું મૂળ સેવામાં છે, લોકસંગ્રહ–વૃત્તિમાં છે. એટલે વિધિ-પાલનનો આગ્રહ અસ્થાને છે. આગ્રહ હોવો જોઈએ પરસ્પરભાવ જાળવવામાં.

ધર્મવૃત્તિ હૃદયમાં જાગવાની સાથે ધર્મશિક્ષણનો ખરો ઉપયોગ હાથ લાગે છે. ધર્મવૃત્તિ હોય છે તો ધર્મશિક્ષણ (ધર્મનું શિક્ષણ, એટલે કે, ધર્માત્માઓનાં જીવનચરિત્ર, આર્યધર્મ, ખ્રિસ્તીધર્મ, બૌદ્ધધર્મ, ઇસ્લામ વગેરેનું જ્ઞાન) તે વૃત્તિને માટે રેલના પાટા જેવું થઈ પડે છે. એ દૃષ્ટિએ એનો અંગીકાર કરવો જોઈએ. પરંતુ એ દ્વારા ધર્મવૃત્તિ જગવવાનો ઇરાદો ન હોવો જોઈએ.

૭. વિદ્યાર્થી શાળામાં જે ભણે તેનું પોતે ઘેર મનન કરે એ આવશ્યક છે. એટલે શાળાના ભણતરમાં તો સીધી મદદ ઇષ્ટ નથી. કાંઈ પૂછવા જેવું હોય તે જુદી વાત છે.

પરંતુ ઇતર અભ્યાસમાં દિશાસૂચન માગે તે આપવા, તથા તેમાં પગભર કરવા સીધી મદદની, વ્યવસ્થા હોવી જોઈએ.

૧૦. સાપ્તાહિક રજાને દિવસે પર્યટને જવાથી વિદ્યાર્થીઓને (ખાસ કરીને નાના હોય તો) આવશ્યક outing મળે છે, સંઘમાં ફરતાં હરતાં આવડે છે. ગમે તેમ એકલ દોકલ ભમવાને બદલે એકત્રિત પર્યટનથી વધારે ફાયદો થાય છે.

૧૧. ગમે તેટલા પૈસા પાસે હોય તોય દિલમાં ગરીબાઈ હોવી જોઈએ એ ધર્મવાક્ય છે. એ ઉપરથી જો સ્વાશ્રય અને ઉદ્યોગનો વિચાર કરવામાં આવે તો તેમને ધર્મભાવે સેવવા જોઈએ.

૧૨. વિદ્યાર્થી કેવો હોવો જોઈએ એ વિચારવાને બદલે જો તે કેવો છે એ વિચારીએ તો સજાના ઘણા પ્રસંગો તો એની મેળે જ શમી જશે.

સજાને sanction (દંડ) તરીકે ન જ ગણાય. કોઈ પણ પ્રસંગે, કેળવણીકાર માટે sanction એક જ છે: તે એ કે વિદ્યાર્થીની સમજ ને વિવેકબુદ્ધિ. એટલે શારીરિક સજાદ્વારા

તેની પાશવવૃત્તિને તો ન જ જગાડવી જોઈએ. ભયની વૃત્તિનો સદુપયોગ પણ છે. તેથી તો પાપભીરુતા સદ્દગુણ ગણાય છે. પણ તે ભય તો જાતે સમજવાનો હોય, વિવેકજન્ય હોય. દરેક જાતે જ તે મેળવી શકે.

અમુક પ્રસંગે ધીરજ ખૂટી જઈને મારવાનું કે બીજી સજા કરવાનું બની જાય છે. તેમાં કેળવણીવિષયક કિંમત તો કશી છે જ નહિ. એટલે, ધીરજ ન ખૂટે, અને ખૂટે તોય ખામોશી, એ જ ઉપાય કબૂલ કરવો પડે છે.

૧૪. વિદ્યાર્થીઓનું સ્વરાજ ચલાવવા પાર્લમેન્ટની પદ્ધતિ અનિષ્ટ છે, અયોગ્ય પણ છે. એને લીધે વાતાવરણમાં એક પ્રકારનું યુદ્ધ જ જામેલું રહે છે. એ યુદ્ધના રસમાં બીજાં કામો વીસરાય છે. કોઇ પણ પ્રકારની પરસ્પરિત (Co-operative) પદ્ધતિથી કામ લેવાવું જોઇએ. વિદ્યાર્થી સ્વરાજ્યમાં ગૃહપતિનું કામ ખૂબ જવાબદારીનું છે.

ગૂજરાત વિદ્યાપીઠ,
અમદાવાદ.

**મગન પ્રભુદાસ દેસાઈ**

## ૨૬

# બાકીના નિબંધોનો સાર

જે નિબંધો આખા નથી છાપ્યા તેનો સાર નીચે આપ્યો છે.

### ૧. છાત્ર અને ગૃહપતિ વચ્ચેના ગજગ્રાહની મીમાંસા:

લેખક: કનૈયાલાલ પુરાણી. (સેવાશ્રમ, ભરૂચ)

ગજગ્રાહની સ્થિતિ ઉત્પન્ન થવાનું કારણ માત્ર છાત્રો તો કદાપિ પણ ન જ હોઈ શકે. કારણ કે છાત્રો કાંઈ સ્વતંત્ર નથી . . . ગૃહપતિ જેટલે અંશે પોતાની લાયકાતમાં પાછો પડે એટલે અંશે ગજગ્રાહને વધારે અવકાશ. ગૃહપતિને જ્યારે સત્તાનો મદ ચઢે, સત્તાનું તેને ભાન થાય ત્યારે પણ આવી અથડામણો ઊભી થાય. ઘણી વખત તો ગૃહપતિને ખબર પણ નથી હોતી કે પોતે સત્તાનો ખોટો ઉપયોગ કરી રહ્યો છે. સત્તાના મદમાં તે તણાય છે. જાણ્યેઅજાણ્યે ગમે તે રીતે કાર્યો થાય અને તેનાથી અથડામણો ઊભી થવા પામે તેમાં ભૂલ તો ગૃહપતિની જ ગણાય.

× × ×

ગૃહપતિનું કાર્ય: તે છાત્રાલયને પોતાનું ગૃહ માનતો હોવો જોઇએ. તે દરેક છાત્રને સ્વતંત્રપણે ઉછરવા દે. તેમનો વ્યક્તિ તરીકેનો વિકાસ અટકાવે નહિ. તેના ઉછેરમાં જોઈતી વાડો પોતે તેને અનુકૂળ થઇને બાંધે—સત્તાથી નહિ.

ગૃહપતિ એટલે મોટો છાત્ર. તેમ થયા વિના તે છાત્રોના સુખદુ:ખનો ભાગિયો ન બની શકે.

છાત્રનાં લક્ષણ: છાત્ર સદાસર્વદા વિનયી તથા નમ્ર હોવો જોઈએ અને સાથે સાથે સત્યાગ્રહી પણ હોવો જોઈએ. છાત્રમાં પુત્રભાવના, અનુજભાવના કે શિષ્યભાવના હોવી જોઈએ. ગૃહપતિ મારાથી વડિલ છે, બહુ જાણે છે, તેમની પાસેથી મારે ઘણું શીખવાનું છે, હું હજી શીખવા લાયક છું, તેઓ મારા હિતને માટે જ બધું કરે છે, તેઓ મારા જીવનનો માર્ગ બતાવનાર છે, એવી ભાવના દરેક છાત્રમાં હોવી જોઈએ.

છાત્રનો મોટામાં મોટો દોષ: વડિલોનાં દરેક કાર્ય દોષ-શોધક દૃષ્ટિથી જોવાં એ.

આમ છતાં અસત્ય વર્તન સામે હંમેશાં પડકાર કરી ઉઠે એવો છાત્ર હોવો જ જોઈએ. આ જાતની શકિત વગરનો છાત્ર અપૂર્ણ છે. તેનો સ્વતંત્ર વિકાસ કદાપિ પણ નથી થવાનો.

છાત્રોએ એક બીજાના સ્વભાવને અનુકૂળ થતાં શીખવું જોઈએ. તેમનામાં છાત્રાલય પ્રત્યે ઘરની ભાવના ઉત્પન્ન થતાં વડિલો તરફ પૂજ્યભાવ રહેશે અને ગૃહપતિ તરફ વિશ્વાસની લાગણી પેદા થશે.

પરસ્પર વિશ્વાસ હોય તો ગજગ્રાહને અવકાશ નથી રહેતો.

નીચેના સંજોગોમાં ગૃહપતિ અને છાત્ર વચ્ચે અથડામણ થવાનો સંભવ છે:

૧. ગૃહપતિ ગૃહપતિ મટી વ્યવસ્થાપક બને ત્યારે

૨. ગૃહપતિ ભાવનાહીન હોય ત્યારે

૩. ગૃહપતિ સત્તા વાપરવાનો શોખ કેળવે ત્યારે

૪. ગૃહપતિને સત્તાનો ઉપયોગ ન આવડે, તેનામાં વિવેક-શક્તિ ન હોય ત્યારે

૫. નિયમન રાખતાં-જાળવતાં ન આવડે ત્યારે

શું ત્યારે છાત્રોનો દોષ જ નહિ? વાત એ છે કે અથડામણના મૂળમાં છાત્ર કોઈ દિવસ નથી હોતો. ગૃહપતિ તેનો જનક બને છે અને છાત્રો તો માત્ર તેને response આપે છે. બે હાથ વિના કાંઈ તાળી પડે? એટલે અંશે છાત્રો આ અથડામણમાં કારણરૂપ ખરા. બાકી મૂળ કારણ તો ગૃહપતિ જ હોય છે.

છતાંયે છાત્રોનો દોષ જ નથી હોતો એમ કેમ કહી શકાય? જ્યાં છાત્રો વિનયી તથા નમ્ર નથી ત્યાં તેટલે અંશે છાત્રોનો દોષ ગણાય જ. અને તેવા પ્રસંગમાં ગૃહપતિનો વિરોધ કરવો એ સત્યાગ્રહ ન ગણાય. બીજો પણ એક દોષ છાત્રસમૂહમાં હોય છે. તે એ કે નિયમની જરૂરિયાત સમજ્યા પછી, તે કબૂલ્યા પછી, માત્ર ઉપરીને, વડિલને પજવવા ખાતર તેનો વિરોધ કરવાનો પોતાના મિત્રમંડલમાં કેટલાક છાત્રો પ્રચાર કરે છે. આવું કાર્ય ખરેખર નિંદ્ય છે, અને આવા કાર્યથી ઊભી થતી અથડામણ માટે તો સંપૂર્ણપણે છાત્રો જ જવાબદાર ગણાય. આવા પ્રકારનો ગજગ્રાહ એક જ રીતે અટકી શકે—છાત્ર વધુ ગંભીર બને અને જીવનની ગંભીરતાનો પણ વિચાર કરે અને ગૃહપતિ તરફ વધુ વિશ્વાસ રાખે. વિનય અને નમ્રતા જો છાત્રમાં હોય અને સાથેસાથે મુરબ્બી યા વડિલ પ્રત્યે વિશ્વાસ હોય તો છાત્રો દ્વારા કોઈ પણ પ્રકારની અથડામણ થવાનો ભય નથી.

આ રીતે છાત્રોનો ગજગ્રાહમાં નાનો ફાળો હોવાથી તેને મુખ્ય સ્થાન આપવામાં આવ્યું નથી. બાકી છાત્રો વિરોધ કરવાનો એક પણ અવસર ચૂકતા નથી. કારણ કે તે યુવાન લોહી છે. પરંતુ સાથે સાથે તેઓ અવસર ઊભો પણ કરતા નથી. એ પણ એટલું જ સાચું છે. અને જો ગૃહપતિ બરાબર સાચવી લે તો ગજગ્રાહ આપોઆપ શાંત થાય છે. ગૃહપતિની કુનેહ ઉપર અથડામણોના અંતનો આધાર છે.

## ૨. અંત્યજ છાત્રાલય:

લેખક: રામનારાયણ ના. પાઠક

એક વાત સૌ કોઈ કબૂલ કરશે કે જો કોઈ પણ કોમને છાત્રાલયની વધારેમાં વધારે અને તાત્કાલિક જરૂર હોય તો તે અંત્યજને છે. જે ઘરમાં બાળક બાપના હાથમાંથી બીડી લે, માના હાથમાંથી હોકો લે, હાંડલામાંથી પરમાટી લે અને પ્રભાતના પહોરમાં અપશબ્દ બોલવા એ તો જેને રામનામ સમાન સ્વાભાવિક થઈ ગયું છે, એ બાળકને જુદું વાતાવરણ આપવું જ જોઈએ.

અસ્પૃશ્યતાનિવારણના કાર્યમાં આવાં છાત્રાલયો જ મુખ્ય ભાગ ભજવે છે, ભજવી શકે.

× × ×

ગરીબ, અજ્ઞાન અને તે કારણે વહેમી એવી અંત્યજ કોમ છે. કોકડી ભરનાર અને લાકડાંની ભારી લાવનાર સાથી ભણવા જાય એ તેને પોસાતું નથી. . . . અમારાં ઢેડનાં છોકરાં લાડકાં. માવતર વગર ઘડી ન રહે. કોકની નજર પડે, એ વહેમ એને નડે છે. કોઈ કોઈ મોકલે છે તો મહિના દિ' પછી ઉપાડી લે છે. ટૂંકી નજરવાળા અંત્યજો દીકરો સો એકડા અને બારાખડી માંડી લે એટલે ભણી ઊતર્યો એમ માની લે છે.

લેખક કહે છે કે આવાં તો અનેક વિઘ્નો છે. પણ સમસ્ત છાત્રાલય જીવનમાં જે જીવનપલટો લાવવા માગીએ છીએ, જે વિચારક્રાન્તિ કરવા મથીએ છીએ, એમાં જો કોઈ કાળે સફળતા મેળવવા ઇચ્છતા હોઇએ તો આ માર્ગમાં પડેલા વિકટ અને મહાન પ્રશ્નનો નિવેડો આણ્યે જ છૂટકો છે.

લેખક માને છે કે ગોધરા, નવસારી, વઢવાણ, વરતેજ, એ છાત્રાલયો, જે જાતનાં છાત્રાલયો અંત્યજ કોમને જરૂરી છે એવાં નથી. મામાસાહેબ, પરિક્ષિતલાલ, શિવાનંદજી, રામજીભાઈ વ૦ પોતપોતાના છાત્રાલયને સફળ બનાવવા બધી શક્તિ વાપરી રહ્યા છે પણ હજી એમને સાચી ચાવી હાથ નથી આવી.

છાત્રાલય સંમેલનના અંત્યજો પ્રત્યેના વલણ વિષે લેખક કહે છે કે:

આપણે આજ ત્રણ વર્ષથી કહેવાતા ઊંચ વર્ણનાં છાત્રાલયોનો અભ્યાસ શરૂ કરી દીધો છે. એના અનેકવિધ પ્રશ્નનો ઉકેલ કરવા અનેક બુદ્ધિશાળી અને અનુભવવૃદ્ધ ગૃહપતિઓ મંડી પડ્યા છે. પરંતુ જેમ કોઈ વિશાળ સભામંડપમાં સુંદર ગાલીચા, સુશોભિત સિંહાસન, મનોહર હાંડી, તખ્તા, ઝુમ્મર લટકાવ્યાં હોય અને માત્ર એક ખૂણામાં ભાગ્યે જ કોઈ માણસની નજર જાય ત્યાં આપણે જૂની, સડેલી, ગંધાતી જાજમનો ઢગલો કરી રાખ્યો હોય તેમ આપણે સ્વરાજ્યનો મંડપ શણગારવા મંડ્યા

છીએ પણ પેલી ગંધાતી, સડેલી, જૂની જાજમોને સાફ કરીને કોઈ યોગ્ય સ્થળે પાથરવાનું આપણને ગમતું નથી. એને ઉપાડીને ફેંકી દેવા થોડાઘણા રાજી છે.

પછી લેખક ગૃહપતિઓને વિનંતિ કરે છે કે તમારા છાત્રાલયમાં વસતા વિદ્યાર્થીઓને અંત્યજવાસમાં લઈ જઈ વારપરબે સાફસુફનું કામ કરાવશો તોયે આ પ્રશ્નના ઉકેલમાં તમે કાંઈક મદદ આપી શકશો.

અંતમાં લેખક કહે છે કે એક વાત તો ચોક્કસ છે કે જ્યાં-સુધી અંત્યજ છાત્રાલયો બેડોળ, અળખામણાં અને ખાવા દોડે એવાં છે ત્યાંસુધી આપણું આ કામ ધીરું ચાલવાનું છે. સ્વરાજ્ય એટલું મોડું આવવાનું છે અને એનું પાપ આપણા સિવાય બીજા કોઇને નથી લાગવાનું. આદર્શ અંત્યજ છાત્રાલય ઊભું કરવાનું કામ ગમે તેટલું વિકટ હોય છતાં એ કરવાનો ભાર આપણે શિરે છે. એની જવાબદારી અહીં મળેલા જ્ઞાની અને અનુભવી એવા છાત્રપતિઓની છે. એ ઉકેલ વિના રાષ્ટ્રીય ઉત્થાન, સમાજ સુધારણા, વાતાવરણશુદ્ધિ અને એવું બધુંયે આકાશકુસુમવત્ છે.

## ૩. છાત્રાલયનું માર્ગદર્શક સમયપત્રક અને વ્યવસ્થિત તંત્રની રૂપરેખા :

લેખક : રેવનદાસ કલ્યાણભાઈ પટેલ.

( શ્રી ચરોતર બોર્ડિંગ હાઉસ, રામજી મંદિર, વડોદરા)

છાત્રાલયો ગમે તે શાળા કે મહાવિદ્યાલયને અંગે ચાલતાં હોય પણ તેનું સમયપત્રક જૂજ ફેરફાર વિના એક જ હોવા સંભવ છે. નીચે જણાવેલું સમયપત્રક દરેક છાત્રાલયને માટે, ખાસ કરીને માધ્યમિક શાળાના વિદ્યાર્થીઓના બનેલા છાત્રાલયને, બહુ સરળ થઈ પડશે :

### સમયપત્રક

| | |
|---|---|
| ૫– ૦ | ઊઠવું |
| ૫– ૦ થી ૫–૩૦ | પ્રાર્થના |
| ૫–૩૦ થી ૬–૩૦ | શૌચક્રિયા, સ્નાનાદિક્રિયા |

| | |
|---|---|
| ૬–૩૦ થી ૭– ૦ | કસરત |
| ૭– ૦ થી ૧૦–૧૫ | વાચન લેખન |
| ૧૦–૧૫ થી ૧૧– ૦ | ભોજનનો સમય |
| ૧૧– ૦ થી ૫– ૦ | શાળા |
| ૫– ૦ થી ૬–૩૦ | રમતો, ફરવા જવું વ૦ |
| ૫–૩૦ થી ૭–૩૦ | ભોજન, આરામ |
| ૭–૩૦ થી ૮– ૦ | પ્રાર્થના |
| ૮– ૦ થી ૧૦– ૦ | વાચન |
| ૧૦– ૦ | સૂઈજવું |

રવિવાર તથા તહેવારના દિવસો માટે લેખક નીચે પ્રમાણે કાર્યક્રમ સૂચવે છે;

| | |
|---|---|
| ૧૧–૦ થી ૧૨–૦ | શાળાના અભ્યાસ બહારનાં પુસ્તકોમાંથી ઉતારો કરવો અથવા નિબંધ લખવો વગેરે. |
| ૧૨–૦ થી ૨—૦ | ઈતર પુસ્તકોનું વાચન, પુસ્તકાલયમાંથી પુસ્તકોની લેવડદેવડ. |
| ૨–૦ થી ૩—૦ | કપડાં ધોવાં વગેરે પરચુરણ કામ. |
| ૩–૦ થી ૫—૦ | ડીબેટિંગ સોસાઈટી |
| ૫–૦ થી ૬–૩૦ | બાગબાની, સ્વચ્છતા વ૦ |

છાત્રાલયની વ્યવસ્થા માટે લેખક નીચેનાં ખાતાં સૂચવે છે:

૧. વ્યવસ્થાપક મંડળ
૨. રસોડાની વ્યવસ્થા
૩. વાચનાલય અને પુસ્તકાલય (ગરીબ વિદ્યાર્થી પુસ્તકાલય સાથે)
૪. હસ્તલિખિત માસિક
૫. સ્વચ્છતા અને આરોગ્ય
૬. ડીબેટિંગ સોસાઈટી
૭. બાગ વ૦

આ બધી વ્યવસ્થામાં છાત્રોને બને તેટલો વધુ હિસ્સો આપવો જોઈએ.

## ૪. આપણા છાત્રો અને આપણો ભાવિ વેપાર ઉદ્યોગ

લેખક: શ્રી. વીરચંદ પાનાચંદ શાહ બી. એ. (ગોમુખ ભવન, મુંબઈ ૩.)

આ નિબંધમાં ચર્ચાયેલો વિષય છાત્રાલયના પ્રદેશમાં નથી આવતો.

## ૫. છાત્રાલયોની સ્વચ્છતા

લેખક: જયન્તિલાલ ન. ધ્યાની ( ઋષિનિવાસ છાત્રાલય, ભરૂચ )

છાત્રાલયમાં જેમ વાગ્વર્ધિની સભા હોય છે તેમ કાર્યવર્ધિની સભા ગોઠવી હોય તો ઘણાં કાર્યોનો ઉકેલ આવે છે. લેખક કાર્યવાર્ધિની સભાનાં નીચે પ્રમાણે સપ્તાહો સૂચવે છે.

| | |
|---|---|
| ૧લું સપ્તાહ | છેકોની સાફસૂફ |
| ૨જું ,, | ચોપડીઓનાં પૂંઠાં |
| ૩જું ,, | ધાતુપાત્રોની સ્વચ્છતા |
| ૪થું ,, | આસનોની સાફસૂફ |
| ૫મું ,, | નદીને કાંઠે પગથિયાં બનાવવાં |
| ૬ઠ્ઠું ,, | દાંત, નાક, કાન, ચામડી, જીભ એ પંચેન્દ્રિયની સ્વચ્છતા |
| ૭મું ,, | વસ્ત્રોની સુઘડતા |

આ પ્રમાણે 'શાન્તિ સપ્તાહ,' 'વિનય સપ્તાહ,' 'વૃક્ષારોપણ સપ્તાહ' અને 'સેવા સપ્તાહ' ગોઠવી શકાય.

લેખક કહે છે કે અમારા છાત્રાલયમાં આ સપ્તાહની યોજના બહુ સફળ થઈ છે અને બીજાં છાત્રાલયોને તે માર્ગદર્શક થશે.

## ૬. વિદ્યાર્થીઓને કેટલી સ્વતંત્રતા આપવી?

લેખક: પરમાર દલપતસિંહ

(અચરતલાલ ગિરધરલાલ ચેરિટીઝ,. ટાવર બીલ્ડિંગ, દરિયાપુર, અમદાવાદ)

ગૃહપતિ બહુ જ મનન પછી દરેક વિદ્યાર્થીને યોગ્ય સ્વતંત્રતા આપી શકે છે.

દરેક છાત્રે સમજવું જોઇએ કે સ્વતંત્રતા લેવા પહેલાં તે સ્વચ્છંદી ન બની જાય. તેમજ શિસ્ત (discipline)ને નામે વિદ્યાર્થીઓ ઉપર અણઘટતું દબાણ થવું ન જોઇએ. અને સત્તાના જોર તથા જોમમાં ગૃહપતિએ તણાવું ન જોઈએ.

## ૭. ગૃહપતિ કોણ થાય?

લેખકઃ ત્ર્યંબકલાલ માણેકલાલ શુકલ

ગૃહપતિ વેઠિયો કે નોકર ન હોય, ન હોવો જોઈએ. પરંતુ બાળકોનો — વિદ્યાર્થીઓનો તે સાચો સલાહકાર, મિત્ર અને મુરબ્બી હોવો જોઈએ. બાળકોનો તેના ઉપર પ્રેમ અને વિશ્વાસ બન્ને જોઈએ. તેણે માતા અને પિતાની જવાબદારીઓ સમજી લેવી જોઈએ અને તે ગૌરવભર્યા પદને શોભતું આચરણ આચરવાને તત્પર હોવો જોઈએ.